# પ્રકાશકના બે બોલ

શ્રી ફાર્બસ ગુજરાતી સભાનો પ્રથમ હેતુ આ છે "ગુજરાતી ભાષામા લખાયલા સઘળા પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોનો સગ્રહ કરવો, અને તેમાના મુદ્રિત સ્વરૂપમા સરક્ષણ કરવા યોગ્ય લાગે તેવા પુસ્તકો હોય તે પ્રસિદ્ધ કરવા" આ હેતુથી સભા પ્રાચીન ગુજરાતી સાહિત્યના હસ્તલિખિત ગ્રથો વેચાતા લઈ સારા પ્રમાણમા સગ્રહે છે

આ સગ્રહમાથી, પ્રચલિત કરવા જેવા ગ્રથો કીયા કીયા છે તે સમજી શકાય તે માટે સભાએ ૧૫૦ પુસ્તકોની માહિતી આપનારા, હસ્તલિખિત પુસ્તક સવિસ્તર નામાવલિ ભાગ ૧ તથા ૨, આ પ્રકાશક પાસે તૈયાર કરાવી પ્રકટ કરેલા છે બાકીના પુસ્તકોની એજ ધોરણે સવિસ્તર નામાવલિ ભાગ ૩ જો તૈયાર કરવાનુ કામ પણ આ પ્રકાશકને સોપેલુ છે ઉપરાત ગ્રથનું પુસ્તક, રચનાર, રચનસમય વગેરેની ઉપયોગીયા માહિતી આપનાર એક યાદી પણ પ્રકટ કરેલી છે તેમાથી એક પાસ આ નામાવલિમાથી પસદ થયના ગ્રથો તૈયાર કરાવવાનું કામ ચાલે છે, તેમ બીજી પાસ અન્યત્ર સાપડતા પ્રસિદ્ધ કરવા યોગ્ય પ્રાચીન ગ્રથો, કાવ્યો, આખ્યાનો, વાર્તાઓ સશોધાવી, મુદ્રિત પ્રકટ કરવામા આવે છે

આ પ્રવૃત્તિમા અત્યાર સુધીમા ગ્રથો પ્રકટ થયા છે ૧ પ્રમોધબત્રીશી અને રાવણમદોદરીસવાદ સશોધક સ્વ મણિલાલ બ વ્યાસ ૨ પ્રાચીન કાવ્યવિનોદ ભાગ ૧ લો સશોધક રા રા છગનલાલ વિદ્યારામ રાવળ ૩ રસકલ્લોલ સશોધક રા રા છગનલાલ વિ રાવળ ૪ મહાભારત ભાગ ૧ લો—આદિપર્વ અને સભાપર્વ સશોધક શાસ્ત્રીજી કેશવરામ કાશીરામ (માગરોળ) ૫ શ્રી કૃષ્ણલીના કાવ્ય—દશમસ્કધ (સ ૧૫૨૯) કાયસ્થ કવિ કેશવરામ હૃદયરામવાળો સશોધક રા રા અબાલાલ બુ જાની, બી એ

૬ અભિમન્યુઆખ્યાન સશોધક રા રા મજુલાલ રણછોડલાલ મજમુદાર, એમ એ, એલએલ બી, ૭ પચદડની વાર્તા સશોધક રા રા શકરપ્રસાદ છગનલાલ રાવળ ૮ ગ્રથ મહાભારત ભાગ ૨ જો –વનપર્વ સશોધક શાસ્ત્રીજી કેશવરામ કાશીરામ એ ગ્રથ છપાય છે ઉપરાત ૯ રૂપસુન્દરકથા (છદોબદ્ધ કાવ્ય) સશોધક રા રા ભોગીલાલ જયચદ સાડેસરા ૧૦ હસાવતીની વાર્તા સશોધક શકરપ્રસાદ છ રાવળ

સભાએ મધ્યકાળની ગુજરાતી ભાષામા રચાયલો મહાભારતનો સળગ પ્રબધ પ્રકટ કરવાનુ મહાભારત કાર્ય આદરેલું છે શાસ્ત્રીજી કેશવરામ કાશીરામે વિનાવેતને પ્રીતિકાર્ય તરીકે આ કાર્ય સશોધી, ટીકા અને ઉપોદ્‌ઘાત સાથે તૈયાર કરવાનુ માથે લેઈ શ્રી ફાર્બસ ગુજરાતી સભાને ઋણી કરેલી છે પહેલો ભાગ–આદિપર્વ, સભાપર્વ ગયે વરસે પ્રગટ થયેલો છે આ વરસે બીજો ભાગ–વનપર્વ પ્રકટ થાય છે, અને ત્રીજો ભાગ–વિરાટ પર્વ (કવિ નાકરકૃત) પ્રેસમા મોકલેલો છે એક પ્રાચીન કવિના બને તેટલા પર્વો અને તે જ્યા સભવિત ન હોય ત્યાં બીજા એવા સમોવડીયા પ્રાચીન કવિના પર્વો લેવા, એવુ ધોરણ સભાએ અખ્ત્યાર કરેલુ છે ચાલતી ભાષાની જૂનવટ તેમાં છે, પરતુ મધ્યકાળના ગુજરાતને ગુજરાતીકવિઓએ કેવા સ્વરૂપમા તેનો પદબધ પૂરો પાડયો છે, એ જાણવાનું સાધન ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ વિચારનાર અભ્યાસીઓને મળી રહેશે, એ દૃષ્ટિ પ્રધાનપણે પ્રવર્તેલી છે

ગુર્જર સાહિત્યરસિક જનતાને એટલી મુશ્કેલી સહી લેવા વિનતિ છે આશા છે કે અભ્યાસી મન્બુઓ અને સાહિત્યરસિક જનતા સભાની આ યોજનાને ઉત્તેજન આપશે અને તેનો લાભ પણ લેશે

ભાદ્રપદ દશમ, મગળ
સં ૧૯૯૦
તા ૨–૧૦–૩૪ મુબઇ

અંબાલાલ બુલાખીરામ જાની
સહાયક મંત્રી, શ્રી ફાર્બસ ગુજરાતી સભા,
મુબઇ

# શ્રી ફાર્બસ ગુજરાતી સભા—મુંબઈ

## શાળા-પાઠશાળાઓને ઇનામ માટે તેમ પુસ્તકાલયોના સંગ્રહ માટે અડધી કિંમતની ગોઠવણ

## સાહિત્યપ્રચારને ઉત્તેજનની યોજના

શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ મુંબઇ ઇલાકાના, સરકારી, દેશી રાજ્યોના તેમજ મ્યુનિસિપાલીટીઓ અને લોકલ બોર્ડોના કેળવણી ખાતાઓમા અભ્યાસ તથા વાચનપ્રચાર દ્વારા તથા વિદ્યાર્થીઓને અપાતા ઇનામો દ્વારા, તેમ જ તેમના હસ્તકની નિશાળોની તથા સાર્વજનિક લાઇબ્રેરીઓ અને પુસ્તકાલયોમા ગુજરાતી સાહિત્યનો પ્રસાર બહોળા પ્રમાણમા સહેલાઇથી ઓછા ખરચે થઈ શકે તે માટે પોતાની માલીકીના નીચે જણાવેલા પહેલા દશ સુધીના આકવાળા પુસ્તકો (રાસમાળા ભાગ ૧-૨ સિવાય) અર્ધી કિમ્મતે ઉપલી સસ્થાઓને વેચાતા લઈ શકવાની અનુકૂલતા કરી આપવાને યોજના કરી છે.

રાસમાળા ભાગ ૧-૨ આ સંસ્થાઓને ૧૨॥ ટકામા કમીશ નથી વેચાતી આપવા ઠરાવ્યુ છે

આ યોજનાનો લાભ લેવા તે તે કેળવણી ખાતા અને સસ્થાઓ પ્રેરાય તે માટે પોતાની માલીકીના પુસ્તકોનો પરિચય તૈયાર કરી પ્રકટ કરેલો છે જેને તે જોઈતો હોય તેને મંગાવ્યેથી મફત મોકલવામા આવશે.

આ પુસ્તકો અડધી કિમ્મતે વેચાતા લેવા ઇચ્છતી સંસ્થાએ નીચેને શરનામે પત્રવ્યવહાર કરવો

**રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી એ.**
**શ્રી ફાર્બસ ગુજરાતી સભા મંદિર**
સેન્ડહર્સ્ટ રોડની બાજુમા, કૉંગ્રેસ સ્ટ્રીટ, ૩૬૫, ગિરગામ,
મુંબઇ નં. ૪

## શ્રી ફાર્બસ ગુજરાતી સભાની માલીકીનાં પુસ્તકો ૧૭

**૧-૨ રાસમાળા** (સચિત્ર) તૃતીય આવૃત્તિ, ભાગ ૧ લો, તથા બીજો; રચનાર સ્વ. શ્રી. એલેક્ઝાન્ડર કિન્લોક ફાર્બસ. ભાષાન્તર કાર, અને વિવિધ ટિપ્પણીએ તથા પરિશિષ્ટો યોજનાર દિ. બ. રણછોડભાઇ ઉદયરામ દવે. દરેકનું મૂલ્ય ૫-૮-૦

**૩. ફાર્બસ જીવનચરિત**—રચનાર, સ્વ. મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, જે. પી. મૂલ્ય ૦-૮-૦ (હાલ અપ્રાપ્ય).

**૪ માર્કસ ઓરેલીઅસ એન્ટોનીનસના સુવિચારો**—ભાષાન્તરકાર. સ્વ ઇડરનરેશ, સર કેશરીસિંહજી, ઉપોદ્ઘાત લખનાર અને સંસ્કૃતસુભાષિત અને તત્ત્વજ્ઞાનનાં વચનો નોંધનાર રા. રા નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવી. મૂલ્ય રૂ. ૨-૦-૦

**૫ શ્રી. ફા. ગુ. સભાનાં પુસ્તકોની સવિસ્તર નામાવલિ.** ભા. ૧ લો, ૨ જો; (૧-૫૦, અને ૫૧ થી ૧૫૦ પુસ્તકોની યાદી) તૈયાર કરનાર રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની બી. એ. દરેકનું મૂલ્ય રૂ ૨-૦-૦

**૬-૧) થી ફાર્બસ ગુજરાતી સભાનાં હ. પુસ્તકોની** સંક્ષિપ્ત યાદી. તૈયાર કરનાર રા રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ

**૭ ગુજરાતનાં ઐતિહાસિક સાધનો ભાગ ૧-૨**(સાથે ભેગા)ગદ્યો, વંશાવળીઓ, શહેરો વગેરે સંબંધી હકીકતોનાં લખાણ. સભાનાં સાધનોને આધારે તૈયાર કરનાર રા રા. નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદી, મૂલ્ય રૂ. ૧-૦-૦

**૮ રસકલ્લોલ** : બાળાઓએ ગાવાનાં સ્ત્રીજીવનનાં પ્રચલિત ગીતો. સંપાદક રા. રા. છગનલાલ વિ. રાવળ. રૂ. ૦-૧૦-૦.

**૯ પ્રબોધબત્રીશી** (કવિ બાંધારા માંડણકૃત) અને **રાવણ મંદોદરી સંવાદ** (કવિ શ્રીધરકૃત). બન્નેય જૂના ગુજરાતીના ગ્રંથો—ટીકા સાથે. સંશોધક સ્વ. રા. મણિલાલ બ. વ્યાસ, ટીકા તથા ઉપોદ્ઘાતના લેખક રા. રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ. મૂલ્ય રૂ. ૦-૧૨-૦.

**૧૦ પ્રાચીન કાવ્યવિનોદ ભાગ ૧ લો**-પ્રાચીન આખ્યાનો અને પદો, નાકર આદિ કવિઓના ગ્રંથો, (ભાષા કંઇક અર્વાચીન ગુજરાતી જેવી) સંપાદક રા. રા છગનલાલ વિ. રાવળ. મૂલ્ય રૂ. ૧-૦-૦.

**૧૧ અહુનવર**—એ નામનો સર્જનતો મંત્ર, પારસી ધર્મતત્વનું વૈદિક દ્રષ્ટિએ અવલોકન રા રા. માનશંકર પિતાંબરદાસ મહેતા. મૂલ્ય ૦-૮-૦

१२ चतुर्विंशतिप्रबन्धः-श्री राजशेखरसूरिसन्दृब्धः—परिशिष्टेन समलंकृतः संशोधितश्च एम. ए. इत्युपपद-धारिणा प्रो.हीरालालेन। मूल्यं रु. २-८-०

१३ प्रबन्धचिन्तामणिः—श्री मेरुतुङ्गाचार्यरचितः शास्त्री दुर्गाशंकरेण संशोधितः मूल्यं १-८-०

૧૪ શાકતસંપ્રદાય—સિદ્ધાન્તો, ગુજરાતીમાં તેનો પ્રચાર અને ગુજરાતી સાહિત્ય ઉપર અસર. કાદિ અને હાદિ મતનાં બે શ્રીચક્રો સાથે લે. દિ. બ. નર્મદાશંકર દેવશંકર. મહેતા બી. એ. મૂલ્ય ૧-૮-૦.

૧૫ ગુજરાતના ઐતિહાસિક લેખો—ભાગ ૧ લો. પ્રાચીન યુગથી વાધેલા વંશની સમાપ્તિ પર્યંતના. મહારાજા અશોકથી ગુર્જર વંશ પર્યન્ત ગોઠવી સંશોધી તૈયાર કરનાર, રા. રા. ગિરજાશંકર વલ્લભજી આચાર્ય. એમ. એ. ક્યુરેટર, પ્રીન્સ ઑફ વેલ્સ મ્યુઝીઅમ-મુંબઇ. મૂલ્ય રૂ. ૪-૮-૦

૧૬ મહાભારત-પ્રાચીન ગુજરાતી અનુવાદ, રેકવકવિ હરિદાસકૃત આદિપર્વ અને નાગરકવિ વિષ્ણુદાસરચિત સભાપર્વ સંપાદક અને સંશોધક રા. ગ. કેશવરામ કાશીરામ શાસ્ત્રીજી, માંગરોળ

૧૭ ગુજરાતના કેટલાએક ઐતિહાસિક પ્રસંગો, તથા વાર્તાઓ વા. ગુજરાતી રાસમાળા. સંગ્રહ કરનાર અને લખનાર સ્વ. કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ મૂલ્ય રૂ ૦-૧૨-૦.

## ૨ સભાના પારિતોષિકથી પ્રસિદ્ધ ગ્રન્થો ૫,

(૧) મેટરલીંકના નિબંધો-(ભાષાન્તર) રા.રા ધનસુખલાલ કૃ. મહેતા

(૨) વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ-રા. રા દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી (અપ્રાપ્ય; દ્વિતીય આવૃત્તિ સંશોધાવી તૈયાર કરાવાય છે)

(૩) શૈવમતનો સંક્ષિપ્ત ઇતિહાસ-રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી (અપ્રાપ્ય; દ્વિતીય આવૃત્તિ સંશોધાવી તૈયાર કરાવાય છે)

(૪ દેહ, જીવ અને આત્માની વૈજ્ઞાનિક મીમાંસા (ભાષાન્તર) રા રા. પ્રેમશંકર નારણજી દવે

લૉર્ડ મૉરલીકૃત કૉમ્પ્રોમિઝ (ભાષાન્તર), સત્યાગ્રહની મર્યાદા રા રા. મહાદેવ હરિભાઇ દેશાઇ, બી એ એલએલ. બી મૂલ્ય રૂ. ૧-૦-૦

## ૩ સભાના આશ્રયથી પ્રસિદ્ધ ગ્રંથો ૬

(૧) નર્મકોષ સ્વ કવિ નર્મદાશંકર લાલશંકર દવે.

(૨) "ભક્તકવિ શ્રી દયારામનું જીવનચરિત્ર"-લે ગ.શંકરપ્રસાદ છગનલાલ રાવળ, પ્રકાશક ગ ગ નારણદાસ પરમાણંદદાસ ડભોઇવાળા

(૩-૪) **કાઠિયાવાડનું કંઠસ્થ સાહિત્ય,** ભાગ ૧ લો તથા ૨ જો (પ્રાચીન સંગ્રહો)-રા રા હરગોવિન્દ પ્રેમશંકર ત્રિવેદી મહુવા

(૫) **અભિમન્યુ આખ્યાન**-જનતાપીકૃત (૨ સં ૧૭૮૫), રા રા મંજુલાલ રણછોડલાલ મજમુદાર, બી. એ એલએલ બી. વડોદરા

(૬) **સંયુક્તાખ્યાન** (કાવ્ય) રા, રા ગજેન્દ્રશંકર લાલશંકર પંડયા. એમ એ સુરત

## ૪ મુદ્રણાલયમાં ૭.

(૧) **રૂસ્તમ બહાદુરનો પવાડો** (શામળ) રા. રા અંબાલાલ બુ જાની, બી એ

(૨) **કેશવકૃત ભાગવત દશમસ્કંધ**-ગ રા અં. બુ જાની, બી એ.

(૩) રા રા નરસિંહરાવ ભોળાનાથ દીવેટીયાના **"ફાઇલોલોજીકલ લેકચર્સ"** ભાગ ૧ લાનું ભાષાન્તર (સચિત્ર)-રા રા રા પ્રે બક્ષી બી એ

(૪) **"ચતુર્વિંશતિ પ્રબંધ"**-ગુજરાતી અનુવાદ તૈયાર કરનાર પ્રો હિરાલાલ રસિકદાસ કાપડીયા, એમ એ

(૫) **પ્રબંધચિંતામણિ**-મેરુતુગાચાર્યકૃત ગુજરાતી અનુવાદ તૈયાર કરનાર રા રા દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

(૬) **મહાભારત ગુજરાતી**-ભાગ ૨ જો વૈશ્યકવિ નાકરરચિત આરણ્યક પર્વ, સંશોધક રા રા કેશવરામ કાશીરામ શાસ્ત્રી માંગરોળ

(૭) **નરપતિકૃત "પંચદંડ"** (સ. ૧૫૪૫) સંશોધક રા. રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ

## ૫ તૈયાર થતાં ૫

(૧) **રાસમાળાની પૂરણિકા**-દિ બ રણછોડભાઇ ઉદયરામ દવેએ સંગ્રહીત, ગોઠવી લખનાર રા રા. ગિરજાશંકર વલ્લભજી આચાર્ય એમ એ

(૨) **"રૂક્મિણીરી વેલી"**-(પ્રાચીન) તૈયાર કરનાર ગ રા નટવરલાલ ઇચ્છારામ દેસાઈ બી એ

(૩) **મધુસૂદન વ્યાસકૃત હંસાવતીની વાર્તા**-સ. ૧૬૫૪ (પ્રાચીન) સંશોધક રા રા શંકરપ્રસાદ છગનલાલ રાવળ

(૪-૫) **શૈવધર્મ અને વૈષ્ણવ ધર્મ** તેના સિદ્ધાન્તો, ગુજરાતમાં પ્રચાર અને ગુજરાતી સાહિત્ય ઉપર તેની અસર સંશોધિત પરંપત દ્વિતીય આવૃત્તિ, કર્તા રા રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

**મેસર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કું.**
બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ પ્રીન્સેસ સ્ટ્રીટ-મુંબઇ ન ૨

॥ श्रीकृष्णः ॥

# પ્રસ્તાવના

## ૧. મહાભારત ગુજરાતીમાં



રમ કૃપાળુ પરમાત્માના અનુગ્રહથી અતિ દુર્લભ એવું આ ગુજરાતીમાં મહાભારતને પ્રથમજ ઊતારવાનું સાહસ કરનાર વૈશ્યકવિ નાકરનું રચેલું આરણ્યકપર્વ, મહાભારત-ગ્રન્થ ૧ લાના પ્રકાશન પછી આટલા ટૂંકા ગાળામાં પ્રસિદ્ધ કરી, ગુજરાતી સાહિત્યરસિક જનતાના કરકમલમાં મૂકવાને ભાગ્યશાળી થયો છું.

વેદવ્યાસની પરમ પવિત્ર આદર્શ વાગ્ધારાનું કર્ણપુટોમાં દ્વિજવર્ગ-દ્વારા શ્રવણ કરી, માતૃભાષામાં પાન કરાવનાર આ કવિની સારી ગુજરાતી આલમ થોડી ઋણી નહીં ગણાય. નાકરની પૂર્વે થયેલા કવિવરોએ ભાગવત-રામાયણાદિકમાંથી વસ્તુ લઈ કાવ્ય-સરિતાના વહેણ વહાવ્યા ખરા, પણ મહાભારતમાંથી વસ્તુ લઈ વહેણ વહાવવાનું તો હજી બાકી હતું. તેની પહેલ કરવાનું ભાગ્ય આરણ્યકપર્વના કર્તા વૈશ્યકવિ નાકરને મળ્યું છે. તેણે સં. ૧૫૮૯ માં મહાભારત-આરણ્યકપર્વાન્તર્ગત નલોપાખ્યાન ઉપરથી વસ્તુ લઈ સ્વતન્ત્ર નળાખ્યાન રચ્યું, અને તે સં. ૧૬૦૨ લગભગ સુધીમાં મહાભારતના કેટલાએક પર્વો ગુજરાતી ભાષામાં અર્પવાને સમર્થ થયો.

## ૨. નાકરની ભાષા

નાકરના સમયમાં ભાષાસ્વરૂપ કેવું હતું, તે હવે અજાણ્યું રહ્યું નથી તેમ ગુજરાતમાંની તત્કાલીન ભાષાની અનેક પ્રતિયો

પ્રાપ્ત થઈ છે, તે ઊપરથી નાકરની ભાષાના ખરા સ્વરૂપનું જ્ઞાન હસ્તામલકવત્ થઈ ગયું છે. નાકરની ભાષા એ ગૂજરાતી ભાષાના વિકાસક્રમમાં અન્તર્ગત એવું એક સ્વરૂપ છે. તે સ્વરૂપ કિયું એ સ્વાભાવિક પ્રશ્ન રહે. નાકરની ભાષાનું સ્વરૂપ એ ગૂજરાતી ભાષાનું આદ્ય સ્વરૂપ તો નથીજ, એ વાત તે પૂર્વેના ગ્રન્થોની ભાષા જોવાથી આપણે સમજી શકિયે છિયે ત્યારે એ સ્વાભાવિક પ્રશ્ન ઊઠે છે કે ગૂજરાતી ભાષાનું આદ્યસ્વરૂપ તે કરતાં પણ પ્રાચીન ખરું કે નહીં ? પ્રાચીન એમાં તો શક જ નહીં. માત્ર તેનો ક્રમિક વિકાસ ક્રમ થયો છે, તે સમઝવામા આવે તોજ તેની પ્રાચીનતા સમઝાય. અન્યથા વિક્રમની ૧૭ મી સદીના અન્ત સુધીની ભાષા આપણને ગૂજરાતી ન લાગે. વસ્તુસ્થિતિયે અન્ય ભાષાઓનું બન્યું છે, તેજ રીતે જેનું આપણે ગૂજરાતી એવું નામ આપ્યું છે, તે ભાષાનું પણ બન્યું છે. અનેક ભૂમિકાઓ વટાવી વટાવી છેવટ અર્વાચીનરૂપ સ્થાપિત થયું. મારા પુરોગામી અનેક ગૂજરાતીભાષાતત્ત્વચિન્તકોયે પોતપોતાને સમઝાયું છે, તે રીતે તેનો વિકાસક્રમ આપ્યો છે અને હજીપણ ઉપલબ્ધ થતા અને થવાના સાધનો ઊપરથી જુદા જુદા મતો જનતા સમક્ષ રજૂ થવાનાજ. તે વિષય મને જે સ્વરૂપમાં સમઝાયો છે, તે સ્વરૂપમાં આપવાનો અહીં પ્રયાસ કરું છું. તે તરફ સહૃદય વિદ્વાનો દૃષ્ટિ કરી મને જરૂર કૃતાર્થ કરશેજ.

### ૩. ગૂજરાતી ભાષાના યુગ

नत्वा यतीश्वरं देव तत्कृपावलमाश्रितः ।
व्याकुर्वे सुज्ञबोधाय स्वरूपं गुर्जरीगिरः ॥
दूरेऽन्धतमसिच्छन्नं यद्रूपं गुर्जरीगिरः ।
तदेतत्प्रस्फुटं कर्तुं मतं मेऽयं प्रयत्नकः ॥

આજ સુધીના ઉપલબ્ધ હસ્તલિખિત ગ્રન્થ દિક ઉપરથી આપણા વિદ્વાનોયે ગૂજરાતી ભાષાના ત્રણ યુગ કલ્પ્યા છે: —

૧. પ્રાચીન ગૂજરાતી કિંવા અપભ્રંશયુગ-વિક્રમની ૧૧ થી ૧૪ મી સદી;

૨. મધ્યકાલીન ગૂજરાતીયુગ-વિક્રમની ૧૫ થી ૧૭ મી સદી, અને

૩. અર્વાચીન ગૂજરાતીયુગ-વિક્રમની ૧૮ મી સદીથી આગળ.

ઊપર જે ત્રણ યુગ આપવામાં આવ્યા છે, તેમાં એટલું ખ્યાલમાં રાખવું આવશ્યક ગણાય કે એમાં બે પચીશીનો ફેર આગળપાછળ હોઈ શકે. એ રીતે અપભ્રંશકાલીન સાહિત્યનું રચન જેમ ૧૫ મી સદીના પૂર્વાર્ધમાં હોઈ શકે, તેજ રીતે મધ્યકાલીન ગૂજરાતીનું રચન ૧૪ મી સદીના ઉત્તરાર્ધમાં પણ હોઇ શકે, તેજ રીતે અર્વાચીન ગૂજરાતીનો આરમ્ભ ૧૭ મી સદીના ઉત્તરાર્ધમાં હોય તેમાં કાઇપણ આશ્ચર્ય નજ હોઇ શકે. ભાષા એ એવી વિચિત્ર વસ્તુ છે કે તેના આરમ્ભની કે અન્તની ચોક્કસ મિતિ નજ હોઇ શકે; અટકળેજ મુદત બાંધી શકાય. અહીં આગળ ઊપર આવશેજ કે અર્વાચીન ગૂજરાતીના આરમ્ભકાળને ૧૭ મી સદીના ઉત્તરાર્ધ કે ૧૮ મી સદીના આરમ્ભથી સામાન્ય રીતે માનવામા આવે છે, ત્યારે તેનાજ સ્વરૂપનો ખુદ સૌરાષ્ટ્રમા ૧૫ મી સદીના પૂર્વાર્ધથીજ આરમ્ભ થઈ ચૂકેલો. અત્યારે ગૂજરાતી ભાષાના સ્વરૂપના વિષયમાં બે મત બન્ધાઇ ગયા છેઃ એક પક્ષનું મન્તવ્ય એવું છે કે નરસિંહ-યુગમા અર્વાચીન ગૂજરાતીના સ્વરૂપને મળતા સ્વરૂપવાળી ભાષા હતી, જ્યારે બીજા પક્ષનું મન્તવ્ય એ છે કે નરસિંહયુગની ભાષા જૂના સ્વરૂપવાળી હતી; અર્વાચીન સ્વરૂપવાળી ભાષાનો આરમ્ભ તો ૧૭ મી સદીના ઉત્તરાર્ધથી અથવા ૧૮ મી સદીના પૂર્વાર્ધથીજ. આની બન્ને બાજૂના સત્યાન્વેષણનો અહીં આગળ પ્રયત્ન આવશેજ.

## ૪. અપભ્રંશનું સ્વરૂપ

ઊપર આપવામાં આવેલા ત્રણે યુગની ભાષામાંની પ્રથમ પ્રાચીન ગૂજરાતી કિંવા અપભ્રંશ ભાષાનું સ્વરૂપ આપવાુંજ

ગૂજરાતી મહાન વૈયાકરણ હેમચન્દ્રસૂરિયે પોતાના **સિદ્ધહેમ** નામક વ્યાકરણગ્રન્થના આઠમા અધ્યાયના છેલ્લા પાદમાં સૂત્ર ૩૨૯ થી ૪૪૬ સુધીમાં આપ્યું છે. ત્યાં આપેલાં અનેક ઉદાહરણો ઉપરથી તત્કાલીન ભાષાનું સ્વરૂપ આપણે જાણી શકયા છિયે. આ ઉપરાંત બીજા અનેક પ્રસિદ્ધ તેમજ અપ્રસિદ્ધ ગ્રન્થોમાં આ અપભ્રંશ ભાષાનું સ્વરૂપ આપણે મેળવી શકયા છિયે.

આપણી પાસે એવું બીજું સાધન કિયું છે કે જેથી તે કાલમાં તેજ ભાષા બોલાતી હતી એમ નક્કી થઈ શકે? મનુષ્યની જિન્દગી એટલી બધી લાંબી નથીજ કે અમુક સૈકાઓ સુધીનું આયુષ ભોગવી જુદા જુદા સમયે વિકાર પામતી ભાષાના સ્વરૂપને યાદ રાખી તેનું જ્ઞાન અર્વાચીન પ્રજાને કરાવી શકે આવી સ્થિતિમાં આપણે જૂના હસ્તલિખિત ગ્રન્થો, પત્રો વગેરેનો આધાર લેવો પડે છેજ. આ હસ્તલિખિત ગ્રન્થો, પત્રોમાંના બધાજ શિષ્ટ કિંવા વિદ્વાન લહિયાઓને હાથે લખાયેલા હોતા નથી, એટલે મુશ્કેલી ઊભી થાય છે. એકજ સમયમાં એક લખાણની ભાષા એક સ્વરૂપવાળી દેખાતી હોય, ત્યારે બીજા લખાણની ભાષા જુદા સ્વરૂપવાળી હોય. આમ જુદાં જુદાં સ્વરૂપવાળાં લખાણોમાંનું કિયું સાચું, કિયું ભૂલભરેલું, અથવા બન્ને સાચાં કે બન્ને ભૂલભરેલાં? આવી મુશ્કેલીમા તોડ કાઢવાનાં સાધનો કેવી રીતે ઊભાં કરવા, એ વાત ચર્ચા માગે છે.

એ તો સમઝી શકાય તેવું છે કે સંસ્કૃત ભાષાનું સ્વરૂપ મહર્ષિ પાણિનિના સમયથી નિયત થઈ ચૂક્યું હતું. મહર્ષિ પાણિનિની અષ્ટાધ્યાયી ઉપરના મહાભાષ્યમાં મહર્ષિ પતઞ્જલિયે તત્કાલીન પ્રાકૃત કિંવા લોકભાષાનાં કેટલાંક ઉદાહરણો આપ્યાં છે જેમકે **ગો** શબ્દના ગાવી, ગોણી ગોતા, ગોપોતલિકા ( નિર્ણયસાગરની આવૃત્તિ પૃ. ૩૦ ) વગેરે પર્યાયો લોકભાષામાં પ્રચલિત હતા. તેમાંથી કેવળ ગોશબ્દજ શુદ્ધ છે તેને સંસ્કૃતમાં સ્વીકાર્યો. આ વગેરે

ઉપાયોથી સંસ્કૃત વૈયાકરણોયે તત્કાલીન ભાષામાંના શુદ્ધ સ્વરૂપને **સંસ્કૃત** કરી આપણી સંસ્કૃત કિંવા દેવભાષાનું સ્વરૂપ આપણને બતાવ્યું. વૈદિક ભાષામાં વિકાર થઈ જાય યા તેનું સ્વરૂપ નાશ પામી જાય, તેની બ્હીકે મહર્ષિયોયે પ્રાતિશાખ્યો રચી વૈદિક ભાષાને બચાવી લીધી. તે રીતે અત્યારે કાના માત્રાનો પણ ફેર થયા વિના વૈદિક સંહિતાઓ જળવાઇ રહી. બેશક વૈદિક મન્ત્રોમાં દેશભેદ કે શાખાભેદને અંગે ક્વચિત પાઠભેદ, ક્વચિતજ ઉચ્ચારભેદ વગેરે હતા. તે બધાય તે તે શાખાવાળાઓયે પોતાનાં પ્રાતિશાખ્યોમાં જાળવી રાખ્યા. આમ કરવાનું પ્રયોજન મુખ્યત્વે તો એજ કે લોકભાષા તો વિકાર પામતીજ આવતી હતી. આપણે સામાન્ય રીતે માનિયે છિયે કે "**प्रकृति: सस्कृतं, तत्र भवं तत आगतं वा प्राकृतम्** (સિ. હે. ૮-૧-૧ ની વૃત્તિ)—સંસ્કૃત ભાષા એ મૂળ પ્રકૃતિ. તેમાંથી ઉત્પન્ન થયેલ અથવા તેમાથી નીકળેલ તે પ્રાકૃત." બેશક પ્હેલી નજરે આપણને એમ લાગે અને વ્યાકરણગ્રન્થોના સ્વરૂપ જોતાં એમજ લાગે કે સંસ્કૃત શબ્દો ઉપરથી વર્ણવિકાર થતા પ્રાકૃત શબ્દો ઊતરી આવ્યા હોય. પરન્તુ જ્યારે એવા કેટલાક પ્રાકૃત શબ્દો જોઇયે છિયે કે જેની ઉત્પત્તિ સંસ્કૃત ભાષામા સ્વીકારાયેલાં રૂપો ઉપરથી નથી, ત્યારે આ મત સ્વીકારતા મુશ્કેલી ઊભી થાય છે. જો કે જે શબ્દો નિયત વિકારદ્વારા ઊતરી આવ્યા જણાતા નથી, તેમજ જે શબ્દોના મૂળ સંસ્કૃત ભાષામા મળતા નથી, તે બન્ને પ્રકારના શબ્દોને પણ્ડિત હેમચન્દ્રાચાર્યે **દેશીનામમાલા**મા સમાવી લીધા છે, તોપણ તેવા કેટલાયે શબ્દોની પ્રકૃતિ કિંવા મૂળ સંસ્કૃતની પુરોગામિની વૈદિક ભાષામાથી મળી આવે છે. ગુજરાતી ભાષામાં ઊતરી આવેલાં **અમે-તમે**ની પ્રકૃતિ જોવાથી આ વાતની ખાતરી થઈ શકશે. અપભ્રંશ ભાષામા "**जस्शसोस्तुम्हे-तुम्हइं** (સિ. હે. ૮-૪-૩૫૯) અને **जस्शसोरम्हे-अम्हइं** (સિ. હે. ૮-૪-૩૭૬)" એમ પ્રથમા વિભક્તિ અને દ્વિતીયા વિભક્તિના બહુ-

વચનમા સંસ્કૃત ભાષામા જ્યા અનુક્રમે **यूयम्** અને **वयम्** છે, તે સ્થળે **तुम्हे तुम्हइ**, **अम्हे-अम्हइ** એના આદેશ મળી આવે છે. પ્રાકૃતમા **यूयम्** ને સ્થળે **तुम्ह** અને **वयम्** ને સ્થળે **अम्ह-अम्हे -अम्हो** એ આપણી ભાષાના રૂપને મળતા રૂપો પ હેમચન્દ્રાચાર્યે અનુક્રમે સૂ ૮-૩-૮૧ અને ૧૦૭ મા આપ્યા છે સંસ્કૃતમાથી આ પ્રાકૃત રૂપોની ઉત્પત્તિ નથી પરન્તુ वैदिक ભાષામા **अस्मे** (=**अस्मासु**, **अस्मभ्यम्** ના અર્થમા ) મળી આવે છે તેજ શબ્દ ઉપરથી પ્રાકૃત દ્વારા અપભ્રંશમા થઈ અહ્મે-હમે-અમે તેમજ **अम्हइ** એ અપભ્રંશકાલીન શબ્દ ઉપરથી સાનુનાસિક અહ્મેં-હમે-અમે અને **अम्हो** ઉપરથી અમો-અમ્યો સાપડ્યા છે તેજ રીતે આભાસસામ્યે તહ્મે-તહ્મે-તમે તેમજ **तुम्हइ** ઉપરથી તહ્મેં-તહ્મે-તમે એના સાનુનાસિક રૂપો, **तुम्हो** ઉપરથી તમો-તમ્યો રૂપો મળ્યા છે આવા તો બીજા અનેક શબ્દો દેશીનામમાલામા છે કે જેના મૂળ સંસ્કૃત ભાષામા ન મળે છતા वैदिक ભાષામાથી મળી આવે

આ રીતે જે જે ભાષાના વ્યાકરણો રચાઈ ગયા તે તે ભાષાનૂ સ્વરૂપ નિયત થઈ ચૂક્યૂ પ્રાચીન ગૂજરાતી કિંવા અપભ્રંશનૂ સ્વરૂપ આ રીતે જકડાઇ ગયૂ છે

પણ્ડિત હેમચન્દ્રાચાર્યના સમયમા સાહિત્યની ભાષા તરીકે અપભ્રંશ સ્વીકારાઇ ચૂકી હતી તે સમયના તેણે પોતાના વ્યાકરણમા લીધેલા અપભ્રંશ ભાષાના ઉદાહરણો – ભવિસત્તકહા વગેરે અનેક કાવ્યો અને શિલાલેખોથી તે વાત અત્યારે નિર્વિવાદ સ્વીકારાઇ ચૂકી છે વિક્રમની ૧૪ મી સદી સુધી આ ભાષા સાહિત્યની ભાષા તરીકે હતી, તે તે સમય સુધીમા રચાયેલા જૈન કવિયોના રાસો-ફાગુઓ-સજ્ઝાઓ વગેરે ઉપરથી જાણી શકિયે છિયે ૧૪ મી સદીની છેલ્લી પચીશી આસપાસથી જૂના અપભ્રંશ ભાષાના રૂપો ઘસાતા ઘસાતા નવા સ્વરૂપમા આવવા લાગ્યા અને ભાષાસ્વરૂપ બદલવા લાગ્યૂ બોલાતી ભાષામા દર સેંકડે, ના, દર પચીશીયે

ક્રમિક વિકારો થતજ આવે છે હમેશ ભાષાના ખરા સ્વરૂપ જાણ વાને તેની પુરોગામિની ભાષા ઉપર આપણે આધાર રાખવોજ પડે છે જ્યારે મધ્યકાલીન ગૂજરાતીનું સ્વરૂપ આપણે જાણતું હોય ત્યારે તેજ ન્યાયે આપણે અપભ્રંશના નિયત સ્વરૂપ ઉપર આધાર રાખ વોજ પડે છે તે ઉપરથી તે પછી ક્રિયો વિકાર માર્ગદર્શક છે, તે નક્કી કરવાથી જોઇતી ભાષાનું સ્વરૂપ પકડી શકાય છે

## ૫. મધ્યકાલીન ગૂજરાતીનું સ્વરૂપ

એક બાજૂ અપભ્રંશ ભાષાનું સ્વરૂપ તદ્દન નિયત સ્વરૂપમા મળી આવે છે, તો બીજી બાજૂ અર્વાચીન ગૂજરાતીનું સ્વરૂપ આપણા નિત્યના વ્યવહારમા છે આ રીતે એ બન્ને ભાષાના સ્વરૂપ માટે આપણી સ્થિતિ સારી વસ્તુસ્થિતિ નક્કી છ ખરૂ સ્વરૂપ શોધવાનૂ **મધ્યકાલીન ગૂજરાતીનૂં** છે આપણા કમનસીબે મધ્યકાલીન ગૂજરાતીનૂ કોઇ વ્યાકરણ હાથ લાગતૂ નથી - જેના ઉપરથી તે ભાષાનૂ સ્વરૂપ આપણે મેળવી શકિયે મધ્યયુગનૂ **મુગ્ધવબોધ ઔક્તિક** નામનૂ તત્કાલીન ભાષામા લખાયેલૂ એક વ્યાકરણ છે, પરન્તુ તે તો સંસ્કૃત વ્યાકરણ સુગમેન અવબોધ માટે તે સમયની ભાષામા છે તે ગ્રન્થમા વપરાયેલી ભાષા જૂની છે એમ તે વાચના સમજાય છે

ભક્તકવિ નરસિંહ – ગૂજરાતી ભાષાનો આદિ કવિ આ મધ્ય કાલમા થયો હતે તેમ છતા તેના જેટલા કાવ્યો ઉપલબ્ધ થયા છે, તેની ભાષા જૂના સ્વરૂપવાળી નથી વહેનામા વહેના એના કાવ્યોની નકલ મા ૧૬૫૦–૫૯ ની આસપાસની મળે છે તેમા ઘણે અંશે અર્વાચીન સ્વરૂપને મળતી ભાષા દૃષ્ટિગોચર થાય છે તે પદો —

**(૧) આજ માહારે દીવાલી રે દીવાળી મારે ઘેરિ આવ્યા વનમાલી**
**ઝળહલ મલહલ કરો રે દીવા મોતીડે ચોક પૂરાવો**
**માનિનીઓ મલિ મંગલ ગાવો, ઢોલ દદામો વાહો આજ.**

માથે પાગ પીતાંબર પેહેરયાં, ચાંપા ચોસર લેહેકે.
ભારયાં તંબોલ ગલસ્થલ ઝલકે, ચોઆ ચંદન બેહેકે. આજ.
સનાથ કીધાં સ્વામી માહારા, તારા ગુણ શ્યા કહિયે ?
નારસૈંહાંચો સ્વામી એહજ માંગું, માહારા મંદિરથી નવ
જઇયે. આજ.

(૨) શ્રીગોકુલ ઘેરઘેર દીવાલી, ખેલન ચાલ્યા વનમાલી.
શણગારયાં ગોપી નેં ગોવાળા, માહામોહોત્સવ મંગલ
વ્રજબાલા. ૧
નંદ જસોદાનેં લાગે પાય, માતા કેહે, ગાય ચરાવા જાય.
જય જય દેવ ભણે . રાય, હરિ આગલિ નારસિંહો ગાય. ૨

( ગૂજરાતી પત્રના ૧૫ મી જાન્યુઆરી ૧૯૩૩ ના અંકનું પૃષ્ઠ ૯૫ મું. )

ઊપરના આ બે પદમા માત્ર ઘેરિ અને આગલિ આ બે શબ્દોમા અપભ્રંશ કાલથી ચાલ્યો આવતો સપ્તમીનો इ પ્રત્યય રહી જવા પામ્યો છે. એ સિવાયનૂં સ્વરૂપ અત્યારની ભાષા જેવૂં છે. એથી ઊલટૂં છેક ૧૮ મી સદીના પૂર્વાર્ધ સૂધીની નકલોમા જૂના સંસ્કારો મળી આવે છે.

ત્યારે પ્રશ્ન એ થાય છે કે એ બન્નેમા ખરૂં સ્વરૂપ શૂં ? તેજ જોઇયે.

ગૂજરાતની ભાષા તળ ગૂજરાતની નથી તેમ માત્ર તળ કાઠિયા-વાડની નથી, એ બન્ને થઈને મળેલા એક બૃહદ્ગૂજરાતની ભાષા છે એ તો નિર્વિવાદ છે કે પ્રેમાનન્દના સમયમા આ બન્ને દેશોની એક મહાભાષા ગૂજરાતી તરીકે સ્વીકારાઇ ચૂકી હતી. તે પૂર્વે મળતા હસ્તલિખિત ગ્રન્થાદિકમા ભાષાભેદ પ્રતીત થાય છે. ઊપરની રા. નટવરલાલ દેસાઇની પ્રતિ કિયા ગામમા લખાયેલી છે, તેનો ઉલ્લેખ નથી. પરન્તુ તેજ સમયની તળ ગૂજરાતની પ્રતિયોમા આની ભાષા કદાપિ પ્રાપ્ત થતી નથી, તે ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટી અને ફોર્બસ ગુજરાતી સભાના હસ્તલિખિત પુસ્તકસંગ્રહમાની પ્રતિ

ધોમાંથી જાણી શકાય છે. વડોદરાની સેન્ટ્રલ લાઇબ્રેરીમાંના તેવા હસ્તલિખિત ગ્રન્થોની પ્રતિયો જોવાનું મને ભાગ્ય અદ્યાપિ નથી સાંપડ્યું, છતાં પણ ઉપરના સંગ્રહો જોતાં ત્યાંપણ એજ સ્થિતિ હશે, એમ કહેવાની હિમ્મત કરી શકું છું.

તદ કાઠિયાવાડમાં મધ્યકાલીન ગૂજરાતીના આરમ્ભકાલ લગભગજ અર્વાચીન ગૂજરાતીનું સ્વરૂપ સ્થિર થઈ ચૂક્યું હતું, તે નીચે આપેલાં થોડાંક અવતરણો ઉપરથી સમઝી શકાય તેવું છે.

(૧) કેટલીક ખોજને અન્તે કાઠિયાવાડમાં માંગરોલમાંથીજ નરસિંહ મ્હેતાના જન્મ પ્હેલાંનું તદ્ન જૂનાગઢમાંજ લખાયેલું તત્કાલીન ભાષાનું એક લખન હાથ લાગ્યું છે. તેની અક્ષરશઃ અહીં નકલ આપું છું :—

॥ कालिका सत्य छे ॥

(१) संवत १४५९ वर्षे कार्तिक शुदि ४ सोमे यत् गढ जू (२) ना मध्ये लिपितं कंशारा शोरठीया समस्त रात घर्धमा (३) न तथा रात धनजी ( વગેરે ૮૨ નામ લીટી ૨૫ સુધી . ) (२५) त० रात जीवा त० रात रतना साथ समस्त म्यली कालि (२६) काने डुंगरच उजांणी ग्या हूता त्याहां कालिका समीप लय (२७) ष्युं छे यत् कंशारा शोरठीआ समस्तना आदि कुलगोर जूं (२८) नागढना ब्राह्मण गिरि-नारा कंशारीआ भट क्रष्णजी देवजी (२९) ते माचिमें षालक मुक्या हूता यजमाननी वृत्ति कांई जाणता (३०) नोहोता ते भट क्रष्णजी देवजीनें समस्त यजमानें म्यली प (३१) रणावीने ये शदा भट देवजी विष्णुजीनें आपता ते ल्य (३२) षी आप्युं छे कोरी १ वेवशाल म्यलानी ॥ कोरी ३ लगन (३३) नी ॥ लगन घर परणे ते गाममां घरने उतारे कन्याना बा (३४) पनी कोरी ०॥ लगनमा

मुंकीनें घरना बापनें आपे ते व (३५) रनो बाप ब्यमणी
करीनें लगनमां मुंकोने हथेवालाने का (३६) यें गोरनें आपे
लगननु चमण आपे ॥ तोरण्य चोऱ्रायु १ प (३७) शनु
नालिअर ॥ चोलायां ४ वरमालनां। चोलायां २ वरम्र-
(३८) हनां। चोलायुं १ कन्यानो बाप आपे ॥ चोलायां ४
चोरी आंगाना (३९) चोलायां २ चोरीमां वरकन्या आसन्य
बेठानां। सपतपदीना (४०) चोपा शेर १। दोकडा ७ फोफल
७॥ चोरीमा ग्रहस्थापनना चो (४१) पा शेर २॥ दोकडा ९
फोफल ९॥ रुद्रकलशनु थोफल १ दो (४२) कडो १
फोफल १ कसार पाघा पछी दानसमे थालीमां आवे
(४३) ते गोरनु॥ चालायु १ ध्रुवदर्शननु ॥ चोलायु १
च्यडफली उ (४४) तारचानु : कोरी ७ दापानो ॥ परणी
उतरचा पछी वर श्रीफल (४५) मुकीनें गोत्रजने नमस्कार
करे। कन्या फाफल ७ मुकीनें नमस्कार करे (४६) ते
गोरनु ॥ दोकडा ७ फोफल ७ वर ल्ये दोकडा ७ फोफल ७
कन्या (४७) ल्ये ते वरकन्या गोत्रज आगल्य पञी बेकी
रमे ते गोरनु ॥ फा (४८) फल अपाप त्यांहां गोर ब्यमणां
ल्ये॥ कालिकानां घी (४९) डां २ गोरनां ॥ कोरी २ ॥
कन्यानो वाप आपे ॥ यटला दि न्यात्य (५०) यमे त्यटला
दिन गोर यमे। पेहेरामणी पेहेरे ते लुगडा डोठ (५१)
चोलायुं १ आपे ॥ मांडवनुं अव्याणु चोपा शेर २ ॥
श्रीफल १ फोफ (५२) ल ७ दोकडो १ यांहा हेठ मुकवानें
शांतिकना ग्रहस्थापनने का (५३) यें फालियु १ चापा शेर
२ ॥ दोकडा ९ फोफल ९ ॥ रुद्रकल (५४) शनें श्रीफल १
दोकडो १ फोफल १ ब्रह्मासनना चोपा शेर १। (५५)
दोकडो १ फोफल १ आमान १ शांतिकनु ॥ सोमतनुं दापुं
दो (५६) कडा १६ अनें यमण ॥ पेहेलो दीवयरो आवे

त्यथाहार कोरी १ आ (५७) पे ॥ गोरय पुजांमण चोलायां २ श्रीफल १ अने यमण ॥ नातरूं (५८) करे ते कोरी ५ आपे ॥ ये कोय भरच्यु करे तथा ये कांई वृत करे ते (५९) सर्व गोरनुं ॥ तथा कालिकाना पण भरे ते मडलनी कांग तथा र (६०) तननु घो तथा पश २ तथा दोकडो १ रतन हेठल्यो ते सर्व गोरनु (६१) ॥ कालिकाना हवननु आंमान १ तथा सास्तीपाठनु आमांन १ तथा (६२) ग्रहस्थापनना चोपा दोर २॥ दोकडा ९ फोफल ९ रुद्रकलशनुं (६३) श्रीफल १ दोकडो १ फोफल १ ॥ तथा बीजु ये कें पुण्य-दांन करे (६४) तेहेनो चोथो भाग गोरनो तथा बावनी क्रियानु पद पदारय (६५) गाय गोदान धोतीआं फालीआं होय ते सर्व गोरनु ॥ ये गांम (६६) मांहे यांहा क्यांहां गोर पाशें नोहे त्यांहां गोरनु होय ते रापी मु (६७) के गोरनुं गोरनें पोहोचाडे ॥ जे कोय सोरठीआ कंशारानु (६८) घी होअे ते भट क्रष्णजी देवजीनो वेच्यो वेचाअे। अे कंशारा (६९) समस्त म्यलीने ल्यपी आप्यु छे ते लोपे तेहेने कालिकानी सा (७०) त ७ आंण छे ॥ हस्ताक्षराणि भट अनंत कडोलिया ॥ श्रीरस्तु ॥

| | |
|---|---|
| १ अत्र मतु | १ अत्र साष्य |
| ૧ ગાન વર્ધમાન વીગ મતૂ (વગેરે ૭૬ સહી) | १ भट विश्राम साक्षि |
| | १ जोशी पदमनाभ साक्षि |
| | १ पाठक जैराम साक्षि |
| | १ अध्यारू पीतांबर साक्षि |
| | ૧ કંદોઇ લાલજી પદમા સાખ |

[ નોંધ—આ અસલ લખતનું ઓળિયું માંગરોળના શ્રી નટવર ગોપાલલાલના મન્દિરના મુખ્યાજી કંઆરિયા ભટ્ટ મોહનલાલ ગોવર્ધન-દાસ પાસે અતિ જીર્ણ દશામાં મોજૂદ છે. આનો ઉપયોગ લેવા માટે

ગૂજરાતી પ્રજા ભટ્ટજીની થોડી ઋણી ન ગણાય કેમકે સા ૧૪૫૯ ની આસપાસ તન સૌરાષ્ટ્રમા કેવી ભાષા હતી, તે જાણવાનુ પ્રથમજ સૌભાગ્ય એમનાથી પ્રાપ્ત થાય છે ]

વાગ્ યાપારની દૃષ્ટિયે ખાસ ધ્યાન ખેચે એવા બે તત્ત્વો નીચે મુજબના ઊપરના લખનમા જણાય છે —

૧ મૂળ સંસ્કૃતમા પ્રકૃતિમા યકાર છે, તેવા શબ્દ ઊપરથી ઊતરી આવેના તદ્ભવ શબ્દોમા યકાર કાયમ રાખવામા આવ્યો છે કાયે, યટલા, યે તેમજ કેટલેક સ્થળે પ્રકૃતિમા જકાર હોવા છતા આ લેખમા યકાર યમે, યમણ વગેરે

૨ અનન્ત્ય इકારને સ્થળે લઘુપ્રયત્ન યકાર મ્યલી, હ્યખ્યું, મ્યમણાં

આ લખતમા અર્વાચીન ગૂજરાતીનૂ સ્વરૂપ નીચે મુજબ છે –

૧ ગૂજરાત તનપદમા તેજ સમયની પ્રતિઓમા अइ અસંયુક્ત હતા તે સ્થળે ए આપે, પોહોચાડે, છે, લેપે, ગોરને

૨ ગૂજરાત તનપદમા તેજ સમયની પ્રતિઓમા अउ અસંયુક્ત અથવા उ સંયુક્ત, તે સ્થળે સંયુક્ત ओ દોકડો, કન્યાનો, ચોથો

૩ ક્રિયાપદના વર્તમાનકાળના ત્રીજા પુરુષમા ૧ મા જણાવ્યા મુજબ સ્વરાન્ત ધાતુમા इને બદલે ए અપાએ, હોએ, વેચાએ તેમજ કોઇને બદલે કોએ (આ ઉચ્ચારણ લુપ્ત થાય છે પ્રચલિત હવે કોઇ, હોઇ છે )

૪ તૃતીયા વિભક્તિમા અસંયુક્ત કે સંયુક્ત इ ને સ્થળે ए યજમાને

૫ ને તેમજ एમાની અપભ્રંશકાળથી ચાલી આવે છે તે સાનુનાસિક્તા જે અત્યારે પણ કાઠિયાવા મા મોજૂદ છે યજમાનેં, આવિત્રેં, ગોરને, મુકીનેં, કાયેં વગેરે

૬. જ્યારે સપ્તમીના इ નો ए નથી થતો ત્યારે इ નો લઘુ-પ્રયત્ન यकार થાય છે તે : ડુંગરય, તોરણય, આસન્ય.

૭. નારીજાતિના હ્રસ્વ કે દીર્ઘ इ-અન્તવાળા શબ્દના અન્ત્ય इ નો લઘુપ્રયત્ન य કાર : ન્યાત્ય, ગોરય, સાખ્ય.

૮. અન્ત્ય ઊકારની દીર્ઘતા નીચે સાખ્યમાં : અધ્ધારૂ.

૯. અન્ત્ય સાનુનાસિક ઊકારની દીર્ઘતા નીચે મતૂં માં રાત વર્ધમાન વીરા મતૂં (૭૯ સહી છે તે બધીમાં મતૂં દીર્ઘ છે.) [મૂળ નકલમા લહિયાયે હ્રસ્વ ઉકાર કરચો છે તે દેખીતી રીતે ઉચ્ચારણવિરુદ્ધ છે. તે સિવાય ઉચ્ચારણવિરુદ્ધ આ છે :—

અ. શોરઠીયા-આ માં દીર્ઘ ઠી અને શકાર. કંશારામાં શકાર. મુંકયા, ડુંગરચ વગેરેમાં સાનુનાસિક હ્રસ્વ ઉકાર. પુજાંમણ, ઉતરયા વગેરેમાં હ્રસ્વ ઉકાર.

આ. કાંઈ માં અન્ત્ય સાનુનાસિક દીર્ઘ ઈકાર. પ. હેમાચાર્ય આવે સ્થળે काइं એમ સાનુનાસિક હ્રસ્વ ઇં સ્વીકારે છે.

इ. અનુનાસિક વ્યઞ્જનની પૂર્વેના સ્વર ઉપર બિન્દુ : જૂંનાગઢ, ઉજાંણી. (ખુદ દયારામભાઇ વિક્રમની ઓગણીસમી સદીમાં રામમાં રાં સાનુનાસિક લખતા.)]

૧૦. કૈં એવી શુદ્ધ જોડણી.

૧૧. કંડોલિયા એવી શુદ્ધ જોડણી. [આ શબ્દમાં લઘુપ્રયત્ન य કારમાં य ના મધ્ય ભાગમાં ટપકું ખાસ ધ્યાન ખેંચે છે. તલ-ગુજરાતની કેટલીયે પ્રતિયોમાં આવોજ ખાંચામાં ટપકાવાળો य ઘણીવાર મળે છે]

૧૨. કાઠિયાવાડી લાક્ષણિકતાવાળા ચ્યા, હ્યે શબ્દો. (નાકરે પોતાના કાવ્યમાં ઘણે સ્થળે ચ્યા, ચ્યુ, ધ્યા, ધ્યુ વગેરે શબ્દો આપ્યા છે.)

આ લેખમાં વ્યવહાર પણ તેજ રીતે ઉપયોગી છે. પાહો-

ચાડે એ વગેરે શબ્દોમાં તેમજ તેહેના એ વગેરે શબ્દોમાં લઘુ-પ્રયત્ન હ કાર સ્વરસહિત જુદો આપવામાં આવેલ છે.

(૨) માંગરોલ તાબે આવેલા ગામ નગીચાણામાં જૂના પાળિયા મળ્યા છે તેની નકલ :—(કૌંસમાં આપેલા આંક પાળિયામાંની લીટીયોના છે.)

अ.

(१) संवत १४७४ चिरि (२) ष मागसर वदि नोमि
(३) चार सोमे बादह श्री० (४) रायाजे महमूद विजे
(५) राव पटेल सोमासुत (६) आहीर सागो चाल मुओ
(७) गाम चोराक विढिओ (८) पीठीओ जागो तलि
(९) रा सुत पोठीओ राक (१०) नो ठामि राषिआ ।

आ.

(१) स्वस्ति श्री संवत १४८९ वर्षे नगेचाणा
(२) ग्रामे श्रावण मासे सुलकपक्षे एकाद
(३) शीतिर्यौ सोमदिने पीठी ज्ञाती
(४) य पटठांगुल सुत साभरसी सा
(५) पगमन जाया तसउ भार्या
(६) बइ महो उभया सुर्ग लोके
(७) वसर्वः शुभं भवतु

इ.

(१) संवत १५४० चिरर्ये मास चै (२) त्र सुदि ६ छठि वार बुधे
(३) पातसाह श्रीः मिहिमूद (४) विजियराजे नगेचाणा
(५) ग्रमे पोठीआ मूजा (६) सुत घसरा गायिनी
(७) वाहरि मरण दीधूं ।

ई.

(१) संवत १५६९ वरषे (२) आषाढ वदि ११ सोमे
(३) पातसाहा श्री मदाफर (४) राज्ञि नगेचाणा गरामे
(५) पोठोआ मूजा सूत (६) वाछा सागरामे मर
(७) ण गाम ताज दीधू ।

उ.

(१) संवत १५९० वरषें भादर (२) वा वदि ११ रवौ नगेचाणा ग्रा (३) रामे पातसाहा श्री बाहादर (४) साहा षिज्ञि राज पोठोआ (५) वासग सत अणसा नं (६) ग्रामे मरण सूता २ अमर (७) सी सूता २ वरदेवो पाजें: ॥

આ પાળિયાઓ જોશીના ટીપણા માફકની અર્ધદેશ્ય ભાષામા છે તેમાની મસ્કૃત રચના બદ કરતા બાકીના ભાગમાના પ્રયોગો જોતા નીચેનૂં પ્રાપ્ત થાય છે :—

૧. નરજાતિમા ઓકારનો પ્રવેશ થઈ ચૂકેલો, જે તત્કાલીન તલગૂજરાતની ભાષામા સા. ૧૬૫૦ સૂધી ઉકાર સ્વરૂપે દેખાય છે.

૨. જૂનું રૂપ તસઉ રૂહેવા પામ્યૂ છે.

૩. સાતમી વિભક્તિમા એકારની સાથે સાથે ઠામિ, વાહરિ, વગેરેમા છે તે ઇ દેખાય છે. સા. ૧૪૫૯ના લખતમા તે સ્થળે યકાર પ્રાપ્ત થાય છે. આ ઇકાર જૂના સંસ્કારની છાટવાળો તલ-કાઠિયાવાડના એક પાનામા પણ દેખા દિયે છે તેથી ઊલટૂં નડિ-આદમા સા. ૧૬૧૮*મા લખાયેલા એક વિભર્ડ્ઢંપત્રમા ઇકાર સાથે સાથે એકાર પ્રાપ્ત થાય છે. નીચે એ બન્નેનો ઊતારો આપૂં છૂં:—

---

* ગૂજરાતમાં સાં ૧૬૧૮મા સાહિત્યની ભાષા તૃતીય ભૂમિકામાં હતી આમા ચતુર્થ ભૂમિકા છે તેજ રીતે આ સાથે આપેલા નીચના અવતરણો અનુક્રમે સાં ૧૫૮૩ અને ૧૬૪૮ ઙ્જના ચોથી ભૂમિ ના છ લોક-

(૧)

" माया ४ तळीइ । लोहने ठामे । भोलामा ४ नवसार ......फिटिको चिणा ३ मोरथूं चिणो १ रासक । चर्टा १ ॥ एकत्र करी आंबळिवा...शूं लगाडीइ । रात्रि पुहोर ४ राषोइ । प्रभाति धोइोइ । महाकल्प छे ॥ १ ॥ माया ४ कोरी ठीकरो मध्ये सेकाइ । तेळमां तलीइ । फाटे वले तां लगे तिलोइ । पछे चांपोइ पणिशुं सेठि चांपइ । लोढाना

---

ભાષા અર્વાચીન ભાષાનું સ્વરૂપ પકડતી જતી હતી, તેના આ આબાદ પુરાવાઓ ગણાય:

(૧) "ગીતાનું શ્રવણ કીર્તન અગ વિચાર સદા કરવો. બીજા શાસ્ત્ર સંગ્રહે શુ કીજે એક ગીતા આ ઙિ બીજા શાસ્ત્ર ચૌદ આવઙિ અનિ ગીતા અણઆવઈં બીજા શાસ્ત્ર અણઆવટ્યાં. ગીતા પદ્મનાભના મુખ થકી પ્રગટ હૈ છિ. .......

સંવત ૧૫૮૩ વર્ષ આષાઢ વદ ૮ ગુરે લખિતં વૃદ્ધ નાગર જ્ઞાતીય મેઘજી સુત શ્રીધર તથા માંડણજી સ્વયં પઠનાર્થ........

( ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી હસ્ત લિ. પ્ર. નાં. ૪૨૧. )

(૨) અશ્વમેધ જે સાંભલે તેહની પોહોચિ આશ
કર જોડી વીનવે નાકર હરિનો દાસ.

ઇતિ શ્રી લવકુશ આખ્યાન સંપૂર્ણ. સં. ૧૬૪૮ના પોસ સુદી ૪.

(૩) ગણપતિ તુઝને વીનવુ અનિ અવિરલ વાણી આપિ
ભક્તભાવ મનમાં ધરી ભક્તને ભૂતલિ થાપિ.

× × × ×

તે તાં...પદાર્થ રાખે કહ્યું તે સીત જાણિ રહી.
જાણું વાસણદાસ રામ કેરે જે રાસ વાણી કહી.

ઇતિ શ્રી ભાગવતે મહાપુરાણે કૃષ્ણવૃંદાવને રાધવ રાસ યથાશક્તો કૃતં સંપૂર્ણ. સાં. ૧૬૪૮ ના જેઠ સુદ ૧૪ ને શનિવાર.

(૪) સિદ્ધ વિનાયક સિદ્ધિ કાજ, તમ પસાયે કીજે રાજ.

× × × ×

तपेला मांहि वाटीइ । उपरि लोहे मदोइ । रासक चिणा ३ नवसार चिणा २ फिटीकी चिणो १ मोरथूथुं चिणो १ ... ग्रावापत्री टां ०॥ आमला गंठीना पाणीशुं वाटी मोहकम माषण सरिखूं मदो दही सरि......पछे लगाडीइ । एरंड-पानडा उपरि वाधीइ ते उपरि लूगडू बांधीइ ।......... धोइ । पछे उहने पाणी धोईइ । निपन । संवत १६१६ वर्षे कार्तिक सुदि १०......

[ આમા એકાર ઉપરાત પગિ, ઉપરિ, બાંધીઇ, એ વગેરે જૂના પ્રયોગો છે. સા. ૧૪૫૯ વાળા લખનમા પગિ, ઉપરિ જેવા સ્થળોએ પગ્ય, ઉપરંય આવે છે. તેમા બાંધીઇ જેવું કોઇ રૂપ વાપરેલું નથી. એટલે તે સમયે બાંધીઇ પ્રયોગ હોય પણ ખરો. તત્કાલીન બીજા સાધને તેનો નિર્ણય થઈ શકે ]

( २ )

"ओहनि माहेमहि सरसमंध नहि । तलावि पाणी सहीआरे नहो । तथा उघराणो जूनो पूजमूनि छि तो जिम आवि तिम अरघे अरधि लि । बिजू भोम दो० जनावाली राणा घणा पमना पासे छे बीजे पासे पडोस दवे नाग

કહે કવિતા માહારી મતિમદ કૃપા કરો મુખિક આરૂઢ,
સિદ્ધિ બુદ્ધિ તણો દાતાર અમને આપો વાણી સાર.
× × × ×
પદ ચારસેં ને પચવીસ કડવાં ૧૨ નિ રાગ ઉગણીસ,
સંવત પનર એકાશીએ પ્રારભ માસ માગશર ને દિન સાતમ
× × × ×
અજાણતાં મિં કીધો રાસ કહિ નાકર હું હરિનો દાસ
× × × ×
ઇતિ શ્રી નળોપાખ્યાન સંપૂર્ણ સં. ૧૬૬૪ ના પ્રથમ કાર્તિક સુદિ ૭. ( ત્રણે અવતરણો ગૂજ. વર્ના. સો. હસ્ત લિ. નં. ૭૩૮)

जोगीदासना पासे छे । (G. O. S. No. XIX. लेखपद्धति. पृ. ७२)

વિક્રમની ૧૭મી સદીના ઉત્તરાર્ધમાં તો તત્ર–કાઠિયાવાડની ભાષા સ્પષ્ટ અર્વાચીન હતી તે આ નીચે આપેલા બે પત્રો ઊપરથી જાણી શકાશે—

લીટી – (૧)

૧ સ્વંત ૧૬૭૨ વરખે માગસર શુદ ૪ સોમે
૨ લી. ધીમા ઓસવાલ વી. મેહેરાજ તથા વી.
૩ પહેરાજ ત. વો રાજધર ધનીઆ અમો ભા
૪ ઇ ત્રણ મલીને અમારા ઘર શાસુ ઘર ખડ
૫ ડી મધે ઉગમણે બારણે છે તથા છીત્રી ૧
૬ દખણ દસે અગાસી છે તે અમો ભાઇ ધારંગદે
૭ રેહેતી તે ખડ ૨ સંઘવી શ્રીચંદ તથા અમર
૮ સીને કોરી જામઆઇ ૩૫ અંકે પાત્રીસ મારે
૯ વેચાતુ અસરામ નદાવા કરીને આપૂ છે
૧૦ અમારે એ ઘરશુ દાવો ધકો છે નહી શંઘ
૧૧ વી શ્રીચંદ તથા અમરશી પુત્રપુત્રાદકે લો
૧૨ ગવે—

અત્ર મતુ— તત્ર શાખ—
૧ વો મેહેરાજ તથા વો (૬ શાખ.)
પહેરાજ તથા વો રા
જધર ધેનીઆ મતુ

(૨)

લીટી:—

૧ સવત ૧૬૯૮ વર્ષે માગશર વદિ ૪ શુક્ર
૨ આદિ શ્રી દીવ મધે લં. કંસારા ઉધ...
૩ કંઆરા ચાત્વ તં હીરજી તં ગોવિદ ભાઈ ૪ ત્રય
૪ લી લિખૂ છે જત માંગરોલ મધે હાટ ૧ એક દે
૫ ભૂરે કસારા રાઉદા વાત્તુ કં૦ કલ્યાણદાસ

૬ ને પાસે છે તે હાટનૂ જે ભાડુ આવે તે ભાડુ
૭ ભાઈ સ્યારે સ્યલીને ભટ શ્રી ૫ ત્રીકમ મા
૮ ધવને આપૂ છે જા લગે અમો માંગરોલ
૯ મા રેવાશે તાવૂ તા લગે ભાડું ભટને આ
૧૦ પ્યું છે. અમારી હાટની ધણીવટ ભટ ત્રીકમ
૧૧ કરે એ હાટ ભટ ત્રીકમનૂં છે હાટ ઉપર અમા
૧૨ રે કોયનૂ લેવૂં દેવૂં છે નહી—

૧ અત્ર મતૂ — અત્ર સાખિ
૧ કં ઉધવ ગીગા તં ચા — (૬ શાખ)
દ્ય તા૦ હીરજી તા૦ ગોવિંદ
મતૂ

એક બાજૂ તત્ર–કાઠિયાવાડમા આ રીતે વિક્રમની પન્દરમી સદીમા અર્વાચીન ગૂજરાતીનૂ આદ્ય સ્વરૂપ સ્થાપિત થઈ ગયેલૂં પ્રાપ્ત થાય છે, ત્યારે બીજી બાજૂ તત્ર–ગૂજરાતમા ૧૭ મી સદીના અન્ત સુધીમા ભાષા ક્રમિક વિકાસ પામતી ૧૮ મી સદીના આરમ્ભમા અર્વાચીન રૂપને પામતી પ્રતીત થાય છે.

તત્ર–ગૂજરાતની મધ્યકાલીન ગૂજરાતી ભાષા ચાર ભૂમિકા-ઓમા વિભક્ત છે. તે ભૂમિકાઓ ક્રમશઃ નીચે આપવાનો પ્રયત્ન કરૂં છૂ.

ડૉ. ટેસ્સિટોરી જેને **જૂની પશ્ચિમ રાજસ્થાની** કહે છે અને રા. નરસિંહરાવ જેનૂં **અપભ્રંશ પછીની ભાષા** (Post-Apabhrans'a) એવૂ નામ આપે છે, તે (મારે મતે અપભ્રંશના અવશેષવાળી) ભાષા વિક્રમની ૧૬ મા સદીના પૂર્વાર્ધ સુધીમા અવશેષ-રૂપે રહેલી હતી. આ ભાષાના પ્રાન્તીય વિભાગો તે આગમચજ પડવા લાગ્યા હતા ડૉ. ટેસ્સિટોરી જે મત આપે છે કે વિક્રમની ૧૭ મી સદીના પૂર્વાર્ધના અન્તમા ગૂજરાતી અને મારવાડી ભાષા તદ્દન અલગ પડી ગઈ હતી, તે તત્કાલીન હસ્તલિખિત ગ્રન્થો જોતા અતિ

સ્પષ્ટ છે. ખરૂં જોતા પ્રાન્તીયતા વિક્રમની ૧૪મી સદીના ઉત્તરાર્ધ-માંજ પ્રવેશ પામી ચૂકી હતી, એ વસ્તુ અહીં અપભ્રંશના અવશેષ વાળી ભાષામાથી કેવી રીતે ક્રમિકતાથી અર્વાચીન ગૂજરાતીના ઉદ્ભવનો મેળ મળી ગયો, તે બતાવવાથી અતિ સ્પષ્ટ થશે.

## ૬. અપભ્રંશના અવશેષવાળી ભાષાનું સ્વરૂપ

અપભ્રંશના અવશેષવાળી ભાષામાથી વિકાસ પામી અર્વાચીન ગૂજરાતીનું એક સ્વરૂપ ૧૪મી સદીના ઉત્તરાર્ધમા તદ્ર કાઠિયાવાડમાં સ્વીકારાઈ ચૂકેલું. તદ્ર ગૂજરાતને મારવાડનો સમ્પર્ક રહેલોજ હતો; એટલે ત્યા જુદી જુદી ભૂમિકાઓમા ભાષા ખેલતી ખેલતી મારવાડ-નો સમ્પર્ક દૂર થતા કાઠિયાવાડના સમ્પર્કને લીધે ૧૮ મી સદીના આરમ્ભમા કાઠિયાવાડના જૂના સ્વરૂપને મળતું સ્વરૂપ મેળવવાને ભાગ્યશાળી થઈ.

અહીં આરમ્ભમા અપભ્રંશના અવશેષવાળી ભાષાનું સ્વરૂપ બતાવવા એક અવતરણ આપૂ છૂં :—

जां सिसि रवि गयणगणिहि ऊगइ महिमंडलि
ता घरतउ पउ रासु भविय जिणसासणि।
निम्मलज मह नक्षत्र तारिका व्यापइ
जययतु श्रीसघ अनइ जिणसासणु ॥

(G. O. S. No. XIII. પૃ. ૫૮. सप्तक्षेत्ररास. રચ્યા સા. ૧૩૨૭)

આ અવતરણમાં પ્રથમા—એકવચનમા અકારાન્ત શબ્દોમાં उ પ્રત્યય ઘસાતો દેખાય છે. એઉ, રાસુ, જયવંતુ, જિણસાસણુ એમા આ उ દેખાય છે. જ્યારે શ્રીસંઘમા એ નષ્ટ થઈ ચૂકો છે. અપભ્રંશના અવશેષરૂપે સાતમીનો इ પ્રત્યય અકારાન્ત નામોમાં અન્તર્ગત દશામા ગયણુંગણિ, જિણસાસણિ, મહિમંડલિમાં ચાલ્યો આવ્યો છે, તે તદ્ર ગૂજરાતની મધ્યકાલીન ભાષાની ચારે

ભૂમિકાઓમા પણ તેજ સ્થિતિમા રહેવાનો. ક્રિયાપદ વર્તમાનકાળમાં તૃતીય પુરુષનો પ્રાકૃતકાળથી ચાલ્યો આવતો અસંયુક્ત **इ** ઊગઇ–[1] **વ્યાપઇ** મા દેખાય છે, તે સ્થિતિ તત્ર ગુજરાતની મધ્યકાલીન ભાષાની એ ભૂમિકા સુધી છે. ખાસ પ્રાકૃતની અસરવાળા **न** નો **ण**, **निर्मल** ને સ્થળે **નિમ્મલ** એ છે. મધ્યકાલીન ભાષામા એ સ્થિતિ કાયમ ન રહેતા પ્રાય: તત્સમતા સ્વીકારાઈ છે. તેમ છતા **પ્રબન્ધ-ચિન્તામણિકાર** વગેરે કેટલાક જૈન કવિયોએ વિક્રમની સોળમી સદીના અન્ત સુધી પ્રાકૃતની લાક્ષણિકતાવાળા તેવા રૂપો વાપર્યા છે..

ઊપર આપેલા ઉદાહરણની ભાષા પછી જરા આગળ વધતા:—

**पञ्च परमेष्ठि नमस्कारु स्मरहि, तउ तुम्हि विशेषि स्मरेवउ, अनइ परमेश्वरि तीर्थंकरदेवि इसउ अर्थु भणियउ अच्छइ । अनइ ससार तणउ प्रतिभउ म करिसउ, अनइ रुद्धि नमस्कारु इहलोकि परलोकि सम्पादियइ ।**

( G. O. S. No. XIII સા. ૧૩૩૦ મા **આશાપલ્લીમાં** લખેલી

**આરાધનામાથી.** )

આ અવતરણમા અપભ્રંશના અવશેષવાળી ભાષાના ઊપર સૂચવ્યા મુજબના લક્ષણ હોવા છતા તેમા પ્રાકૃતના લાક્ષણિક સ્વરૂપ-વાળા **गयण** [=**गगन**, જેમા **ग** ને સ્થળે લઘુપ્રયત્ન **य** (**अ**) અને **न** ને સ્થળે **ण**] અને **जिणसासणि** [=**जिनशासने**, **न** નો **ण** અને **श** નો દન્ત્ય **स**] આવા રૂપો દેખાતા નથી. શુદ્ધ તત્સમ શબ્દોનો બ્હોળો પ્રચાર એ મધ્યકાલીન ભાષાના મણ્ડાણનો સૂચક છે.

---

૧. આ સ્થળે છન્દ તો **उगि** રૂપ માગે છે. **गयणंगणिहिं** ની પણ છ માત્રાજ થઇ છે. મુદ્દો એ છે કે જેમ લઘુપ્રયત્ન હકાર અત્યંત હ્રસ્વ ઉચ્ચરિત થતો તેમ **अइ** પણ **इ** સ્વરૂપમાં ઉચ્ચરિત થતો. આમ જોતાં સંયુક્ત **इ** નો પ્રચાર આટલો જૂનો પણ સમ્ભવી શકે.

## ૯. મધ્યકાલીન ગૂજરાતીની પ્રથમ ભૂમિકા

(૧૪ મી સદી આખી અને ૧૫ મીનો પૂર્વાર્ધ)

ઊપરના અપભ્રંશના અવશેષવાળી ભાષાના બન્ને અવતરણો જોયા પછી નીચેનું અવતરણ જોવાથી તેનો તફાવત તરત સમઝમાં આવશે —

तउ तुम्हि ज्ञानाचार दरिसणाचार चारित्राचार तपाचार वीर्याचार पञ्चविध आचार विषइया अनीचार आलोउ ।

(G. O. S. No. XIII પૃ. ૯૧. સા. ૧૩૬૯ મા તાડપત્રમા લખેલ **અતિચાર**)

આ **અતિચાર**મા અન્યત્ર જો કે અપભ્રંશકાલીન પ્રથમા એકવચનનો અકારાન્ત શબ્દોમાનો उ દેખા દિયે છે, છતા ઊપરના અવતરણમાની બે લીટીયોમા તેવા સંયોગોમા उ દેખાતો નથી. આમ **મધ્યકાલીન ગૂજરાતી**ની લાક્ષણિકતાનો આરમ્ભ થાય છે. આ ભૂમિકાનું સમ્પૂર્ણતયા ભાન આ નીચેના અવતરણોથી થશે —

(१) जेहनइ कारणि क्रिया कर्ता कर्म्म हुइ । अनइ जेहरहइ दान दीजइ । कोप कीजइ तिहां सम्प्रदानि चतुर्थी। विवेकिउ मोक्षनइ कारणि तपइ । × × × × । कउणनइ कारणि मोक्षनइ × × × ।

जेहतउ हूंतउ थउ थकउ इत्यादि बोलियइ जेह वस्तु-नइं परित्याग सूचीइ ते अपादान । × × × × ।

वहनउ तणउ वहरहइं किहिं इत्यादि बोलियइ उक्ति-मांहि जेह वस्तु रहइ कारकसिउं अथवा सम्बन्धसिउं स्व-स्वामित्वयाचक सम्बन्ध सूचीयइ । × × × ।

× × × × जे कर्तानउ अथवा जे कर्म्मनउ आधार हुइ ते अधिकरण ।

(મુગ્ધાવબોધ ઔક્તિક પૃ. ૩–૪. રચ્યા સા. ૧૪૫૦)

(२) हिव आगलि दीठउ राजा पृथ्वीचन्द्र, निहालिउ तेह तणउ मुखचन्द्र, ऊलटिउ आनन्दसागर मनि चीतवइ एउ सही गुण तणउ आगर। तिसारइ प्रतीहारीयइ कहिउ हे कुमारि, सांभलि, पुरा पूर्वइं सगर चक्रवर्ति हूउ विख्यात वसुधातलि। जेह सगर चक्रवर्ति तणइ चउरासी लाप हस्ती × × × × गाम घोडउं काढता छन्नू कोडि साहण मिलइ। (पृ. ११३)

राजा कुमारि अनइ पृथ्वीचन्द्र सहित आवासि पहुता। राय ऊतारे हूया। भोजनमण्डप ऊपरि धज लहलहिया × × ×। हिव भोजन तणो मांडणो। बइठी पांति, जिमणहार परीसणहार विहुरहइं पांति। पहिलउ परीस्या फलावली खण्डखाद्य पक्वान्न, पछइ परीस्यां उण्हा अन्न। तां विशालस्थालि, परीसो शालिदालि; घृत तणी नालि, पाछलि शाक तणी पालि, ऊपरि कूर करम्बा दहीं वापरइं, ईणि परि लोक भोजन करइ। (पृ. ११७)

ए चतुर्दश स्वप्न देषी राणी जागी, निद्रा भागी, मनि चिमासवा लागी। मइं तां ए चउद सुमिणां दीठां, ईह तणां फल हुसिइ अत्यन्त मीठां। तउ स्वामी कन्हइ जाइसु। निःसन्देह थाइसु। (पृ. १२१)

(G. O. S. No. XIII. પૃથ્વીચન્દ્રચરિત્રમાથી)

આ પ્રથમ ભૂમિકાની ખાસ લાક્ષણિકતા.—

૧. વર્તમાનકાળમા अ + इ, अ + उ, अ + उ અસંયુક્ત.

૨. ત્રીજી અને સાતમી વિભક્તિમા अ + इ અસંયુક્ત તેમ જ્ઞા અકારાન્ત નામોમા मनि વગેરેમા છે તેમ અન્ત્ય અકાર લુપ્ત થયે હ્રસ્વ इકાર અન્તર્ગત (આજ સંયુક્ત इ નો य થઈ અર્વાચીન ગૂજરાતીમા કાસ્ય, આગસ્ય તેમજ ગામ્ય, ધૈર્ય અને વિકલ્પે

य જોડી જતા લુપ્તસપ્તમ્યન્ત પદો ઊતરી આવ્યા છે ( સં ૧૪૫૯ વાળા જૂનાગઢના લખતમાં डुंगरच, आसन्य વગેરે સરખાવો )

૩ નર–નાન્યતર જાતિનાં વિકારી રૂપોમાં अ + उ, अ + उं અસંયુક્ત તે વિશેષણ હોય ત્યારે તૃતીયા–સપ્તમીનો इ વિશેષ્યને લાગતા તેને પણ લાગે, પરન્તુ ત્યાં પણ अ+इ અસંયુક્ત

૪ બીજા શબ્દોમાં પણ अनइ–इ, नइ–इ, सिउ, बइसइ, पछइ–इ વગેરેમાં સ્વરો અસંયુક્ત

૫ નારીજાતિના મૂળ દીર્ઘ ઇકારાન્ત તેમજ હ્રસ્વ ઇકારાન્ત શબ્દોનો અન્ત્ય इकार ઝાઝે ભાગે હ્રસ્વજ (આમાથીજ લઘુપ્રયત્ન યકારવાળાં રૂપો અને પછી વિકલ્પે લુપ્તયકારવાળાં અર્વાચીન ગૂજરાતીમાં આવ્યાં છે ( સં ૧૪૫૮ વાળા લખતમાં गोरघ, न्यात्य, साख्य વગેરે સરખાવો ) ક્વચિત અનન્ત્ય –लिख्यु, टयख्युं.

૬ આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચનમાં સંયુક્ત इ साभलि વગેરેમાં પરન્તુ બહુવચનમાં अ + उ અસંયુક્ત

હિંદની બીજી ઘણીખરી દેશી ભાષાઓની માફક જોડાક્ષરના આદ્યવર્ણનો નાશ અને પૂર્વ હ્રસ્વ સ્વરનું દીર્ઘત્વ એ ફેરફાર તો અતિ સામાન્ય છે

મધ્યકાલીન ગૂજરાતીની આ પ્રથમ ભૂમિકા ઉપરથી ઉપર આપેલા સં ૧૪૫૮ના લખનની ભાષા જેવી ભાષા કરવામાં માત્ર નીચે પ્રમાણે ફેરફાર છે —

૧ જ્યાં જ્યાં અસંયુક્ત अ+इ, अ + उ, अ + उ છે, તે સંયુક્ત થઈ अ+इ–ए, (ક્યાંક તેનો દીર્ઘ ईकार પણ पछइ–इનો પછે–પછ કે પછી तेहनइ साथि, माथि, पासि, ऊपरि, पूर्वि એ વગેરેનો સ્થળે તહેની સાથે, માથે, પાસે, ઊપર્ય, પૂર્વે વગેરે) ક્રિયાપદમાં करइन् કરે વગેરે તેમજ અને – નૅ, ને – નૅ બેસે, પેસે વગેરે.

૨. अ+उ=ओ (ક્યાંક દીર્ઘ ઊકાર પણ, રામૂ, દેવૂ, હત્યૂ વગેરેમાં.);

૩. अ+उं=ऊं. દીર્ઘ સાનુનાસિક ઊંકાર, નાન્યતર જાતિનો પ્રત્યય. ક્રિયાપદ વર્તમાનકાળ પ્રથમ પુરુષ એકવચનમાં करउं=કરૂં; ભવિષ્યકાળમા કરસૂં-કરીશૂં વગેરે રૂપો;

૪. સપ્તમીના અકારાન્ત નામોમાંના અન્તર્ગત इ, નારીજાતિના इ, અને આજ્ઞાર્થના બીજા પુરુષ એકવચનના इનો લઘુપ્રયત્ન य અને વિકલ્પે લોપ; આટલો મુખ્ય ફેરફાર થતાં અર્વાચીન સ્વરૂપ આવી જાય છે.

તલ કાઠિયાવાડમા આ રીતે વિક્રમની પન્દરમી સદીના આરમ્ભથીજ અર્વાચીન સ્વરૂપની બે ભૂમિકાનૂં આદ્ય સ્વરૂપ પ્રચારમાં આવી ગયૂં છે. મધ્યકાલીન ગૂજરાતીની **પ્રથમ** ભૂમિકા એ કાઠિયાવાડને માટે તો **પ્રથમ** કહો કે **અન્તિમ** કહો, બધૂંજ સરખૂં છે. તલ ગૂજરાતની મધ્યકાલીન ગૂજરાતીનૂં એ આદ્ય સ્વરૂપ ખરૂં.

ટૂંકમા મધ્યકાલીન ગૂજરાતીનૂં વ્યાકરણ આ છેઃ—

| એકવચન | બહુવચન |
|---|---|
| ० | आ |

**વિભક્તિના પ્રત્યયો**:—૧ લી નો નહીં. ( માત્ર વિકારી અંગવાળાં એટલે સ્વરભાર અન્ત્ય સ્વર ઉપર क પ્રકૃતિવાળા શબ્દોને છે ત્યાં નરજાતિમા अ+उ, નાન્યતરમા अ+उं.)

—૨ જીનો નહીં, અથવા नइ-नइं.

—૩ જીનો સંયુક્ત અથવા અસંયુક્ત इ-इं.

—૪ થીનો नइ-नइं ( रहइं પ્રત્યય, પણ આ પાછળથી ગૂજરાતીમાં નષ્ટ થઈ ચૂક્યો છે.)

—૫ મીના तउ, थउ, थकउ (ઓ થી, थकी; નાન્યતર थूं, थकूं. तउ ગૂજરાતીમા પાછળથી નષ્ટ.)

-ɛ ક્રીના नउ, तणउ (સ્ત્રી नी, तणी. નાન્યતર नू, तणूं, रहइ ગુજરાતીમા પાછળથી નષ્ટ, છના બીજી ભૂમિકામા હોહરૂદે પ્રબન્ધમા ક્યાક ક્યાક र, रू વપરાયેલો છે) केरइ પણ -૭ મી માં સંયુક્ત અથવા અસંયુક્ત इ-इ [તૃતીયા તેમજ સપ્તમીના આ इ इ પ્રત્યયની અસર વિકારી વિશેષણે ને લાગતાં नउ, तणउ, केरउ ને થય છે ત્યારે અન્ત્ય उ ને સ્થળે इ થઈ જાય છે જેમકે जेहनइ विषइ (મુગ્ધ ઔ પૃ ४.) नामिआ जाणिवा लांगइ उचारइ (મુગ્ધ ઔ પૃ १)] સાતમીના અર્થમા माहि, महारि, मुह्यारि પણ વપરાવા લાગેલા.

| | | |
|---|---|---|
| વર્તમાનકાળ | ૧ લો પુ એ વ (अ) उ બ વ | इयइ-ई इइ-इं, इइ-इ, इजइ-इं, इयइ-इ,इयइ-इं. |
| આજ્ઞાર્થ | ૨ જો ,, ,, (अ) इ-इ ,, ,, | (अ) उ |
| વિધ્યર્થ | ૩ જો ,, ,, (अ) इ-इं ,, ,, | (अ) इ-इ |

(પ્રથમ પુરુષના બહુવચનનો પ્રત્યય મૂળ કર્મણિરૂપમાથી ઉત્પન્ન થયેલો છે. પાછળથી કર્તરિ રચનામા પ્રયોજાતો પ્રથમ પુરુષના બહુવચનના સર્વનામ સાથે વપરાવા લાગ્યો) જુવો —

ते कर्ता-उक्ति पाधरी कहीयइ (= कथ्यते) तिहां कर्ता आगली प्रथमा कर्म्म आगलि द्वितीया. તેમજ अनइ जिहा क्रियानइ छेहि वर्तमान कालि ईयइ-ईजइ बोलाई (= બોલાય) ते कर्म्मि उक्ति वांकुडी कहीयइ। (મુગ્ધ ઔ. પૃ. ६.)

કર્તરિમા ઉપરના પ્રત્યયો લાગે છે કર્મણિમા તૃતીય પુરુષ એકવચનમા ईयइ-ईं, ईइ-इ, इइ-इ, इयइ-इ, ईजइ-ईं, અને બધે આ પ્રત્યય લાગી कर्तरिना પ્રત્યયો તે ઉપરાત આ પ્રત્યયવાળા રૂપમા य નો આગમ પણ बोलायइ વગેરેમા છે, તેમ

ભૂતકાળમાં ભૂતકૃદન્તજઃ—चैतु गामि गिउ (=गतः)। आविउं देव पूजिउ (=पूजित) (નારી જાતિમાં પૂજી, आवी, નાન્યતરમાં पूजिउं, आविउं. ઉપર कहिउं વપરાયેલું છે.

—બહુવચનમાં નરમાં आ. નાન્ય-માં आं પ્રત્યય, आविआ, " पूजिआ (आव्या, पूज्या પણ)

ભવિષ્યકાળમાંઃ-૧ લો પુ. એ.વ.ईसु-इसु, બ.વ.इसिउ-ईसिउं इसि-ईसि

(કર્તરિ) ૨ જો „ „ ईसि-इसि „ सिउ

૩ જો „ „ इसइ-ईसइ „ इसइ-ईसइ

શ્વસ્તન ભવિઃ—બધા પુરુષોમાં (अ)णहार.

ક્રિયાતિપત્તિમાંઃ— „ „ (अ)त. पढत વગેરે.

વર્તમાનકૃદન્તઃ—નર. अतउ, નારી अती, નાન્ય. अतउं. કર્મણિ-ईतउ, ईती, ईतउ ત્રણે જાતિમાં અનુક્રમે.

હેત્વર્થકૃદન્તઃ—इवा-वा (करिवा लेवा देवा इत्यादि बोलिवइ एक उक्ति मांहि जिहां उत्तरक्रिया आगलि वा कहीयइ तिहां तुम् प्रत्यय इसिउ आवइ. મુગ્ધ. ઔ. પૃ. ૫)

[હેત્વર્થ કૃદન્તના તુમૂનો અપભ્રંશની માફક इ પણ અમુક પ્રસંગમાં થાય છે. करी लेई इत्यादि आगलि जाणइ सकइ ए बेहुइनइ योगि तुम् हुइ । (મુગ્ધ. ઔ. પૃ. ૪) આ અપવાદ ગુજરાતીમાં ખાસ સૂચક છે. અત્યારે પણ જાણુ અને શક પ્હેલાં ईકારવાળાજ રૂપો વપરાય છે, છતાં અર્થ હેતુનો હોય છે.)

સમ્બન્ધક ભૂતકૃદન્તઃ—ई (करी लेई होई इत्यादि बोलीवइं एक उक्ति मांहि पूर्विली क्रिया आगलि ईकार कहीइ तिहां क्त्वा प्रत्यय । મુગ્ધ. ઔ. પૃ. ૪).

**સામાન્ય કૃદન્તઃ—इवउं ( નર–इयउ, નારી इवी–अवउं–उ– અવી પણ )**

**तृच्—અન્તવાળું કૃદન્તઃ—णहार પ્રત્યય.**

આ ભૂમિકાનાં પૃથ્વીચન્દ્રચરિત્ર વગેરે ગદ્ય–પદ્ય કાવ્યો છે. (૧૫ મીની બે પચીશી સુધીનાં.) "

## ૮. મધ્ય. ગૂજરાતીની દ્વિતીય ભૂમિકા

(૧૫મી નો ઉત્તરાર્ધ, ૧૬મી સદી આખી.)

ઉપર જે રીતે તલ કાઠિયાવાડની અર્વાચીન ગૂજરાતીની આદ્યભૂમિકા આ મધ્યકાલીન ગૂજરાતીની આ ભૂમિકામાંથી ઊતરી આવી છે, તેનું નિદર્શન ટૂંકમાં કરાવ્યુંજ છે. હવે અહીં તે પ્રથમ ભૂમિકામાંથી તલ ગૂજરાતની મધ્યકાલીન ભાષા કેવી રીતે ઊતરી આવી છે, તે બતાવવાનો પ્રયત્ન કરવામાં આવે છેઃ—

**(१) ते भूमि परी. आसाइ रयाइ विण्हुइ जादव (हें) लाखइ सारणइ आपणइ कयजी (? जि) करी ग्राम पफ मूठि गिणि आप्या सही। ते ग्राम सो० लहूइ लाडणइ शंघर आपणइ जमणइ हाथि संभाली लीधा सही। पूर्व पश्चिम श्रे० कसा अया यनाना कहरलगइ गज १६ तथा उत्तर दक्षिण दालीया लाडण जोया (गांगा) महिराजनी पकदाली पछीतथी घाट सुधा गज ३८। पर्व जमलई सर्व थै गज ५६० अंके पाञ्चसइ साठि पूग। अथाघाटाः। पूर्व श्रे० कसा अया यनानूं पालीद। दक्षण दालीया लाडण जोषा गांगा महिराज। पश्चम परी० दमा आसा सुदानूं फलीद। उत्तर हींडयानु मार्ग शेरीनु। × × × प भूमिनइं कीधई क्रो दावु करइ तेहनइं लहुआ लाडण दाधा काशी भीछयइ।**

(G. O. S. No XIX લેખપદ્ધતિના પરિશિષ્ટ ૧ ભાના ભૂમિવિક્રય પત્ર સં. ૧૫૮૩ માં છપાયેલામાંથી.)

(२) प घर पडई आखडई राजकि दैवकि लागइ ते तया नलिआखोटि धणी छोडवतां सर्व वरती आपई। सचरामणी वसनाहारनी। जां लगइ टंका आठ सहिस्र चिडोत्तर आपइ तिहारइं छुटइ। तां लगइ भाइ ३ पदमा रंगा उदयकरण वसइ वासइ। बन्धी अवधि वरिष ५नी। वरिष पाश्च पछी छोडवइ। वलती प मास १ प्रति टं. २५ वलइ। वरिष १ ना टका ३०० वलइ। घर भाडु नही। द्राम व्याज नहीं। पाल परनाल नीवा खाटिक पूर्वारीति सम्बन्ध। मोदी नारायणदास तापीदासे घरग्रहणे प० पदमा प० उदयकरण रङ्गा कहइं मूक्यां × × ×।

पछई पहिवू परठ्यु। टका ३०० वरस १ ना वलई। ओरडा बि मध्य भागला ते वेहू प० पदमा प० उदयकरण रङ्गाना ॥

(लेखपद्धतिના પરિશિષ્ટ ૧લામાના ग्रहणकपत्र સા ૧૫૯૯મા લખેલામાથી.)

ઉપરના બન્ને અવતરણો વિક્રમની ૧૬મી સદીના ઉત્તરાર્ધના છે. તેની ભાષા ઉપરથી તેનૂ લક્ષણ આ તરી આવે છે—

૧. પ્રથમ ભૂમિકાની માફકજ अ+इ ક્રિયાપદોમા તેમજ અન્તે સ્વરભારવાળા શબ્દોમા તૃતીયા–સપ્તમીમા જુદો, તેમ છતા पछइ–पछी અને कवजि એમ સામર્થ્ય इकार ક્યાક અન્તર્ગત પણ ખરો. જો કે આ અવતરણમા ક્રિયાપદોમા अ+इ અસંયુક્ત દેખાય છે, તેમ છતા કાન્હડદે પ્રબન્ધ (સા ૧૫૧૨), સિંહાસનદ્વાત્રિંશિકા (સા. ૧૬૧૨) આ એક સૈકામા લખાયેલા ગ્રન્થોમા इकार પૂર્વ અકારનો લોપ થયે અન્તર્ગત પણ મળી આવે છે. જેમકે—

पुण्यविचार जे जाणि सइ, इम संखेपि प्राकृत कइ.
पुण्यइ पक आरोगि पान, पुण्यइ घरि सपजइ निधान.

તેમા જાણિ અને આરોગિ. (કા. પ્ર, ૧. ૨૨૨-૨૨૩)

૨. આમ अ+इ અસંયુક્ત તેમજ સંયુક્ત આમ હોવા છતાં अ+उ ને બદલે સર્વત્ર હ્રસ્વ उ, अ+उं ને બદલે સર્વત્ર દીર્ઘ ઊંકાર. આ ફેરફાર તે આ ભૂમિકાનો ખાસ નિયામક છે.

૩. તાલવ્ય સ્વરો તેમજ ચકારની પૂર્વે દન્ત્ય સકારનું તાલવ્ય શકારત્વ વિકલ્પે પ્રચારમાં આવ્યું, એ આ ભૂમિકામાં.

૪. આ ભૂમિકામાં આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચનમાં यકારવાળું રૂપ બ્હોળા પ્રમાણમાં સ્વીકારાયેલું. અપભ્રંશમાં એ હતું જ.

"कीधा सूत वन्दि मइ तेरा, करी सजाई आवे.
मांटी हुइ तु घाटउ,बांधे, सोमनाथ मेहलावे.
लेई भेटि कइ मिलवा आवे, कइ पुरुसारथ दाखे.
कइ ताहरू. भलपण जाणीसइ, घर आपणपूं राखे"

(કા. પ્ર. ૧–૧૧૫, ૧૧૭.)

દ્વિ ભૂમિકાના નાકરના કાવ્યોમાં અને ત્રીજી ભૂમિકાની ભાલણની કાદમ્બરી વગેરેમાં પણ એ રૂપ વપરાયેલું છે.

૫. બહુવચનમાં આ ઉપરાત ઓ પ્રત્યય. નાકરે મહાભારતમાં સમ્બોધનમાં અનેક સ્થળે 'ભાઇઓ' એવો પ્રયોગ આપ્યો છે.

૬. ચોથી વિભક્તિમાં તાદર્થ્યમાં નઇ–નઈં–નિ ઉપરાંત માટઇ–માટઈં–માટિ એ નામયોગીનો આ ભૂમિકામાં બ્હોળો પ્રચાર છે.

૭. છઠ્ઠી વિભક્તિમાં પશ્ચિમ રાજસ્થાનીને મળતો ह પ્રત્યય આ સદીના ઉત્તરાર્ધમાં યદ્યપિ નાકરે પોતાના કાવ્યમાં પ્રયોજ્યો નથી, તેને બદલે આં તેજ અર્થમાં વાપરયો છે. 'અસુરાં કરિઉ સંહાર' આરણ્યક પર્વ. (પૃ. ૧૮૫–૩૧)

૮. સાતમી વિભક્તિમાં માં પ્રત્યય વધુ પ્રચારમાં આવી જાય છે.

૯ વર્તમાનકાળમાં —

१ લો પુ એ વ. ऊं, (સયુક્ત) બ. વ ईइ-इं, इइ-इं.
२ જો ,, ,, इ, ए ,, ,, उ (સયુક્ત)
३ જો ,, ,, अइ इ ,, अइ, इ.

કર્મણિમા આ તેમજ ઉપર ૧લા પુ બ વ ના મૂળ કર્મણિ પ્રત્યયો ખરાજ.

ભૂતકાળમાં ભૂતકૃદન્ત — તેમા इ-उ (નાન્ય इऊ, उं)
બ વ મા इआ-इया, या (નારીમા સર્વત्र इ.)

ભવિષ્યકાળમાં —

१ લો પુ એ વ ઇશ-ઇશિ, ઈશિ, એશ, બ વ ઈશુ ઈશિ.
२ જો ,, ,, ઇશિ-ઇશ, ઈશિ, એશ, ,, (અ)શુ
३ જો ,, ,, (અ)શિ ,, (અ)શિ

બાકીના ફેરફાર સામાન્ય દષ્ટિયે પ્રથમ ભૂમિકાનાજ ચાલૂ

આ ભાષાનૂ સાહિત્ય વર છે કાન્હડદેપ્રબન્ધ, લિમ્બજીનૂં રામાયણ, *માડણની પ્રબોધબત્રીશી, ભીમની હરિલીલાષોડશકલા-

---

* માડણ, ભીમ, શ્રીધર કાઠિયાવાડના કવિયો છતા તેણે તદ્-ગૂજરાતની ભાષા મ સ્વીકારી? ઉત્તર એજ કે તદ્ ગૂજરાતની સાહિત્યની ભાષાથી મુગ્ધ થઈ તેઓયે તત્-કાઠિયાવાડની તત્કાલીન ભાષામાં કાવ્ય રચવા યોગ્ય નહી ધાર્યા હોય ભીમના પ્રબોધપ્રકાશોદયની સા ૧૫૭૪ મા કાઠિયાવાડના દેલવાડા પાસેના ધણેજમા લખેલી ગૂજરાતવના સોસા સગ્રહની ન પપરની પ્રતિ દ્વિતીય ભૂમિકામા રચાયેલી છે જ્યારે તત્કાલીન કાઠિયાવાડના પાળિયાઓમા ભાષા અર્વાચીન સ્વરૂપમા પ્રાપ્ત થાય છે આ જોતા મારી ઉપરની કલ્પનાનૂ સત્યત્વ વિદ્વાનો સમજશે તે ઉપરાંત પ્રભાસપાટણના કવિ કેશવરામ હૃદયરામે રચેલા શ્રીકૃષ્ણક્રીડાકાવ્યની ભાષા જોવાથી પણ ખાતરી થશે આ કાવ્ય સા ૧૫૨૯મા રચાયલૂં છે. તેમ અક્ષરમેળ વૃત્તો પ્રયોજ્યા છે તેમા અ+ઇ જ્યા આવ્યા હોય તો સ્વાભાવિક જુદા આવે આ નમૂનો જોતા અ+ઇ ને બદલે એ, અ+ઉને

પ્રબોધચન્દ્રોદય, શ્રીધરનો રાવણમન્દોદરીસંવાદ, નાકરનાં મહાભારતનાં અનેક પર્વો, સિંહાસનદ્વાત્રિંશિકા વગેરે કાવ્ય ઉપલબ્ધ છે. આ દ્વિતીય ભૂમિકાનો છેવટનો જબ્બર કવિ નાકર છે. નાકરની વૃદ્ધાવસ્થામાં ભાષા તૃતીય શુદ્ધ ભૂમિકામાં પ્હોંચી ગયેલી એમ ૧૭મી સદીના પૂર્વાર્ધના કેટલાક ગદ્ય ગ્રન્થો ઉપરથી સમઝી શકાય છે, આમ છતાં નાકરે તો દ્વિતીય ભૂમિકામાંજ તેનાં કાવ્યો રચેલાં એમ તેના વિરાટપર્વની પ્રાચીન પ્રતિ–ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીના સંગ્રહમાંની નં. ૩૫૩ની જોતાં પ્રતીત થાય છે. ફૉર્બસ સભા–મુમ્બાઇના આશ્રય તળે પ્રસિદ્ધ થતી આ મહાભારત ગ્રન્થમાલામાં આ કવિનું તે પર્વ, તેજ પ્રાચીન પ્રતિ–અનુસાર સમ્પાદિત કરવા માંડ્યું છે, તે તેમજ આજ પ્રસિદ્ધ થતા આરણ્યકપર્વથી તેની ભાષાનું સ્વરૂપ વિદ્વાનો જોઇ શકશે.

## ૯. મધ્ય. ગૂજરાતીની તૃતીય ભૂમિકા

### ( વિક્રમની ૧૭ મી સદીનો પૂર્વાર્ધ )

હવે ક્રમપ્રાપ્ત મધ્યકાલીન ગૂજરાતીની તૃતીય શુદ્ધ ભૂમિકાનું સ્વરૂપ બતાવવાનો પ્રયત્ન કરવામાં આવે છેઃ—

(૧) હે કૃષ્ણ તે માહારી સખી તાહારિ વિરહિં કરીનિ હરિણીની પરિ બંધન માંહિ પડી છિ. તે કિમ. તેહનિ આંવાસ જે બસવાનું સ્થલ તે વિપિન સૂંનૂં ઘોર વન સરૂં લાગિ છિ. અનિ પ્રિય સખિઅિ આણ્યી જે માલા તે જ્વાલા સરખી લાગિ છિ. અનિ તાપ જે પરિતાપ તે શ્વસિત નિસાસા તેણિં કરી દાવાનલ

બદલે ઓ, ઇને બદલે લઘુપ્રયત્ન ય વપરાતા શરૂ થયેલાઃ—

દાહાડા અતિ આકુલીજ અગ થયા, બેઠો ન કન્યે ચડી.
ઊઠ્યો પાગ કરષો, અદ્રશ્ય હરિ થ્યા, પાછો મૂંઢે તે પડી. (૧૩–૩૧)

× × × ×

દીઠે તે અતિ દીન દુઃખિત થયી, પૂછે સહુ કામની.
હ્વી નારય કલાપ્રતાજ હરિની મૂર્ત્ત જે માનની. (૧૩–૩૩)

ની જ્વાલા સરખૂ લાગિ છિ. અનિ કંદર્પ તે જ્યમ સરખુ લાગિ છિ. કિમ. વાઘની પિરિ ઠેકતા ભરતુ સરખુ યમ સાહાવંતનિ વિષિ એક પાસાં વાગરીયાં જાલ માંડયૂં હુએ અનિ એક પાસાં દવ લાગિ થકિ. અનિ એક પાસાં વાઘ ખાવા આવી રહી થકિ. અનિ એક પાસાં યમનૂં રૂપ ધરતુ એહવુ આહેડી બાણ પૂરી રહિ થકિ એહવું લાગિ તેહવૂં તાહારિ વિરહિ રાધાનિ લાગિ છિ.

(સં. ૧૬૪૮માં લખાયેલા ગીતગોવિન્દના ભાષાન્તરમાંથી પ્ર.૮મો)

( ૨ )

દક્ષિણથી કોએક આવી છિ, પ્રભુ, દ્વારિ ચાંડાલી;
ઈંદ્રલોકિ આરોહણ કરતાં કુપિત શક્ર હુંકારી,
રાજલક્ષ્મી શું ત્રિશંકુરાની પડી છિ મહી સુઆરિ.
કર માંહિં છિ શુકયુત પંજર; કન્યા કોમલ દેહ.
કાંઇ વીનતી કરવા વાંછિ પ્રભુજી પરતિ તેહ
સકલ વિશ્વના રત્ન તણું એક ઉદધિ જિમ ભાજંન,
આશ્ચર્ય રૂપ વિહંગ દીસિછિ કલાપાત્ર અતિ ધંન.
અખિલ ભુવનનૂં રત્નજ તમનિ જાણી તે શુક લ્યાવી.
મુખ જોવા ઈછિ માહારાજા દૂર થકી અતિ આવી.

(ભાલણની કાદમ્બરી પૂર્વ ભાગ કડવૂં રજૂં. પૃ. ૪–૫)

આ તૃતીય ભૂમિકાની લાક્ષણિકતા—

૧. જ્યા જ્યા પૂર્વ ભૂમિકામા अ+इ, अ+उ, અસંયુક્ત હતા તે બધે સ્થળે પૂર્વનો અકાર લુપ્ત થતા इ, उ, અન્તર્ગત અને ઉંકારના સમ્બન્ધમા દીર્ઘ સાનુનાસિક ઊ કારજ. તે ઉપરાત આગલી ભૂમિકામા બઇસઇ, પઇસઇ, ચઉક, કઉણ, પઇરિ, ઘઇરિ એ બધામા તેજ સ્થિતિ બિસિ, પિસિ, ચુક, કુણ, પિરિ, ઘિરિ વગેરે. ક્વચિતજ અન્ત્ય इ નો ए હોએ વગેરેમા,

૨. આ ભૂમિકામા તૃતીયા અને સપ્તમીના પ્રત્યયમા વિકલ્પે આં: વાગરીયાં, પાસાં.

વસ્તુસ્થિતિયે જે પ્રમાણે પ્રથમ ભૂમિકા અ + ઇ, અ + ઉ,

અ + ઉ' અસંયુક્તથી પડાયેલી છે, તેજ રીતે આ ભૂમિકા અન્તર્ગત ઇ, ઉ, ઊં માટે પડાયેલી છે. તાલવ્ય સ્વર તેમજ ય પૂર્વે સકારનું તાલવ્યત્વ આમાં પણ વિકલ્પે છે.

### ૧૦. મધ્ય. ગૂજરાતીની ચતુર્થ ભૂમિકા

(સદી ૧૭મીનો ઉત્તરાર્ધ અને ૧૮મીની પ્હેલી પચીશી).

આ પછી અર્વાચીન ગૂજરાતીનાં સામાન્ય લક્ષણોનો વિકલ્પ ધરાવતી ચતુર્થ ભૂમિકા પ્રકટ થાય છે. ૧૭ મી સદીની છેલ્લી બે પચીશીઓનું વિપુલ પ્રમાણમાં સાહિત્ય આ ચોથી ભૂમિકાને વ્યક્ત કરનારૂં મલી આવ્યું છે. 'મહાભારતનાં અનેક પર્વોનો અનુવાદક ખમ્ભાતનો વિષ્ણુદાસ કવિ એ ભાષાનો ખરો સૂત્રધાર છે. મારી પાસે "ગૂજરાતી" પત્રના તન્ત્રી શ્રીયુત નટવરલાલ ઇચ્છારામ દેસાઇના સઙ્ગ્રહમાંનું વિષ્ણુદાસનું રામાયણ–સાં. ૧૬૯૮–૯૯માં નકલ થયેલું આવ્યું છે, તેમાંથી આ નીચે અવતરણ (૪થું) આપવામાં આવશેજ.

(१) सथा उघराणी जूनी पूजमूनी छि तो जिम आषि तिम अरधे अरधि लि। बिजू भोम दो० जनाबालो राणा षणा षमना पासे छे बीजे पासे पडोल दवे नाग जोगीदासना पासे छे × × × प येहेचण दो० ३ दिसीने समजाषा जोईने भाग जोप मलकत आयी ते मलकत तेहनी। प लखू फेरघे ते तेहेना घापनो जणो नही।
(G. O. S. No. XIX लेखपद्धति सां. *१११८ मां लखेल विभङ्गपत्र)

---

* આ વિભઙ્ગપત્ર સાં. ૧૬૧૮નું છે. સાં. ૧૬૧૮ આસપાસ નકલ થયેલી નાકરના વિરાટપર્વની ભાષા તદ્દન જૂની દ્વિતીય ભૂમિકાની છે. સાહિત્યની ભાષા નાકરે પ્રયોજેલી તે હોય અને આ વિભઙ્ગપત્રની ભાષા તો ભાષા હોય એ વધારે સમ્ભવિત છે. અહીં ચોથી ભૂમિકાનું સ્વરૂપ બતાવવા પૂરતો આનો ઉપયોગ છે. સાહિત્યની ભાષા તરીકે તો તે ૧૭મી સદીના ઉત્તરાર્ધમાંજ સ્વીકારાયેલી સમ્ભવે છે.

(२) ए घरनी घगत्य । ए घर मांहि घसि घसावि भाडि आपि आडग्रहिणि मूकि । भरि भरावि । घरनूं भाडू नही ग्रथनू व्याज नही । पडि आपडि ते अमि समरावी आविए । तथा अमनि पूछी परचो ते मूजरा आपीए । अमि हाजर न होईए त्यारि माणस वे हजूर परचो ते मूजरा आपीए × × × बाकी पडा आपडानूं जे बेसे ते सरव ए घरनी माथे ।

( लेखपद्धति मा. १७१५ मा लखेल गृहाट्टाणपत्रमाथी. )

(३) चोगठा उपरि छापरुं एकढालिऊ छे । तेहनां नेव आंगणि चुई छई । पहवी रीति घर छि । हवी घरनूं भाडू नही गुरथनूं व्याज नही । ए घर पडि आपडि अम्यो समरावी आपी(इ) जो समरावी नापीइ तु अमनि पूछि परचि ते मुजरा आपीइ । × × × गुरथ लागता सूधी आडगरहिणी मूके तू अमारो दर दावो नही । × × × चोक पाचर घाडो नीछारो जिहां सूधी पूचि हुई तिहां सूधी बाई फूलां तथा सा मानसग ठाकरशी पावरि ।

( लेखपद्धति मा १७७४ ना गृहाट्टाणकपत्रमाथी. )

(૪) તત્પર થયો રાવણ તદા મન્ય ધરી ક્રોધ અપાર,
મબલ સેના મારાથીશું અંગ્ય ધરી હથિઆર. ૨
આગલિ હય મયગજ અનોપમ શ્વેત ટેકે કોડિ
તેહનિ ઘંટા ઘૂઘરા પાખરા ચિત્રિત જોઉ ૩
ધજ નેજ ચામર મબલ પૂરા રાખિવા શત યોધ
દલપતા ચાલી પૂર્વ જાંણો કરિ ધરણી રોધ. ૪

(સં ૧૬૯૮–૯૯ માં નગરના વિષ્ણુદાસના રામાયણ–સુન્દરકાણ્ડનું કડવું ૨૪ મું)

ઊપર આ ચાર અવતરણ આપવામાં આવ્યા છે, તે ઉપરથી જોઈ શકાય તેમ છે કે–તેમાં બીજી ભૂમિકાનું છઇ, તૃતીય ભૂમિકાના

લક્ષણો છિ, जिम, आवि, तिम, अरधि, लि, विसी, वलि, वसावि, माडि, आपि, आडग्रहिणि, मूंकि, भरि, भरावि, पडि, आवढि, अमि, अमनि, त्यारि, आंगणि, आपीद, पूछि, वरचि, पूचि, धावरि, આગલિ, કોડિ, તેહનિ, કરિ, આ રૂપોમાં સ્પષ્ટ છે. જ્યારે અર્વાચીન ગુજરાતીની આદ્યભૂમિકાનાં લક્ષણો तो, अरधे, पासे छे, बीजे, वेहेचण, ने, फेरवे, जणो, वगत्य, आपिय, वरचो, होईय, बे, बेसे, माथे, चोगठा, मूके, अमारो, दावो, चोक, वाडो, नीछारो, થયો, મન્ય, અંગ્ય, અનોપમ, જાણુ, આ રૂપોમાં છે. જ્યાં ધ નો એ નથી થયો ત્યાં वगत्य, मन्य, अंग्यमां લઘુપ્રયત્ન યકાર થયો છે.

## ૧૧. અર્વાચીન ભાષા

આમ આ ચોથી ભૂમિકામાં તલકાઠિયાવાડમાં જે ૧૫ મી સદીમાં વિકારો નિયત થઈ ચૂકી ભાષાસ્વરૂપે ઊતરી ચૂક્યા હતા, તે તલ ગુજરાતમાં ૧૮ મી સદીના આરમ્ભ લગભગ ભાષામાં પ્રવેશ પામતા, પછીથી નવા સ્વરૂપમા કાઠિયાવાડ–ગુજરાતની સર્વસામાન્ય ભાષા તરીકે અર્વાચીન ભાષાની ભૂમિકા પ્રચારમાં આવી, જે મહા ભાષામાં ૧૮ મી સદીના પરમ જ્યોતિર્ધર મહાકવિ પ્રેમાનન્દે અનેક કાવ્યો રચી ગુજરાતી ભાષાને કાયમી રીતે સાહિત્યની ભાષા બનાવી.

આ ચારે ભૂમિકાના સ્વરૂપ ઊપરથી સમજી શકાય તેવું છે કે તલ ગુજરાતથી રાજકીય કારણોને અંગે ૧૪ મી સદીના અન્ત ભાગમાં તલ કાઠિયાવાડ જુદો પડી ગયેલો. સાં. ૧૩૬૦ આસપાસ ગુજરાતમાં કરણ વાઘેલાના શાસનના અન્ત સાથે મુસલમાની અમલની શરુવાત થઈ. અને કાઠિયાવાડના રાજાઓ સ્વતન્ત્ર થયા. તેની અસરે બન્ને પ્રજાનો સમ્પર્ક પણ ઓછો થયો. મુઝફ્ફરશાહ ત્રીજાના અન્ત સાથે સં. ૧૬૨૯ આસપાસ ગુજરાતમાં મોગલાઈ અમલ શરૂ થયો. દેશ કાંઈક અંશે શાન્ત પડ્યો. આ પૂર્વે મહમદ બેગડાએ વિક્રમની

૧૬ મી સદીના આરમ્ભમા કાઠિયાવાડ તાબે કર્યો. તેની અસરે બન્ને પ્રજામાં ફરી સમ્પર્ક શરૂ થયો, જેને પરિણામે તલ ગૂજરાતની મધ્યકાલીન ભાષામાં ધીરે ધીરે કાઠિયાવાડી ઉત્સર્ગ જામતા ગયા, તે સાહિત્યની ભાષામા પણ વિભાષાદ્વારા વિષ્ણુદાસ વગેરેયે પ્રયોજ્યા. સાં. ૧૮૩૩ સુધી મોગલાઇ અમલ આ બન્ને દેશ ઊપર રહ્યો. દરમિયાન કવિ પ્રેમાનન્દે તો તે પૂર્વે એક સૈકાથીજ બન્ને ભાષાના સમ્પૂર્ણ જોડાણવાળી ભાષાને સાહિત્યની ભાષા તરીકે અપનાવી લીધેલી. ઘોડઉ-કરઇ ઊપરથી ઘોડુ-કરિ એ ત્રીજી ભૂમિકામાં પસાર થઈ ઘોડો-કરે આંવી ન શકે. માટેજ વિષ્ણુદાસાદિયે કાઠિયાવાડનાં ઘોડો-કરે રૂપો ચોથી ભૂમિકામાં ઊછીનાં લીધાં.

મધ્યકાલીન ગૂજરાતીની પ્રથમ ભૂમિકા બન્ને દેશમા સમાન હોવા છતા દ્વિતીય ભૂમિકામા ભેદ પડ્યો. તલ કાઠિયાવાડમાં સાં. ૧૪૫૯ ના લખતમા આપેલી ભાષાનું સ્વરૂપ, જે અર્વાચીન ગૂજરાતીની આદ્ય ભૂમિકા છે, તે સ્વરૂપ સ્થાપિત થયું. જ્યારે તલ ગૂજરાતમાં મારવાડના સમ્પર્કને લીધે ભાષા ત્રણ ભૂમિકાઓ વટાવી ૧૭ મી સદીના પૂર્વાર્ધમા બન્ને દેશનાં શાન્તિમય જોડાણ થતાં અને મારવાડનો સંસર્ગ ઓછો થતા એક મહાભાષા તરીકે એક સ્વરૂપમાં સ્વીકારાઇ.

નરસિંહે અર્વાચીન સ્વરૂપની આદ્ય ભૂમિકામાં કાવ્યપ્રવાહ રેલાવ્યો. તે પછી તલ કાઠિયાવાડના કેશવદાસ, પરમાણુન્દદાસ, વૈકુણ્ઠ, તુળસી, રામકૃષ્ણ વગેરે શિષ્ટ કવિયોયે કવિ નરસિંહની શિષ્ટ† નાગરી ભાષામાજ કાવ્યસરિતાના વ્હેણો વહાવી કાવ્યક્ષેત્રને નવપલ્લવિત રાખ્યું. નરસિંહ ઊપર મુગ્ધ થઈ વડોદરાને અમર કરનાર ગુર્જરીના સાચા સપૂત કવિવર પ્રેમાનન્દે એ નરસિંહનીજ ભાષાને સર્વશિષ્ટમાન્ય

† માર્કણ્ડેયનો નાગર અપભ્રંશ એ સમ્બન્ધે. ઉપનાગર અપભ્રંશ તે તલગૂજરાતની દ્વિતીય ભૂમિકા સમજવે. હજી આ વિષયમાં શોધ કરવી બાકી રૂહે છે.

ભાષા સ્વીકારી તેમાં અનેક કાવ્યામૃતલહરીઓ ઉત્પન્ન કરી માતૃભાષાના ગૌરવને તેની ચઢતીના શિખર ઉપર ઝગમગાવ્યું. પ્રેમાનન્દે આ ભાષાનો ઉદ્ધાર કર્યો એમ કહિયે તે ખોટું નથી. પ્રેમાનન્દ પછી પણ કેટલાક કવિઓએ પોતાના કાવ્યમાં જૂની તલ ગુજરાતી ભાષાનાં સ્વરૂપો જાળવી રાખવા પ્રયત્ન કરેલો. દી. બ. કેશવલાલ હ. ધ્રુવે સમ્પાદિત કરેલા પ્રેમાનન્દના બાર મામની જે જુદી જુદી પ્રતિયો મળેલી તેમાંની કોઇકોઇ પ્રતિમાં મારા પ્રમાણમાં લહિયાયે જૂની ભાષાની છાંટ મારી દીધેલી. તે વિશેનો દી, બ. ધ્રુવ મહોદયનો અભિપ્રાય જોતા આ વસ્તુનું તથ્યાતથ્ય સમઝાય છે.

અર્વાચીન ગુજરાતીની બે ભૂમિકાઓ ગણવી યોગ્ય છે. ૧ લી *ભૂમિકા તે વિક્રમની ૧૫મી સદીથી છેક ૧૯મી સદી સુધી ગણી શકાય. કવિ દયારામ આ ભાષાસ્વરૂપને અર્પનારો છેલ્લો કવિ હતો, તે તેણે પોતાને હાથે ઊતારેલી તેનાજ કાવ્ય રસિકવલ્લભની નકલ ઉપરથી જાણી શકાય છે.

૨ જી ભૂમિકા અંગ્રેજી રાજ્યના આરમ્ભકાળથી એટલે ૨૦મી સદીની શરુવાતથી માનવામા કશો પ્રત્યવાય નથી. ગૂજરાતી ભાષામાં વિદેશી શબ્દોનું મિશ્રણ જો કે વિક્રમની ૧૪મી સદીથીજ થયેલું છતા તે ઘણુંજ ઓછું હતું. ખરું અને સઙ્કીર્ણ મિશ્રણ ૨૦ મી સદીના આરમ્ભથીજ થયું છે. વિદેશી ભાષાના સંસર્ગથી કેટલાક પ્રયોગો, શબ્દો, વિચારો નવા દાખલ થયા છે, જ્યારે કેટલાક જૂના પ્રયોગો, શબ્દો, વિચારો જીર્ણ થઈ નાશ પામ્યા છેઃ ૧૯મી સદીના

* આ પ્હેલી ભૂમિકાના બે ભાગ કરવા હોય તો ૧. ૧૫મી સદીથી ૧૭મીના પૂર્વાર્ધ સુધી; ૨. ૧૭મીના ઉત્તરાર્ધથી ૧૯મી સદીના અન્ત સુધી ગણી શકાય. આમ ભેદ ગણવાનું કારણ એ કે ૧૭મી ના ઉત્તરાર્ધ સુધી ક્વચિત્ તલ કાઠિયાવાડમાં એ, ય સાથે સપ્તમી વિભક્તિના ઇ વાળાં રૂપો અને હરિયે વગેરે સાથે કરીઈ વગેરે રૂપો પણ દેખાય છે બાકી ખાસ ભેદ ન મનાય.

અન્ત સુધીના કાવ્યોમાં જૂના પ્રયોગો, શબ્દો, વિચારો ઝળવાઇ રહેલા માલુમ પડે છેજ.

દરેક દેશમા બને છે તેમ આ આપણા દેશમા પણ ભાષાના પ્રાન્તીય વિભાગો છેજ. પરન્તુ આખા દેશની સર્વસામાન્ય ભાષા તરીકે સ્વીકારાયેલી ભાષાને પ્રાન્તીયતા નડતી નથી કેટલીક વિશિષ્ટતાઓને નકામી પ્રાન્તીય તરીકે પણ કાઢી નાખી હોય છે. જેવી કે તૃતીયા અને સપ્તમીના એકારમા સારા કાઠિયાવાડમા સાનુનાસિક ઉચ્ચારણ છે, તેજ રીતે વર્તમાન પ્રથમ પુરુષ બહુવચનમા સાનુનાસિકતા છે; તેમજ અને, નેં, માટેં વગેરે શબ્દોમા પણ સાનુનાસિકતા છે આના મૂળમા ઠેટ અપભ્રંશકાળથી તે તે પ્રત્યયોમા સાનુનાસિકતા વિભાષાદ્વારા ઊતરી આવેલી છે.

આચાર્ય બીજા પુરુષ બહુવચનમા મૂળ ૩ પ્રત્યય ઉપરથી ગુજરાતીમા ઓ માની આકારાન્ત ધાતુઓના કૃત્રિમ જાઓ, થાઓ, કમાઓ, વગેરે રૂપો માનેના છે. વસ્તુસ્થિતિયે તેવા સંયોગોમા જાવ, કમાવ, થાવ વગેરે સમસ્ત દશાના સ્વાભાવિક રૂપો છે.

આ તો માત્ર પ્રસઙ્ગોપાત્ત દિશા માત્ર સૂચવૂં છું. ગુજરાતી ભાષાની જોડણીમા બે-ચાર વિસંવાદી સ્થળો છે, તેનો ભાષાના ક્રમિક વિકાસને ધ્યાનમા લઈ તેમજ સ્વાભાવિક ઉચ્ચારણોને સ્વીકારી કૃત્રિમ ઉચ્ચારણો પેસી ગયા હોય તો પ્રથમ વિભાષા સ્વીકારી ટાળી નાખવા જોઇયે. રા. બળવન્તરાય ઠાકોરે આવા સયોગો જ્યા જ્યા ઉત્પન્ન થાય ત્યા વિભાષા સ્વીકારવા સૂચના કરી છે. અમુક વખતે એવું વલણ મન્ડાઇ જાય કે જે ખરા અને સ્વાભાવિક ઉચ્ચારણો હોય તે સદાને માટે જનસમૂહમા સ્વીકારાઇ જાય સંસ્કૃત ભાષાના જાણકારને એ વાત અજાણી નથી. પાણિનિના ખુદના એવા કેટલાય નિયમો છે કે જે અત્યારે સંસ્કૃત ભાષામા પ્રચારમાજ નથી, ત્યારે તેમણે અન્ય ઋષિના મતે તેવી જે વિભાષાઓ આપી

છે, તેજ સામાન્ય રીતે વ્યવહારમાં છે. **भोभगो अघो अपूर्वस्य योऽशि** ( **अष्टा.** ૮–૩–૧૭ ) એ નિયમથી વિસર્ગનો યકાર કર્યો છે. **ओतो गार्ग्यस्य** ( **अष्टा.** ૮–૩–૨૦ ) ગાર્ગ્ય મુનિ ત્યાં લોપ માને છે. આમાં ગાર્ગ્યનો મતજ કાયમ રહ્યો છે. પાણિનિના **य** ની સામે કોઇ જોવાની દરકાર કરતું નથી. ભાષા એ સ્વાભાવિક વસ્તુ છે, તેમાં કૃત્રિમતાને સ્થાન નથીજ, કૃત્રિમતા ભાષાસ્વરૂપનું દૂષણ છે; વિભાષા એ રોગ હરવાનું ઉત્તમ ઔષધ છે. ગૂજરાતના જ્યોતિર્ધરો આ વસ્તુને ખ્યાલમાં લઈ ભાષોદ્ધારનો પ્રયત્ન ચાલુ રાખે એમ કિયો ભાષાપ્રેમી ન ઇચ્છે ?

## ૧૨. આરણ્યકપર્વનું સમ્પાદન

શ્રી ફાર્બસ ગૂજરાતી સભા તરફથી પ્રસિદ્ધ થતા **મહાભારતની** ભાષા સમજવા માટે મધ્યકાલીન ગૂજરાતી ભાષાનું સ્વરૂપજ્ઞાન આવશ્યક માનીને ઉપર પ્રમાણેનો પ્રયત્ન કરવા પ્રેરાયો છું. મહાભારતનાં **દેશી**[1]માં જૂનામાં જૂનાં પર્વો નાકરનાં છે. તેની ભાષા દ્વિતીય ભૂમિકાની છે, તે વાત ઊપર બતાવવામાંજ આવી છે. તે પૂર્વેનાં પર્વો અદ્યાપિ **દેશી**માં પ્રાપ્ત થયાં નથીજ. શ્રી ફાર્બસ ગૂજરાતી સભાનો મુખ્ય એ સિદ્ધાન્ત છે કે બની શકે ત્યાં સુધી જૂનામાં જૂનાં એકજ કવિનાં પર્વોજ આ **મહાભારતગ્રન્થમાલા**માં લેવાં. તે પ્રમાણે ગ્રન્થ ૧ લા માં દ્વિજકવિ હરિદાસનું આદિપર્વ (સં. ૧૬૪૪ આષાઢાદિનું) અને દ્વિજ કવિ વિષ્ણુદાસનું સભાપર્વ [સં. ૧૬૫૪ –આષાઢાદિનું ) લેવામાં આવ્યાં. કાશીસુત શેધજીનું સભાપર્વ [સં. ૧૬૪૮ નું ] આના કરતાં પ્રાચીન ખરું; પરન્તુ તેની પ્રતિયો નાકરના વિરાટપર્વાન્તર્ગત સભાપર્વ સાથે મિશ્ર દશામાં જોવામાં આવી. આવી સ્થિતિમાં તેના સંપાદનનું કાર્ય મુશ્કેલ હતું અને

---

૧. શાલિસૂરિનું ધૂતાખ્યાન વિરાટપર્વ ૧૫મી સદીનું પ્રાપ્ય છે

તેથીજ સુપ્રસિદ્ધ કવિ વિષ્ણુદાસનું સભાપર્વ લેવું યોગ્ય ધારવામાં આવ્યું. આરણ્યકપર્વ ત્રણ કવિનાં ઉપલબ્ધ છે તે નાકર, વિષ્ણુદાસ અને અવિચળદાસના. તેમાં નાકર સૌથી જૂને છે. તેના આ પર્વની માત્ર એકજ ગુજરાત વર્નાક્યૂલર સોસાઇટી–અમદાવાદના સંગ્રહની નાં. ૨૫ ની અતિ જીર્ણ પ્રતિ રા. હીરાલાલ ત્રિ. પારેખ મારફત મેળવી, આ પર્વનું સમ્પાદન કરવામાં આવ્યું છે. સોસાઇટી તરફથી એક ગોવિન્દરામ નામક પુરાણીને જૂનાં કાવ્યોની નકલો કરવાને રોકવામાં આવેલો. તેણે સાં. ૧૯૨૩ ની આસપાસ આ કાવ્યની નકલ ઊતારી છે. તેણે આ પર્વની પુષ્પિકામાં સાલ આપી નથી, તથાપિ બીજાં કેટલાયે પર્વો તેણે ઊતારયા છે, તેમાં કયાંક કયાંક સાલ આપી છે:—

**इति श्री माहाभारथे गदापर्व समाप्त ॥ संपूर्ण श्रा. १९२३ ना भादरवा सुदी २ ल. पुरांणी गोवींदराम संपतराम रेहेवासी कासरना प्रगणे पेटलाद.**

પ્રતિ શુદ્ધ તો નજ હતી. તેમાં અર્વાચીન ભાષાની છાંટ સારી રીતે પેસી ગયેલી. સુભાગ્યે નાકરના વિરાટપર્વની સોસાઇટીના સંગ્રહની નં. ૩૫૩ની અપૂર્ણ પ્રતિ નાકરની ભાષા આબાદ સાચવી રાખતી પ્રાપ્ત થઈ. તેની મદદે આ પર્વની ભાષા બરોબર સાચવી સમ્પાદન કરવામા આવ્યું છે. આ પર્વના ૧૧૧–૧૨–૧૩ એ ત્રણ કડવા વિરાટપર્વના ૧૭–૧૮–૧૯, એના એ છે. તેનું સમ્પાદન તે જૂની પ્રતિ ઉપરથી બીજી દસેક પ્રતિયોની મદદથી કરવામા આવ્યું છે.

આ પર્વની પ્રસિદ્ધિમા મુખ્ય હિસ્સો મારા મિત્ર રા. હીરાલાલ ત્રિ. પારેખનોજ છે. તેનો અહીં આભાર માનવાનું ભૂલું તો મારા જેવો કૃતઘ્નહૃદય કોઇ ન ગણાય. બીજું ઋણ શ્રી ફોર્બસ ગુજરાતી સભાનું. તેણે આ ભોપમ ન બેઠવું હોત તો આ કાર્ય જનતા સામે મૂકવાનું

ભાગ્યેજ પ્રાપ્ત ન થાત. ગ. અમ્બાલાલ બુ જાની અને ભાઇ નટવરલાલ દેશાઇનો તો હું પ્રથમથીજ ઋણી છું. એ સૌનો તેમજ અતિ ચીવટાથી મુદ્રણ કરનાર શ્રી જ્ઞાનમન્દિર મુદ્રણાલયના માલેક રા. શંકરરાયનો આભાર માની આ મારો દ્વિતીય પ્રયત્ન પરમ કૃપાળુ પરમાત્મા શ્રી કૃષ્ણચન્દ્રજીના ચરણસરોજમા અર્પી આ મારી વિસ્તૃત પ્રસ્તાવના અહી પૂર્ણ કરૂં છું.

માર્ગશીર્ષ-કૃષ્ણ ૫ ગુરુ. સા. ૧૯૯૦<br>માંગરોલ—કાઠિયાવાડ } કેશવરામ કાશીરામ શાસ્ત્રી



श्रीकृष्ण: ।

# ઉપોદ્‌ઘાત

## ૧. આરણ્યકપર્વનો કર્તા



ગૂજરાતી ભાષામાં મહાભારત **દેશી**માં અર્પવાનું પ્રથમ માન કોઇયે મેળવ્યૂં હોય તો તે માત્ર **વીરક્ષેત્રવાસી** વિકાનો સુત વૈશ્યકવિ **નાકરજ.** તેની પ્હેલાંનાં ભાગવત અને રામાયણના પ્રસઙ્ગોના આખ્યાનો બીજા કવિયોના મળે છે, પરન્તુ મહાભારતના પર્વો તો નહીંજ. આપણા આ સુપ્રસિદ્ધ કવિયે પ્રથમજ વાર સા. ૧૬૦૧માં **દેશી**મા વિરાટપર્વની રચના કરી. મહાભારતનાં આખ્યાનોમાં માત્ર નલાખ્યાનજ એવૂં છે કે–જે **નાકર** પૂર્વેના કવિયોના મળે છે. **નાકરે** પણ સા. ૧૫૮૧ મા નલાખ્યાનની રચના કરી છે. અહીં એ સ્વાભાવિક પ્રશ્ન ઊઠે કે **નાકરે** વિરાટપર્વની રચના પ્રથમ કેમ કરી ?

પ્રાચીન કાળથી એવી જાતની માન્યતા ચાલી આવે છે કે મહાભારતને આદિથી ઊતારનાર આખૂં ઊતારી શકતો નથી. આ માન્યના એટલી બધી જડ ઘાલી ગયેલી મનાય છે કે–આ વીસમી સદીના તદ્દન નવા જમાનામા પૂનામાથી પ્રસિદ્ધ થતી સંસ્કૃત મહાભારતની સાર્વદેશિક આવૃત્તિનો આરમ્ભ પણ વિરાટપર્વથી કરવામાં આવ્યો છે. **નાકર** પૂર્વે મહાભારતના પર્વો માતૃભાષામાં ઊતારવામાં પણ આજ માન્યતા આડે આવી દેખાય છે. **નાકરે** પ્હેલ[1] કરી એ

૧ શ્રી વિષ્ણુગિરિ વિગરાઈ આ પર્વ રચ્યૂં, પણ તે **વૃત્તબન્ધમાં.**

પણ એક આશ્ચર્યજ છે. પરંતુ તે આશ્ચર્યનું નિરાકરણ એમ થઈ શકે તેમ છે કે-નાકર જાતે વૈશ્ય હતો; પોતાના પેટને ખાતર કવિતાની રચના કરનારો ન હતો; બલ્કે ઉદારતાપૂર્વક પોતાનાં કાવ્યો બ્રાહ્મણોને અર્પી દેતો કે જેના ઉપરથી તે બ્રાહ્મણો પોતાનો નિર્વાહ ચલાવી શકતા. તેના ઘણાં કાવ્યોના અન્તમાં તેણે કાવ્ય રચી મદનસુત ન્હાનો કે મધુસૂદન નામના વડનગરા નાગર બ્રાહ્મણને અર્પ્યાં હતાંઃ—

"કરી ગ્રન્થ વાડવ-કરિ સૂપ્યું, વિશ્વિ પુણ્ય વિસ્તાર રે,
વૃદ્ધ નાગર કુલિ નામ મદનસુત, ગાઇ ગાઇ ભવનિસ્તાર રે." ૨૨
(વિરાટપર્વ)

આવો ઉલ્લેખ બીજાં કાવ્યોના અન્તે પણ નીકળે છે. હૃદયમાં આવી જાતની હિમ્મતને અડ્ગેજ તે થોડાં પણ પર્વો માતૃભાષામાં અર્પવા શક્તિમાન થયો છે.

અત્યારે ઉપલબ્ધ પર્વોમાં આરણ્યકપર્વ, વિરાટપર્વ, કર્ણપર્વ, *ભીમપર્વ અને ગદાપર્વ એ પાંચ પર્વો તેની છાપવાળાં લભ્ય છે. આરણ્યકપર્વમાં તેણે એક કડવામાં 'આદિપર્વ' સંક્ષેપમાં અને ૬ કડવામાં સભાપર્વ આપ્યાં છે, જ્યારે વિરાટપર્વમાં ૧૩ કડવામાં સભાપર્વ અને ૬ કડવામાં ટૂંકું આરણ્યકપર્વ આપ્યાં છે. આમ ગણિયે તો આદિ-સભા-આરણ્યક-વિરાટ-કર્ણ ભીમ ગદાપર્વ તેનાં છે. આ ઉપરાત શલ્ય, સૌપ્તિક અને સ્રીપર્વ હું નાકરનાં માનું છું, કેમકે તેમાંના +સૌપ્તિક પર્વમાં નાકર કાવ્ય બનાવી જેને

* ભીમપર્વ અને ગદાપર્વ એ બન્ને પેટા પર્વો છે.

+ "ભાઇ પ્રસિદ્ધ નામ માહરૂં કહું, જુ ધરુ મનિ રીસ.
પદબન્ધ અશ્વત્થામા ને ભણ્યૂં. કિહિવરાબ્યૂં શ્રીજુગદીસિ. ૧૫
એહ નામ ગાહે અન્ય પાવન રખિ કવેશુ કોઇ.
કહ્યું આ મદનિ. કૃપા કરજ્યો, જિમ પુનરપિ જન્મ ન હોઇ. ૧૬
(સૌપ્તિક પર્વ-કડવું ૯ મું)

અહીનું પ્રસિદ્ધ નામ નાકર સમજાવી શકે

આપી દેતો તે બ્રાહ્મણના પિતાનું નામ **મદન** ઉપલબ્ધ થાય છે. જ્યારે પોતે પોતાનું નામ મજ્ઝમ ઉદ્દિષ્ટ કરે છે. પ્રતિ એકેજીજ મળે છે એટલે તે **મદન** કે **મદનસુત** એ નક્કી કરી શકાતું નથી. પદ્ધતિ ઊપરથી એમ સમઝી શકાય તેવું છે કે-એ ત્રણેય નાના પર્વો પણ તેનીજ કૃતિ હોય.

ક્રમભાગ્યે આ પ્રાચીન કવિનું આખું મહાભારત ઉપલબ્ધ નથી થતું. તેણે આખું મહાભારત રચ્યું પણ ન હોય. પરન્તુ તેમ છતા મહાભારતના પર્વો માતૃભાષામા ઊતારવાની અચકામણ તો સદાને માટે દૂર થઈ ગઈ; અને ખમ્ભાતના દ્વિજ કવિ વિષ્ણુદાસે ૧૫ પર્વો માતૃભાષામા મૂળ મહાભારતને પ્રામાણિક રીતે અનુસરતા અર્પ્યાં. સમ્ભવ છે કે વિષ્ણુદાસે આખું મહાભારત પણ રચ્યું હોય, પણ **શાન્તિ, અનુશાસન** અને **આશ્રમવાસિક** પર્વોની એકેકી નકલ પણ અદ્યાપિ ક્યાયથી પ્રાપ્ત થઈ નથી.

અહીં મહાભારતના ૨ જા ગ્રન્થમા આ **આરણ્યકપર્વ**ની પ્રસિદ્ધિથી ગૂજરાતી ભાષામા જૂનામા જૂનું મહાભારતનું પર્વ પ્રસિદ્ધ થાય છે અને તે પણ **નિઃસ્પૃહી વૈશ્ય** કવિ **નાકર**નું રચેલું.

આ પર્વમા અન્તે આવેલા ઉલ્લેખથી આ પર્વ **નાકર**નું છે, એમ સમઝાય છેઃ—

"કર જોડી **નાકર** કહઇ, પ્રાકૃત એહવૂં મઇ લહ્યૂ" (પૃ. ૩૦૩)

સામાન્ય રીતે **નાકર**ના કાવ્યોમા તેના નામનો નિર્દેશ કાવ્યને અન્તે આપવામા આવેલો પ્રાપ્ત થાય છે. અન્ત ભાગ પ્રાપ્ત ન થાય તો તે કાવ્ય કોનું એ જાણવું જગ મુશ્કેલ થઈ પડે. પરન્તુ બીજાં કેટલાક પ્રમાણોથી તે વસ્તુ હસ્તગત થઈ શકે ખરી. આ **આરણ્યક** પર્વ **૧૧૦** મા કડવે પૂર્ણ થતું હોય તેવો દેખાવ છે. ત્યાથી ફરી **૧૧૦** મા કડવાના અન્તના શબ્દો ઊઠાવી વિરાટપર્વાન્તર્ગત ટૂંકા **આરણ્યકપર્વ**ના ૧૭-૧૮-૧૯ એ કડવા અને પછી રહી જતો જયદ્રથમાનભઙ્ગનો પ્રસઙ્ગ **નાકર** આપે છે. આ ઉપરાત બીજાં પણ

એ પ્રમાણથી તેનું કર્તૃત્વ નિર્બાધિત છે. આ પર્વમાં નલાખ્યાન માત્ર બે કડવાંઓમાંજ અતિ ટૂંકમાં આપવામાં આવ્યું છે. કારણ સ્પષ્ટ છે કે તેણે સા. ૧૫૮૧ માંજ સ્વતન્ત્ર વિસ્તૃત નલાખ્યાનની રચના કરેલીજ. તેજ રીતે આ પર્વમાં રામાયણનો પ્રસઙ્ગ પણ માત્ર સૂચિતજ કર્યો છે. તેનું કારણ પણ સ્પષ્ટ છે કે તેણે આખું રામાયણ સા. ૧૬૨૪ માં રચી પૂરૂં કરેલું. અહીં એક સ્વાભાવિક પ્રશ્ન એ રહે કે વિરાટપર્વમાં ટૂંકમાં સભાપર્વ આપ્યા છતાં તેણે આરણ્યકપર્વમાં શા માટે ફરી સભાપર્વ આપ્યું ? તેનો ખુલાસો તો સ્પષ્ટ છે કે-આરણ્યકપર્વમા આરમ્ભથીજ એટલે આદિપર્વથી સાર આપવામાં આવ્યો છે. એટલે વચ્ચે આવતા સભાપર્વનો સાર આપવોજ જોઇયે. તેમજ એ બન્ને સભાપર્વના સાર શબ્દમાત્રથીજ ભિન્ન છે, બાકી આશય અને કથાનક એકસરખાંજ છે. તેણે સભાપર્વ સ્વતન્ત્ર રચ્યું નથી લાગતું. આદિપર્વ કદાચ સ્વતન્ત્ર રચ્યું હોય તો સમ્ભવિત છે. ગુજરાત વર્ના. સો. ના સઙ્ગ્રહમાં નાં. ૨૩ નું એક આદિપર્વ છે. તેનું મઙ્ગલાચરણ અને આ આરણ્યકપર્વનું મઙ્ગલાચરણ એકજ છે. આદિપર્વનો અન્ત ભાગ નષ્ટ છે એટલે કવિના નામનો ઉલ્લેખ પ્રાપ્ત નથીજ. તેમજ તે પ્રતિ એટલી બધી જીર્ણ થઇ ગઇ છે કે-પાના ઊખેડતાં તૂટી કટકા થઇ જાય છે, એટલે મૂળ સાથે મેળવી શકાય તેમ નથી. નહીંતર તરતજ પકડી શકાય કે એ કૃતિ નાકરની છે કે નહીં. તે આદિપર્વના અન્તમાં એક કડી આ છે:—

"આદિ કથા જાદવ કેરી, અતિ ખાંડવવન.
એટલે આદિપરવ પરિપુરણ, જન્મેજય રાજન."

આ કડી હરિદાસના આદિપર્વની સાથે મનહરના આદિપર્વની સેળભેળ પ્રતિમાં છેલ્લા ૮૭ મા કડવાની ૧૭ મી કડી છે. એ પછીની એ આદિપર્વની કડી આ છેઃ—

" આદિ તણાં વૃત્તાંત કહ્યાં, એ કથા અપૂરવ સાર,
સુણી કથા તે મહાભારથની, કહેતાં નાવે પાર."

એ હરિદાસના આદિપર્વના ૮૭ મા કડવાની ૧૫ મી છે. એટલે સમ્ભવ કે પૂર્વથી ચાલી આવતી એ કડી હરિદાસે અને પછીના કોઇ માણભટ્ટે મિશ્રપ્રતિમાં પણ પૂર્વની કડી સાથે ચાલૂ રાખી હોય.

આમ જોતાં નાકરે વિસ્તૃત આદિ-આરણ્યક-વિરાટ-કર્ણ-શલ્ય-ભીમ-ગદા-સૌપ્તિક-સ્ત્રી પર્વો રચ્યાં હોય. આ ઉપરાંત તેણે ઉદ્યોગપર્વ પણ સઙ્ક્ષેપમાં ગદાપર્વના આરમ્ભમાં આપ્યું છે, તેવો ગદાપર્વના ૩જા કડવાના અન્તમાં ઉલ્લેખ છેઃ—

"બીજી કથા તાં ઉદ્યોગપર્વની સંક્ષેપે કહી જેહ,
ગદાપર્વ તાં કહું વિસ્તારી, સાંભળીએ જી તેહ."

રા. રા. છગનલાલ વિ. રાવળ જુદું રચ્યૂં માને છે, પણ તેમ લાગતૂં નથી.

આ પ્રમાણે નાકરે મહાભારતના ઘણા પર્વો ગૂજરાતીમાં આપ્યાં. એ ઉપરાંત ભાગવત-રામાયણમાંથી પણ જુદા જુદા પ્રસઙ્ગો લઈ કાવ્યો રચ્યાં છે. બૃહત્કાવ્યદોહન ભાગ ૮ મામાં રા. અમ્બાલાલ જાનીયે તેના ઉપલબ્ધ ગ્રન્થોની ટીપ આપી છે.

## ૨. નાકરનો સમય અને કાવ્યરચનપ્રવૃત્તિ

આ સમર્થ ભાષાસેવકના સમયના વિષયમા નિશ્ચિતતા તો અદ્યાપિ પ્રાપ્ત થઈ નથી; તથાપિ તેના ઉપલબ્ધ કાવ્યોમાં આપેલાં વર્ષો ઉપરથી તેનો સમય અટકળી શકાય છે. બૃ. કા. દો. ભાગ ૬ ઠ્ઠામાં તેનૂં હરિશ્ચન્દ્રાખ્યાન પ્રસિદ્ધ થયૂં છે. તેમાં નીચેની સાલ મળે છેઃ—

" સવત ૫૬૨ બોતેર અભ્યાસ, *બુધાષ્ટમી ભાદરવો માસ "
(પાનૂ ૭૦૬)

જ્યારે નડિયાદ-ડાહીલક્ષ્મી પુસ્તકશાળામા એક રામાયણ નાકરનૂ છે, જેમા સા ૧૬૨૪ નો ઉલ્લેખ છે આમ તેનો જન્મ સા ૧૫૭૨ થી પૂર્વે ૨૦ વર્ષ ગણિયે તો સા ૧૫૫૨ લગભગ ગણી શકાય.

---

* શાકે ૧૪૪૨ પછીની કોઈ પણ તિથિના વાર કાઢવાનૂ ગણિત મહાભારત ગ્રન્થ પ્હેલાના ઉપોદ્ઘાતના પૃ ૨૬ ઉપર આપ્યૂ છે અહી શાકે ૧૪૪૨ પૂર્વના તિથિ-વાર કાઢવાનૂ ગણિત આપૂ છે —( ધો. પાઠ ભેદથી તેના તે શ્લોક શાકે ૧૪૪૨ પૂર્વના તિથિવાર આપે છે —

द्व्यब्धीन्द्रा शकरहितास्ततो भवार्त

चक्राख्यं रविहतशेषक तु हीनम्।

चैत्राद्यै पृथगमुत सदग्निचक्रात्

सिद्धाढ्यादमरफलाधिमासयुक्तम्।

खनिघ्नं तिथिरहित निरग्निचक्रा-

द्वाशाढ्य पृथगमुतोऽब्धिपट्कलब्धै।

ऊनाद्वैर्वियुतमहर्गणो भवेद्वै

वार प्रावच्छरहतचक्रयुगणोऽब्जान्॥

૧૪૪૨ માથી ઇષ્ટ શકને બાદ કરી વધેલા શેષને ૧૧ થી ભાગી લીધેલુ જે ફલ, તેને ચક્ર કહેવાય (આનો જે) શેષ રૂહે તેને ૧૨ થી ગુણતા આવેલા ગુણાકારમાથી ચૈત્રાદિ ગત માસો બાદ કરવા. તેને જુદા (મૂકવા). (આ મધ્યમ માસગણ કહેવાય) તેમા ૨ થી ગુણેલા ચક્ર સાથે ૨૪ ઉમેરના આ સરવાળાને ૩૩ થી ભાગી લીધેલૂ ફલ, તે અધિકમાસ તેને ઉપગના મધ્યમ માસગણમાં મેળવવા (આ સ્પષ્ટ માસગણ કહેવાય.) આ સ્પષ્ટ માસગણને ૩૦ થી ગુણતાં આવતા ગુણાકારમાંથી પડવેથી માડી જેટલી તિથિ ગઈ હોય તેટલી બાદ કરી આ શેષમાં ચક્રનો શેર વિનાનો ૬ ઠ્ઠો ભાગ ઉમેરવો તેને

આનું આડકતરૂં સમર્થન અહીં નીચે મુજબની બિના આપે છે. તેથી પણ તે સમય સિદ્ધ થઈ શકે તેમ છે.

નાકરની ભાષા કઈ? પ્રસ્તાવનામાં આનો ખુલાસો મારા તરફથી આપવામાં આવ્યો છે. તેના અપ્રસિદ્ધ વિરાટપર્વની મધ્ય-

---

જુદા મૂકવા. (આ **મધ્યમ અહર્ગણ**.) આ **મધ્યમ અહર્ગણને** ૬૪ થી ભાંગતાં જે ભાગાકાર તે **ક્ષય દિવસ**. તે **ક્ષય દિવસ મધ્યમ અહર્ગણમાંથી** બાદ કરવા. આ શેષ તે **સ્પષ્ટ અહર્ગણ**. આ **સ્પષ્ટ અહર્ગણમાં** ૫ થી ગુણેલા **ચક્રને** ઉમેરવું, અને તેને ૭ થી ભાગવા. આમ કરતાં જો ૦ વધે તો સોમવાર, ૧ વધે તો રવિવાર, ૨ વધે તો શનિવાર એમ પાછળ પાછળનો વાર આવે.

ગાણિતિક દૃષ્ટિયે જોતાં સાં. ૧૫૭૨ ના ભાદરવા વદિ ૮ ને બુધવાર એ સમ્ભાવ્ય દિવસ છે. આ નીચેના ગણિતથી પૂરવાર થઈ શકશેઃ—

સાં. ૧૫૭૨—૧૩૫ (સાં. આષાઢાદિ ગણતાં)=શાકે ૧૪૩૭

૧૪૪૨ ૧૧)૫૦૦(૦૪ ચક્ર ૦૬ શેષ ૭૦૨ માસગણ
−૧૪૩૭ ૪૪ ×૧૨ −૫ ચૈત્રાદિ ગત માસ
૦૦૦૫ ૦૦૬ શેષ ૭૦૨ માસગણ ૨૦૨ મધ્યમ માસ

૨×૦૪ ચક્ર=૦૮+૨૦૨ મધ્યમ માસ+૨૪=૨૭÷૩૩=૦૮ અધિક માસ

૨૦૨ મધ્યમ માસ ૩ સ્પષ્ટ માસ ૯૦ અહર્ગણ ૬૩)૬૮(૧ ક્ષયદિન
+ ૦૮ અધિક માસ ×૩૦ −૨૨ ગત તિથિ ૬૩
+ ૦ ચક્રનો ૬ઠ્ઠો ભાગ
૩ સ્પષ્ટ માસ ૯૦ અહર્ગણ ૫
૬૮ મધ્યમ અહર્ગણ

૬૮ મધ્યમ અહર્ગણ ૬૭ સ્પષ્ટ અહર્ગણ ૭)૬૯(૯
− ૧ ક્ષય દિન + ૨ (ચક્ર×૫) ૬૩
૬૭ સ્પષ્ટ અહર્ગણ ૬૯ ૬ મંગળવાર

ક્ષય દિનમાં પાંચ શેષ વધે છે. આમ જોતાં બુધવારે પોણાપાંચ ઘડી લગભગ અષ્ટમી સમ્ભવિત છે. એટલે તે દિવસે બુધવાર હતો, એ વાત નિઃસન્દેહ છે.

કાલીન ગૂજરાતી ભાષાની દ્વિતીય ભૂમિકાની ભાષાને સાંચવી રાખતી ગૂજરાત વર્નો. સોસા. ના સંગ્રહની નાં. ૩૫૩ ની પ્રતિ જો ઉપલબ્ધ ન હોત તો તેની ભાષા જાણવી જરા મુશ્કેલ થઈ પડત. જોકે ભાલણની કાદમ્બરીની ભાષા તૃતીય ભૂમિકાની મળી આવે છે આમ છતાં નાકરના પર્વની ભાષા દ્વિતીય ભૂમિકાની સ્પષ્ટતયા મળતી હોવાથી એવા અનુમાન ઉપર આવી શકાય કે સાં. ૧૫૧૨ માં રચાયેલી ભાલણની કાદમ્બરીની અત્યારે સાં. ૧૬૭૨ ની ગૂ. વ. સો નાં. ૧૫૯ ની પ્રતિ ઉપરથી છપાયેલી પ્રતિમાં ઉપલબ્ધ થાય છે, તે ભાષા ભાલણની ન હોય. તલ ગૂજરાતની ભાલણના સમયની ભાષા દ્વિતીય ભૂમિકામાં હતી. એમાં લેશ પણ શંકા નથી. માંડણની રામાયણ અને ભીમના પ્રબોધપ્રકાશની નકલ સાં. ૧૫૭૪ મા લખાયેલી છે. તેમાં દ્વિતીય ભૂમિકા જળવાઇ રહી છે. માનો કે આ તો તેના કાવ્યની નકલ છે, એટલે કદાચ પૂર્વનું સ્વરૂપ સાં. ૧૫૭૪ મા સાચવી રાખવામાં આવ્યું હોય. પરન્તુ તે જ સમયમાં એટલે સાં. ૧૫૮૩ મા લખાયેલા ભૂમિવિક્રયપત્ર( *G. O. S.* XIX લેખપદ્ધતિ–પૃ. ૬૯ )ની ભાષા દ્વિતીય ભૂમિકાની છે. એટલે વિક્રમની ૧૬ મી સદીની ત્રણ પચીશી સુધી તો દ્વિતીય ભૂમિકા વ્યાપક હતી જ. તે પછીથી તૃતીય ભૂમિકા પ્રચારમાં આવી ચૂકેલી. સાં. ૧૬૦૦ પછીનાં લખાણોમાં તૃતીય ભૂમિકા જોવામાં આવે છે. યદ્યપિ નાકરે સાં. ૧૬૨૪ માં રામાયણ રચી છે, આમ છતાં તેના વિરાટપર્વની ભાષા દ્વિતીય ભૂમિકાની હોવાથી એમ અનુમાન કરી શકાય કે ભાષા તૃતીય ભૂમિકામાં પહોંચી હોવા છતાં નાકરના વિદ્યાભ્યાસના સમયે છેવટ છેવટ રહી ગયેલી સાહિત્યની ભાષામાં તેણે પોતાના કાવ્યો રચ્યાં. તેની ભાષામાં તૃતીય ભૂમિકાનાં લાક્ષણિક રૂપોનો પ્રચાર વધારે છે, તે ઉપરથી પણ તેનો સમય ૧૬ મી અને ૧૭ મી સદીની સન્ધિમાં હોય તેમ સમજી શકાય છે. તેના વિરાટપર્વની અનેક નકલો ઉપલબ્ધ છે. તેમાંની ઘણી પ્રતિ-

એમાં ભાષા* તૃતીય ભૂમિકાની પ્રાપ્ત થાય છે. એ લહિયાઓનો દોષ હોય, એમ મત આપવામાં મને લેશ પણ સઙ્કોચ થતો નથી. તે જ રીતે લવકુશાખ્યાનની સાં. ૧૬૪૮ ની નકલ મળે છે, જેમાં લહિયાએ ચતુર્થ ભૂમિકાની ભાષા આપી છે.

**નાકરે** કાવ્યો રચવાનો આરમ્ભ કયારે કર્યો એ જાણવાનું સાધન નથી તેમ છતાં તેના હરિશ્ચન્દ્રાખ્યાનમાં મળતી સાં. ૧૫૭૨ ની સાલ એ તેની કાવ્યરચન પ્રવૃત્તિના આરમ્ભની સીમા હોય તેમ ગણી શકાય. કેમકે સાં. ૧૬૨૪ સુધી તો તેણે કાવ્યો રચ્યાંજ છે. અને હું તો ત્યાં સુધીના મતનો છું કે અહીં પ્રસિદ્ધ થતું **આરણ્યક પર્વ** એ સાં. ૧૬૨૪ પછીની કૃતિ હોય, તો બે વર્ષ વધુ પણ તેની કાવ્યરચનપ્રવૃત્તિ જારી રહી હોય, અને તેમ હોય તો લગભગ ૫૪–૫૬ વર્ષ સુધી તેણે માતૃભાષાની સેવા કરી સમજાય છે.

## ૩. નાકરની કાવ્યપદ્ધતિ

**નાકરના** ઉપલબ્ધ કાવ્યો બધાંય પૌરાણિક કથા આપનારાં છે. મહાભારતનાં પર્વો ઉપરાંત રામાયણ, ભાગવતમાંથી પણ તેણે વસ્તુ લઈ કાવ્યો રચ્યા છે. **નાકરના** કાવ્યોનું અવલોકન કરતાં એક વસ્તુ પ્રથમ દષ્ટિયેજ પ્રાપ્ત થાય છે કે તે મળ સંસ્કૃત ગ્રન્થોનો

* ખમ્ભાતનો **વિષ્ણુદાસ** સાં. ૧૬૩૪ માં કાવ્યરચનપ્રવૃત્તિ કરે છે. તેની ભાષા ચતુર્થ ભૂમિકાની મિશ્રતાવાળી છે. તેનાં કાવ્યોની નકલ સાં. ૧૬૬૮ થી પછીની મળે છે. જ્યારે **નાકરનાં** તૃતીય ભૂમિકાની ભાષા ધરાવતાં કાવ્યોની નકલ સાં ૧૬૫૫ ની મળે છે, જ્યારે ચતુર્થ ભૂમિકાની ભાષા ધરાવતી સાં. ૧૬૪૮ ની મળે છે.

આ જોતાં તૃતીય ભૂમિકા વધુ વખત ટકવા પામી નથી. માત્ર ૪૦ થી ૫૦ વર્ષ જેટલો સમય જ તેનો છે. મુદ્દે નાકરનાં છેલ્લાં વર્ષોમાં તૃતીય ભૂમિકા જામતી જામતી ૩૦ વર્ષ લગભગમાં કાઠિયાવાડનાં રૂઢ રૂપો સાથે મિશ્ર થતી ચતુર્થ ભૂમિકામાં પરિણત થઈ ચૂકી પ્રાપ્ત થાય છે. તે જ સમયે સાં. ૧૫૭૫ પછી લોકભાષા તો ચતુર્થ ભૂમિકાની જ કેટલાંક હસ્તપત્રોમાં જણાય છે.

આધાર લેવામાં કેવળ સ્વતન્ત્ર હતો. યદ્યપિ તેનાં કાવ્યોમાં પાત્રોને તેણે મનુષ્યાતીત બહુ જ ઓછા પ્રમાણમાં ચીતર્યાં છે, તેમ છતાં મૂળગ્રન્થોની કથાનો આધાર બહુ જ ઓછા પ્રમાણમાં લીધો છે. અન્યમુખેથી સાંભળેલી કથાઓને તેણે પોતાની બુદ્ધિનો ઓપ ચઢાવી બહુ સુન્દર રીતે આપી છે. તેનાં કાવ્યમાં એક મુખ્ય ગુણ રહ્યો છે, અને તે એ છે કે—સાદ્યન્ત ઔચિત્યનું પાલન. જે જાતના પાત્રની કથામાં આવશ્યકતા હોય છે, તે અન્ત સુધી વિકૃત થયેલું દેખાતું નથી. આ આરણ્યકપર્વમાં યુધિષ્ઠિર, દ્રૌપદી, ભીમ અને અર્જુનના પાત્રો કથાને અનુરૂપ અને રસક્ષતિ ન લાવે તેવી રીતનાં આપ્યાં છે, ત્યારે ધૃતરાષ્ટ્ર અને દુર્યોધનના હૃદયને પણ આબાદ તેના અસલ સ્વભાવમા લેશ પણ વિકૃતિ કે ક્ષતિ વિનાનાં આપ્યાં છે. બેશક નાકર ઉચ્ચ કક્ષાનો કવિ નથી જ. વસ્તુસ્થિતિયે સામાન્ય રીતે તે કાળ જ એવો હતો કે તેમાં સંસ્કૃત સાહિત્યની દૃષ્ટિયે ઉચ્ચ પ્રતિના ગણાતાં જેવાં કાવ્યો તત્કાલીન દેશભાષામા ભાગ્યેજ રચાતાં. પ્રાયઃ લોકોને સમઝવામાં મુશ્કેલી ન નડે અને સન્માર્ગે દોરાય, તેવાં ઉપદેશપ્રધાન કાવ્યોની જ રચના કરવામાં આવતી. ભાલણે સંસ્કૃત કાદમ્બરીનો અનુવાદ કર્યો, તે સિવાયનાં તેનાં કાવ્યો પણ આજ ઉપદેશપ્રધાન શૈલીયે રચાયેલાં જ પ્રાપ્ત થાય છે. ભગવદ્‌ભક્તિ અને નામસઙ્કીર્તન એ આ કાવ્યોનો પ્રધાન ઉદ્દેશ, અને તેથી શબ્દાર્થચમત્કાર જેવો ભાગ્યે જ પ્રસઙ્ગ. આવા કવિયો બધા જ પ્રસઙ્ગમાં સંસ્કૃતના જ્ઞાતા હતા, તેવું થોડું જ છે. ખમ્ભાતવાસી વિષ્ણુદાસ જેવા તેમ જ ભાલણ જેવા સંસ્કૃતના સારા જ્ઞાતા હતા, ત્યારે તેથી ઊલટું નાકર જેવા માત્ર ગુરુમુખેથી સાંભળેલી કથાઓ ઉપરથી કાવ્યો રચી કાઢનારા કવિયો પણ હતા જ.

અહીં જરા આશ્ચર્ય ઉત્પન્ન થશે કે ગુજરાતી ભાષાની આવી સેવા કરનારો કવિ સંસ્કૃત ભાષાથી અનભિજ્ઞ હશે ખરો ? નાકર સંસ્કૃત ભાષાના ગુજરાતીમાં વપરાતા તત્સમ શબ્દોથી સારી રીતે

પરિચિત હોવા છતા સંસ્કૃત ગ્રન્થો વાચી સમઝી શકે તેવા જ્ઞાનવાળો તો ન જ હોવો જોઇયે, કેમકે જો તેવૂં હોય તો તેણે જે કથાનકોને ફેરવી નાખવાની હિમ્મત કરી છે, તે ન જ કરત વળી અભિમન્યુ-આખ્યાનમા સ્પષ્ટ કહે છે કે—

"સંસ્કૃત મેં જાણ્યૂં નહીં, જાણી પ્રાકૃત વાણ્ય"

( કડવૂં ૧–૯ ) એમ સ્પષ્ટ હકીકત તેણે પોતાના સંસ્કૃત-જ્ઞાનની આપી છે.

વિષ્ણુદાસના સભાપર્વની મૂળસંસ્કૃત સભાપર્વ સાથે મેળ-વણી કરતી વેળાયે નાકરના સભાપર્વની પણ તુલના કરી ગયો છૂં, તે વેળાયે મને સ્પષ્ટ જણાયૂં છે કે—તેને મૂળ મહાભારતના કથા-નકોની લેશ પણ દરકાર ન હતી. એ જ રીતે આ આરણ્યકપર્વ પણ મૂળ સાથે મેળવતા એ જ વાત વધૂ પુષ્ટ બનતી અનુભવી શકયો છૂં. ખરૂ જોતા નાકરનૂં આ સ્વતન્ત્ર સર્જન છે

નાકરને આ બધી પ્રેરણા કયાથી મળી, તે તેના કેટલાએક કાવ્યોમા પ્રાપ્ત થાય છે. ધ્રુવચરિતમા તે કહે છે કે—

"શુણી ભાગવત રે કથા કરી ધ્રુવ તણી" ( કડવૂં ૧૩–૨૬ )

"ગુરુદેવ . . . મિલી, કીધી પરમ દયાઇ.
તુ મહાભારત-પદબન્ધની મુહુનઇ પ્રગટ બુદ્ધિ જ થાઇ"
( આરણ્યકપર્વ ૧–૧૨ )

"ભૂમિ તણા જે જઙ્ગમ દેવ, તેહ્નઇ પૂજી લાગૂં પાઇ,
જેહ્ના વાઇકરૂપિઆ તીર્થોદિકિ કરી કવિજન નિર્મલ થાઇ."
( વિરાટપર્વ ૧–૧૧ )

"એ વૃત્તાન્ત શિવજીએ કહ્યૂ, પારવતીયે મનમા લહ્યૂ.
મેં સાભલિયૂં હરિજન પાસ, તેહ સુણી કીધો અભ્યાસ."
( શિવરાત્રિની કથા–૨૬૭)

તેનો ગુરુ કોણ હતો, તે તેના કાવ્યોમાથી જણાતૂં નથી. તેમ છતા પ્રાય બધાજ કાવ્યોમા ગુરુનૂં ઋણ કહેવાનૂં તે ચૂકતો નથી.

પ્રાચીનકાલમાં ગ્રન્થલેખનનો વ્યવસાય પરમાર્થની દૃષ્ટિએ કરનારાઓમા **નાકરનું** સ્થાન યાવચ્ચન્દ્રદિવાકરી રહેશે. તે જાતે દીસાવાલ વાણિયો હતો. માત્ર ભગવદ્‌ભજનની સિદ્ધિ માટે તેણે કાવ્યો રચ્યા છે, અને બ્રાહ્મણો, માણભટ્ટો તે ઉપરથી પોતાની આજીવિકા ચલાવી શકે એવા ઉદાર આશયથી કાવ્યો રચી તેણે **મદનસુત ન્હાન** યા **મધુસૂદન** નામના નાગર બ્રાહ્મણને અર્પી દીધા છે–કૃષ્ણાર્પણ કર્યા છે.

## ૪. કાવ્યબન્ધ

**નાકર** ઉચ્ચ કક્ષાનો કવિ નથી, તેમ છતા તેનો કાવ્યબન્ધ કર્ણકટુ નથી. ભાષાનો પ્રવાહ સપાટ જમીન ઉપર શાન્ત વહતી નદીની માફક વચ્ચે કયાય પણ અથડાયા વિના ચાલ્યો જાય છે. વચ્ચે વચ્ચે નાના ઘૂમરાઓ માફક સાદા ઉપમા, ઉત્પ્રેક્ષા જેવા અલઙ્કારો હૃદયઙ્ગમ રીતે આવતા જાય છે, અને તે પણ અતિ સ્વાભાવિક, તેમ જ વર્ણનને અનુરૂપ. બેશક એવા કેટલાયે સ્થળો છે કે જ્યા તેણે અલઙ્કારો યોજવા જોઇતા હતા, છતા નથી યોજ્યા. પરન્તુ તેમા તેનો દોષ નથી. તે સમયે **દેશીઓ** રચવાની એવી જ પદ્ધતિ હતી. આ દેશીયો માત્ર સંસ્કૃત કાવ્યોની માફક વાચી જવા પૂરતી જ નથી હોતી, પરન્તુ તાલબદ્ધ રાગરાગિણીયોમા ગાવાની હોય છે, એટલે વપરાયેલા છન્દનો બન્ધ સુન્દર હોય અને ગાયકનો કણ્ઠ સારો હોય એટલે સ્વાભાવિક રીતે જ કાવ્ય હૃદયઙ્ગમ લાગે, તેમ દૂર દૂર પણ સાદા અલઙ્કારો પ્રયોજ્યા હોય તો તે વધારે દીપી ઊઠે. આજ પદ્ધતિ ગૂજરાતી ભાષાના પ્રાય બધા કવિયોમાં દેખાય છે પ્રેમાનન્દ જેવા સમર્થ કવિના કાવ્યમા પણ પ્રાયઃ તેવીજ સ્થિતિ આપણે જોઇ શકિયે છિયે. નલાખ્યાનના કેટલાક પ્રસઙ્ગો સિવાયના તેના બીજાં કાવ્યો જોવાથી તેની મહત્તાનું આપણને ભાગ્યે જ ભાન થાય

કાવ્યના બન્ધના વિષયમાં **દેશી**નો રચનારો ઘણી વાર વૈવિધ્યનો આશ્રય કરે છે, તે ઘણો જ મોહક થઈ પડે છે. **દેશી**ના રચનારાઓ સામાન્ય કથાનકો ઝાઝે ભાગે **ચોપાઇ દાવટી** અથવા **વીરછન્દ**માં આપે છે, આમ છતાં ઘણી વાર તેમાં **ખણ્ડહરિગીત**(માત્ર છેલ્લા ગુરુ વિનાના એટલે ૨૪ માત્રાના)માં આખાં ને આખાં કડવાંઓ પ્રયોજાયેલાં પ્રાપ્ત થાય છે, જે ગાવામાં ભાવાનો સુન્દર પ્રવાહ ઉત્પન્ન કરે છે.

અહીં એ બન્નેના નમૂના આપું છું:—

૧. "એક સમઇ લોમશ તિહાં આવ્યા, ઇન્દ્રાસન મુરારિ,
સમસ્ત સભા તાં થઈ બઇઠી, અનઇ કરયુ નમસ્કાર."
(આરણ્યકપર્વ ૪૫-૧)

૨. "જ્યુધિષ્ઠિર નઇ નિકુલ, સિહિદે રહ્યા એકી ઓરિ.
દ્રૌપદીનઈ મધ્ય રાખી, દૈત્ય ગાજ્ઇ ઘોર"
(આરણ્યકપર્વ ૭૦-૩૩)

આમાં ૧ લી કડી શુદ્ધ વીરછન્દ(માત્રા ૧૬-૧૧)માં છે. (**તિહાં**ની માત્રા એજ ગણવાની છે.) જ્યારે ૨ જી કડી ૨૬ માત્રાના ખણ્ડ હરિગીતમાંના છેલ્લા ગુરુ અક્ષરને બાદ કરતાં રહેતી ૨૪ માત્રાની છે. પ્રતિયોમાં **વીરછન્દ** તેમજ આ પાછલા **ખણ્ડહરિગીત** એ બન્ને **ચોપાઇ દાવટી** ગણાય છે.

જ્યારે વધારે સારાં તેમ જ ભાવવાહી કથાનકો કે સારા સંવાદો આપવાની ઇચ્છા થાય છે, ત્યારે ૧૫ માત્રાની **ચોપાઇ** રચે છે. આ ચોપાઇયો પણ પ્રાયઃ **ચોપાઇ** એટલે છેલ્લી માત્રાલઘુ અક્ષરવાળી હોય તે માપના છન્દ અને **જેકરી** એટલે છેલ્લી બે માત્રા એક ગુરુ અક્ષરે આવે તે માપના છન્દનાં મિશ્રણની **ઉપજાતિ** હોય છેઃ—

"જે વૈકુણ્ઠ અમરપુર ઠામિ, ત્રણિ ભુવનિ સહૂ જાણઇ નામ,
અનેક સુખ ભોગવિ અતિ ઘણાં, તે ફલ વિષ્ણુ-પૂજ્યા તણાં."
(આરણ્યકપર્વ ૧૦૮-૧)

આ અવતરણમાં પહેલી લીટી એ શુદ્ધ ૧૫ માત્રાવાળી ચોપાઇની છે, જ્યારે બીજી લીટી એ શુદ્ધ ૧૫ માત્રાવાળી જેકરીની છે.

બધાં જ કાવ્યોમાં આ ઊપર બતાવેલા ભેદો પ્રાપ્ત થાય છે. આ ઉપરાંત કેટલાએક કાવ્યોમાં કવિયો ક્વચિત પ્રસઙ્ગોને બહલાવવા દેશીમાં ગાઇ શકાય તેવા બન્ધો પ્રયોજે છે. આવા બે ભેદ નાકરના આ આરણ્યકપર્વમાં પ્રાપ્ત થાય છે. એના નમૂના અહીં આપું છું:—

૧. "તહ્મનઇ મારિઆ ઘણું, ગિરિજાધણી રે !
મઇ કીધૂં કામ અઘોર. કિહિ કણ્ઠે નીલમણિ રે. ૧
મઇ અન્યા મોટુ કરિઉ, ગિરિજાધણી રે !
હું તુ તહ્મારુ ચોર, કિહિ કણ્ઠે નીલમણિ રે." ૨
(આરણ્યપર્વ ૪૨ મું)

૨. "કહઇ માર્કણ્ડ, સુણ્ય, જ્યુધિષ્ઠિરરાઇ !
મુઝ વાક્ય સાંભલી, બોલ્યા હરિ વાતીઇ, ૧
'(માહરી) ગતિ દેવ–દાનવ–બ્રહ્માઇ જાણી નવિ જાઇ.
(જેણઇ) મુઝ ભક્તિ–કારણે દેહ ધરયુ પૃથ્વી માંહિ. ૨
× × × ×
કર્તા–હર્તા હું [છૂં] વ્યાપક સવિ રૂપિ.
વરુણધર્મ–કસ્યપ, ધાતા યજ્ઞસ્વરૂપ." ૩
(આરણ્યકપર્વ ૬૬ મું)

આમાંના પ્હેલા અવતરણમા ચોપાઇ દાવદીનાં ચાર ચારણો અલગ પાડી વિષમ પદો પછી **ગિરિજાધણી રે** અને સમ પદ પછી **કિહિ કણ્ઠે નીલમણિ રે** એ પદો યોજ્યાં છે. ભાલણની કાદમ્બરીમા આપ્યૂં ૧૧ મૂં કડ્વૂં આ રાહનૂં છે, જેમાં વિષમ પદોને છેડે **સુણિ સુન્દરી રે** અને સમપદોને છેડે **ગિહિલી કુણિ કરી રે ?** એ પદો યોજાયેલા છે. નાકરના વિરાટપર્વમાં ભાલણની રાહ ઊપર આ જ પાદવાળાં બે કડવાં છે.

અહીં જે બીજો નમૂનો આપ્યો છે, તે નાકરમાં ખાસ નવીન છે. તેમાં સામાન્ય રીતે બન્ને લીટીમાં ૨૧ માત્રાઓ પ્રાપ્ત થાય છે. તેમ છતાં વધૂ ઘટ્ટ માત્રાઓ પણ છે, તે સમ્ભવ છે કે લહિયાનો દોષ હોય. આ **દ્વિપદીનો** કિયો ભેદ છે, તે જાણમાં નથી.' **નાકરે** જ આની સ્વતન્ત્ર યોજના કરી છે કે કેમ તે કહી શકાતું નથી; છતાં એટલું તો ચોક્કસ કે એ છન્દ તે પૂર્વે આપણા કોઇ ગૂજરાતી કવિયોયે પ્રયોજ્યો પ્રાપ્ત નથી. આને મળતો એક **વરવૈ** અર્ધસમ માત્રામેળ છન્દ છે, જેના વિષમ–સમ એ અર્ધની ૧૯ માત્રા થાય છે. તેનું લક્ષણ:—

"વિષમે **વરવૈ** બારે, સમમાં સાત" (**વૃત્તમઞ્જરી** ૬–૧)

આમાં વિષમ પદમાં બાર માત્રા અને સમ પદમાં સાત માત્રાઓ છે. સમમાં છેલ્લી હ્રસ્વ સ્વરૂપે આવવી જોઇયે. સમ્ભવ છે કે **નાકરે** કદાચ આજ **વરવૈ** છન્દની રાહે આ કડવું રચ્યું હોય. (પણ મારૂં માનવું છે કે **વરવૈ** નામનો આ હિન્દીમાં પ્રયોજાયેલો છન્દ તેટલો પ્રાચીન નથી.)

આ ઉપરાંત બીજા બે છન્દોનો તેણે પ્રયોગ કરયો છે: ૧. **અરિલ્લ** કે **અડિયલ** અને ૨. **સવૈયો એકત્રીસો**. આરણ્યકપર્વનું ૨૨ મું કડવું અરિલ્લમાં અને ૧૩૩ મું (વિરાટપર્વનું ૧૯ મું) **સવૈયા** એકત્રીસામાં છે.

ગેયતા સમ્પૂર્ણ જળવાઇ રહે, એ વાત લક્ષ્યમા રાખી **નાકરે** આ છન્દો પ્રયોજ્યા છે. પ્રસઙ્ગને અનુકૂળ થવાથી તે વધારે હૃદયઙ્ગમ બન્યા છે.

**નાકરે** લગભગ ૫૦–૫૫ વર્ષ સુધી માતૃભાષાની સેવા કરી છે. ખાસ હર્ષિત થવા જેવું એ છે કે—સાહિત્યની ભાષા તૃતીય ભૂમિકામાં પ્રવેશ પામી ચૂકી હતી, તેમજ લોકભાષા ચતુર્થ ભૂમિકામાં હતી, તેમ છતાં આ આપણા કવિયે બચપણમા ગુરુમુખેથી શીખેલી અને તે કાળમાં સાહિત્યની ભાષા તરીકે લગભગ ૧ સૈકા સુધી

રૂહેલી મધ્યકાલીન ગૂજરાતીની દ્વિતીય ભૂમિકાને પોતાના કાવ્યોમાં ખરોબર જાળવી રાખી આપણને તે ભાષાનું સ્વરૂપજ્ઞાન સુન્દર કરી આપ્યું છે.

અને નાકરની ભાષાને આબાદ સાચવી રાખતી વિરાટપર્વની અપૂર્ણ પ્રતિને સંગ્રહી રાખી ગૂજ. વર્ના. સોસા. ના સહાયક મન્ત્રી સ્નેહી હીરાલાલ પારેખે પણ ગૂજરાતી જનતા ઉપર ઓછો ઉપકાર નથી કર્યો. નિયમિત રીતે શુક્રવારે ભરાતી ગૂજરીમા હાજરી આપીને તૂટી-ફૂટી નષ્ટ થતી પ્રતિયોનો સંગ્રહ તેમણે ન કર્યો હોત તો અત્યારે થોડું ઘણું પણ જે સૌકર્ય જૂના કાવ્યોના સમ્પાદકોને છે તે ભાગ્યેજ હોત.

નાકરમા કથાનું પ્રાતિભ્ય યદ્યપિ નથી, તથાપિ સારલ્ય, પ્રમાદ અને ઔચિત્ય, એ ત્રણ ગુણો સારી રીતે બહેલેલા પ્રાપ્ત થાય છે. હજી એની બધી જ કૃતિયો લોકસન્મુખ મૂકાઇ નથી, ત્યા સુધી હજી તેના ગુણોનો પરિચય જનતાને ઓછોજ રૂહેવાનો.

સા. ૧૯૯૦ ફાલ્ગુન સુદિ ૯<br>ગુરુવાર.<br>માંગરોલ-કાઠિયાવાડ

**કેશવરામ કાશીરામ શાસ્ત્રી**



# અનુક્રમણિકા



# આરણ્યકપર્વ

(૩)

વીરક્ષેત્રનિવાસી

શ્રીનાકર - વિરચિત

श्रीकृष्ण ।

શ્રીરક્ષેત્રવાસી દીસાવાલકુલોત્પન્ન વૈશ્યકવિ નાકર-વિરચિતં

શ્રીમન્મહાભારતે

# ૩. આરણ્યક-પર્વ

## ૧. કથોપક્રમ—

### કડવું ૧ લું—રાગ કેદારુ

પ્રથમ તે પ્રણમી શ્રીગણપતિનઇ, જોડીનઇ બિ પાણિ,
વિઘન હરુ તમ્યો કૃપા કરીનઇ, આપુ અવિચર વાણિ ૧
એકદન્તજ શોભતુ, ગજવદન શોભઇ તેહ
દુન્દન દેવ દયા કરી નિજ બુદ્ધિ આપુ એહ ૨
શુદ્ધિ-બુદ્ધિ કરા [સ્વામી !] તાહરઇ નક્ષ-લાભ બિ કુમાર
લ જામાત્ર તેના, ગણપતિ ગુણભણ્ડાર ! ૩
મોદક-આહાર અન્તર્યામી ! કવિનઇ કરુ પસાદ
સન્મુખ સ્વામી અવલોકતા, બુદ્ધિ-જ્ઞાન પરિપૂરણ થાઇ ૪
સુરિ-નર તાહરી સ્તુતિ કરઇ, ત્રિલોક માહિ, ગણેશ !
ચૌદ લોક વરતઇ સહી, તા[હ]રી આજ્ઞા]ઇ, દેવેશ ! ૫
દેવ, દાનવ, અસુર, કિંનર સ્તવઇ ગુણભણ્ડાર
મુહનઇ દીન જાણી દામણ, કરુ માહરી સાર ૬
શુભ કારણિ પ્રથમ સ્તવઇ, ત્રૈલોક માહા, દેવ !
તાહરી કૃપા વિના પામઇ નહી, બુદ્ધિ-જ્ઞાનજ મેવ ૭

તે માટઇ, મહારાજ! મુહુનઇ, કરુનઇ પરમ કૃપાઇ.
ઇતિહાસ કિહવા બુદ્ધિ માહ્રરી, સફલિત-હ્રદયા થાઇ. ૮
**વેદ-વ્યાસે મહાભારત** રચ્યુ પાંચમુ તે વેદ.
શ્રી........................ ટાલિવા મનનુ ખેદ. ૯
..................વાઞ્છનાઇ ગ્રન્થ પૂરણ થાઇ.
શ્રોતા, વક્તા નઇ કવિતાનાં, સરવે પાતક જાઇ. ૧૦
ભાવ ધરીનઇ, મયા કરીનઇ, ગણપતિ હવા પ્રસન્ન.
તુ **મહાભારત** કિહિવા તણી, ઊલંટિ માગૂં મુનિ. ૧૧
ગુરદેવ..................મિલી, કીધી પરમ દયાઇ.
તુ **મહાભારત**-પદ બન્ધની, મુહુનઇ પ્રગટ બુદ્ધિજ થાઇ. ૧૨
કવિજન કોઇ મુઝ ખોડિ મ દેશુ, મન્દ જાણી અજાણ.
શ્રી..................કૃપાઇ ઉત્તમ, કહેશ મહા પુરાણ. ૧૩

ઊથલુ

કહેશ મહાપુરાણ; નઇ કવિતા ખોડિ મ દેશુ.
મુઝ બુદ્ધિ-માને કરૂ રચના, કૃપા શ્રીપરમેશ. ૧૪

---

## કડવૂં ૨ જૂં-રાગ ગોડી

સરસતિ માતા! નામૂં શીસ, કૃપા કરુ, જિમ સ્તવૂં જગદીશ.
બ્રહ્મવાદિની, વેણુપાણિ,...............રઇ વેદ પુરાણ. ૧
સેવિ ઉરગ નઇ અક્ષય દેવ, ચૌદ લોક કરઇ તુઝ સેવ.
સકલ દેવ તેહ્થી ઉત્પન્ન, શારદાનઇ નામૂં તન્ન. ૨
શોભા સ્વચ્છ-સ્ફટિક-આકાર, મણિમાલા સોહઇ ઝાત્કાર.
કટીમેખલા સોહિ સ્વામિની, જાણે વાસ કરિઉ દામિની. ૩
નેપુર તણુ ચરણિ ઝમકાર, કનક-વસન શોભઇ શણગાર.
હંસવાહિની શારદ માત! માન માગૂં ધરી મનિ સાક્ષાત. ૪
કર જોડીનઇ સ્તવિ કવિજન, હરિગુણ-કથા તણૂં છે મન.
તે માટઇ જડ બુદ્ધિ મુઝ કાપિ, શ્રવણ-સુબુદ્ધિ કૃપા કરી થાપિ. ૫

**મહાભારત** કરવા મુઝ મન્ન, પર્વ આરણિક પરમ પાવન.
ભૂલ્યા ભણઇ મ દેશુ ખોડિ, કહઇ કવિજન બિદૂ કર જોડિ. ૬
સોમવંશની કથા વિસ્તારી, કરિશ વિચારી તેહ પ્રકાર.
એણી પિરિ, ગણપતિ કૃપા કરી, કહેશ કથા-કરુણાનિધિ-હરિ. ૭
**ભારતવંશ** તણા રાજન, તેહ તણા જઇ બહુ આખ્યાન.
નહુષ રાયનૂં પ્રાક્રમ બહુ, જ્યાતિનઇ તે જાણઇ સહૂ. ૮
પૂરુનઇ રાજિ........જદુ થકુ જદુવંશ કિહિવાઇ.
પણુ ભાર થકુ તે પૂરુ તણું..........આધારિ ભણુ. ૯

૨૩

## કડવું ૩ જું-રાગ એજ

વૈશમ્પાયન બોલિઆ, સાભલિ, પરીક્ષિતના તન '
અર્ચન પૂજન........તે ઘણું, ......કરૂ વન્દન. ૧
મુનિ બઇઠા જઇ અતિ ઘણા રે, બ...........,
વૈશમ્પાયન કહિ કથા રે, **ભારત**-ગુણ ભગવન્ત. ૨
...........સાભલઇ રે, જિહા જનમેજે રાઇ;
પાણ્ડવ-કૌરવની કથા રે, [કિહિતા] હરખજ થાઇ. ૩
**આદિપર્વ**-કથા કહી રે, પાણ્ડવ[ની પાવન.]
**સભાઇ** દ્યુત રમ્યા સહી રે, પાચિ પાણ્ડુ-નન્દન. ૪
ભીમસેનિ પ્રાક્રમ કરયા રે, જે તા પવન કુમાર.
ધનઞ્જય મછવેધ વેધી રે, કરી દ્રૌપદી નારિ. ૫
તેહ પ્રતાપ શ્રીકૃષ્ણજીનુ રે, જે પામ્યા તા એહ.
રાજસોઇ કરાવિઉ રે, આગલિ રહીનઇ તેહ ૬
બહુ કષ્ટ તા પામિઆ રે, આગલિ રહી ભગવાન
શ્રોતાના જાણી કરી રે, કીધા તિહા બહુ માન. ૭

તિહારઇ ક્ષત્રી હરચા ખડખડી, ' ભાઇ! કાલની જુઉ પછરિ.
કાપડી કન્યા ગ્રહીનઇ, લેઇ જાશિ ઘઇરિ.' ૨૦

એક કહઇ, ' જાણ્યૂં નથી, કુણ રંકૂ, નઇ કુણ રાઇ?
[જગ]દીશ જેહનઇ આપશિ, તેહ વરશિ કન્યાઇ.' ૨૧

પછઈ સભા માંહિ ઊભા રહીનઇ, કીધી સઘલઇ દૃષ્ટિ.
યાદવમાં બઇઠા હૂતા, બલભદ્ર સરસા કૃષ્ણ. ૨૨

તિહારઇ નમિઆ નર સવિ દેખતાં, કુણિ નવિ જાણી વાત.
શ્રીકૃષ્ણ-ચરણ પ્રણામ કરી, શર—ચાપ લીધૂં હાથિ. ૨૩

તિહારઇ દ્રોણ કહઇ કૃપાનઇ, ' જાણિઇ અર્જુન એહ.
પૂરવિ મઇ ભણાવિઉ, તનિ ચિહ્ન સઘલાં તેહ.' ૨૪

કૃપા કહઇઃ ' કૂંઅર કુન્તાના, બાલિઆ લાખા માહિ.
ગુરુદેવ' શું ગિહિલા થયા? કીહા થકુ અર્જુન આહિ?' ૨૫

પ્રતિબિમ્બ જોઇનઇ જલ-મધિ, તિહા બાણ મેહ્લ્યૂં વીરિ.
ચક્ષુ વામ વેધી મચ્છની, આવી પડિઉ મધિ—નીર. ૨૬

તિવારઇ વરમાલ ગ્રહીનઇ, જઈ રહી વામાઙ્ગિ.
અર્જુનની કોટિ આરોપી, તિહા ભૂપ થયા મનભઙ્ગ. ૨૭

......મુખે મહીધર વચ્યા, પણિ કર્ણ કોપિઉ તિહા;
' કાપડી.........મુઝ આગલિ જાએશ કિહા? ૨૮

સૂરજ્યસુત સઙ્ગ્રામ કરવા [થાઇ] તત્પર કર્ણ.
અતુલ યુદ્ધ એહ્વૂં થયૂં, ભડ ઘણા પામ્યા મરણ. ૨૯

ગદા, મુદ્ગર, સાગિ, જમધર, લે.............ચર્મ,
સઙ્ગ્રામ............નહીં, પૂરા ભડ પ્રાક્રમિ. ૩૦

'જુ પ્રાક્રમિ પૃગ હૂતા [તુ] વેધિઉં કા [નહીં] તેજ ?
કર્મિં લખી તે લેઇ ગયા, ફોકટ કરવૂં એજ.' ૩૩
આપાપણે આશ્રમિ ગયા, તિવારઇ બોલ્યા દ્રોણ વચન.
એ..........માનજ્યો, જે પાણ્ડુસુત અર્જુન.' ૩૪
**આદિપર્વ** જ ભાખ્યૂં, રાઇ ધરી હઇડઇ હેત.
બ્રહ્મહત્યા એક નાઠી, શ્યામ વસ્ત્ર થયૂં શ્વેત. ૩૫
પછઇ ગ્રન્થ પૂરણ મેલ્હતા, ગઇ આપ્યા અનર્ગલ દાન.
'હાવિ **સભાપર્વ** મુકુનઇ સમ્ભલાવુ,' કર જોડી કહિ રાજન. ૩૬

૭૧

---

## [૨. સભાપર્વ—]

### કડવૂં ૫ મૂ-રાગ એજ

હવિ રાજસૌઇ ગઇ ગચિઉ, તિવારઇ નમાવ્યા નરધીશ
વસુધાપતિ બહુ વશિ કરયા, જેહનઇ માહિ શ્રીજગદીશ. ૧
જરાસન્ધનઇ જિતિઉ, બહુ ગઇ કીધા મૃત્યુ.
શિશુપાલ વધિઉ સભા માહિ, જેણઇ નિન્દિઆ ભગવન્ત. ૨
મિ-દાનવ સરખા વશિ કરયા, ........ આધીન,
દેવ, દાનવ અનઇ માનવ, મનાવિઆ જેણઇ મીન. ૩
........... .........થુ, એણઇ ઊગરિઉ કિહી વાર.
ધનુર્ધારી ધીર અર્જુન, પ્રાક્રમનુ નહીં પાર. ૪
એક વાર પાણ્ડવ-ઘઇરિ પુહુચ્યા સ્વામી શ્રીભગવાન.
..... ...કરઇ અર્જુન, ઊપનૂ અભિમાન. ૫
કર જોડી કહઇ કૃષ્ણનઇ, " પ્રભુ ! વીનતી અવિધારિ.
રામાનઇ ગવણ ગ્રહી ગયુ, લે ગયુ લકૂ મુઝારિ. ૬
તુ રઘુનાથજીઇ રીંછ-વાનર, મેહૂલિઆ તેહ કાજિ.
ધન્ધ એવડું શાહૂનઇ કીધુ, પાખાણ બાધી પાજ ? ૭

જિહાં જિહાં પાણ્ડવનઇ દુઃખ પડઇ રે, જ્યદુપતિ છઇ તિહાં સાહિ-
નિજ પાણિ ઊપરિ રાખિઆ રે, પોતઇ જ્યાદવરાઇ. ૮
દ્રુપદસુતાનઇ સમય કરી રે, વરતઇ પાંચિ ભ્રાત,
માતની આગ્ના પાલી રે, ત્રિભુવન માંહિ વિખ્યાત. ૯
આરણિક-પર્વ તણી કથા રે, તેહ્‌નુ કહૂં વિસ્તાર;
સઙ્ક્ષેપ આદિ-પર્વ તણુ રે, મૂલ કહી પરકાર. ૧૦
પછઇ આરણિક સાભલઇ રે, નરનારી જે કાનિ,
ગર્ભવાસ [દૂરિ કરઇ રે], કૃપા કરી ભગવાન. ૧૧

ઊથલુ

કૃપા કરઇ ભગવાન રે, મહાભારતની કથા સહી.
મહાદુઃખથુ પાર મામઇ રે, તેહ્‌મા કાઇ સન્ધે નહીં. ૧૨

૩૫

---

## [૧. આદિપર્વ—]

### કડવૂ ૪ થૂં-રાગ એજ

................ ઉત્પત્તિ, બહુ વંશનુ વિસ્તાર.
સૂરયવંશી-સોમવંશી......................સાર. ૧
દેવ, દાનવ નઇ માનવ, જ્યક્ષ, કિન્નર, નાગ.
કશ્યપ............સઘલઇ, નવિ લહૂં તે તાગ. ૨
તમ પિત્ર પાવન તિવારઇ તે................ખ્યાત.
સોમવંશી-માં શિરોમણિ, કૌરવકુલમા જાન. ૩
.........અર્જુન અવતરિઉ, નર-નારાયણ જોડિ.
સદા લગઇ તે................સ્વામી શ્રીરણછોડ. ૪
પ્રથમિ દ્રોણે ભણાવિઉ, ગુર-દક્ષિણામા એહ.
દ્રુપદરાનઇ બાંધી લ્યાવિઉ; તિવારઇ વધારઇ વમિઉ સ્નેહ. ૫
......ર ભાગ રાખિઉ દ્રુત, ભણાવિઉ તે ભૂપ.
બાંણ સાંધી..........ક..........થી કૂપ. ૬

પ્રથમિ પાણ્ડવ વનિ ગયા, તિવારઇ આવ્યા દ્રુપદદેશિ.
દ્રુપદી-કારણિ સિવરા રચિઉ, તિહાં મિલિઆ બહુ નરેશ. ૭
મણ્ડપમાં મહીધર મિલ્યા, નવખણ્ડિ જેહનાં નામ.
કઠણ પોણ એહવું કરયું, કોઇ ન ઘાતઇ હામ. ૮

મચ્છયન્ત્ર ઉપરિ બાંધિઉ, ફરઇ જેહ આકાશિ.
તે હેઠ કુણ્ડિ જલ તણુઇ, શર પાંચ મેહલ્યાં પાસિ. ૯
આભાસે...અમ્બુમાં, નઇ મચ્છ વેધઇ જેહ,
આવી પડઇ જુ ઉદક માંહિ, દ્રુપદી પરણઇ તેહ. ૧૦
મણ્ડપમાં રહી માનિતી, વરમાલા ગ્રહી [જાઇ.]
ગુણ-રૂપ-લાવણ્ય-કલાપૂરણ, કોટિક કામ લજાઇ. ૧૧

...અવનીઇ અવતરી, રવિ સમાનિ તેહનૂં તેજ.
હામ કો ઘાતઇ નહીં,..........દેખી વેજ. ૧૨
સુભટ રહ્યા સવિ સલવલઇ, દાઝતા મનિ દેખી.
તેણઇ સમિ પાણ્ડવ આવ્યા, તાપસીના વેષિ. ૧૩

........નહીં, આજાણ પિહિરિઆ અઙ્ગિ.
ક્ષેત્રી કો જાણઇ નહીં, બઇઠા પાચિ સઙ્ગિ. ૧૪

શત ભ્રાત કૈરવ તિહા, દુર્યોધન તણુ સાથ.
યા[દવ-]કુલ સવિ તિ[હ]ા હૂતૂં, બલભદ્ર નઇ જગનાથ. ૧૫
અવરિ રાણારાય ઘણા, તેહનુ ન જાણૂં પાર.
......કો ઊઠઇ નહીં પણિ જોઇનઇ...હારિ. ૧૬

તિવારઇ ભીમનઇ ધનઞ્જય કહિ, “ આજ્ઞા મુઝનઇ આપિ.
મચ્છ વેધી વરૂં કન્યા, શ્રીકૃષ્ણચરણ-પ્રતાપિ.” ૧૭
પછઇ અર્જુન ઊઠિઉ આ......આજ્ઞા આપી ભીમ.
કમણ્ડલ કુણિ વજાડિઆ, કુણિ વજાડિઆ મૃગચર્મ. ૧૮
‘ કારજ્ય સવિ સિદ્ધ પામજ્યો,’ એમ વિપ્રવચન-પ્રકાશ.
અહિની પઇરિ સલકતુ ભર પુહચિઉ પોણ-પાસિ. ૧૯

તિહારઇ ક્ષત્રી હરખ્યા ખડખડી, 'ભાઇ! કાલની જુઉ પઇરિ.
કાપડી કન્યા ગ્રહીનઇ, લેઇ જાશિ ઘઇરિ.' ૨૦
એક કહઇ, 'જાણ્યૂં નથી, કુહુ રંકું, નઇ કુહુ રાય?
[જગ]દીશ જેહનઇ આપશિ, તેહ વરશિ કન્યાય.' ૨૧
પછઇં સભા માંહિ ઊભા રહીનઇ, કીધી સઘલઇ દષ્ટિ.
યાદવમાં બઇઠા હૂતા, બલભદ્ર સરસા કૃષ્ણ. ૨૨
તિહારઇ નમિઆ નર સવિ દેખતાં, કુણિ નવિ જાણી વાત.
શ્રીકૃષ્ણ-ચરણ પ્રણામ કરી, શર-ચાપ લીધૂં હાથિ. ૨૩
તિહારઇ દ્રોણ કહઇ કૃપાનઇ, 'જાણિઇ અર્જુન એહ.
પૂરવિ મઇ ભણાવિઉ, તનિ ચિહ્ન સઘલાં તેહ.' ૨૪
કૃપા કહઇઃ 'કૂંઅર કુન્તાના, બાલિઆ લાખા માંહિ.
ગુરુદેવ! શં ગિહિલા થયા? કીહાં થકુ અર્જુન આંહિ?' ૨૫
પ્રતિબિમ્બ જોઇનઇ જલ-મધિ, તિહાં બાણ મેહ્લ્યૂં વીરિ.
ચક્ષુ વામ વેધી મચ્છની, આવી પડિઉ મધિ-નીર. ૨૬
તિવારઇ વરમાલ ગ્રહીનઇ, જઈ રહી વામાઙ્ગિ.
અર્જુનની કોટિ આરોપી, તિહાં ભૂપ થયા મનભઙ્ગ. ૨૭
......મુખે મહીધર વલ્યા, પણિ કર્ણ કોપિઉ તિહાં;
'કાપડી........મુઝ આગલિ જાએશ કિહાં! ૨૮
અરન્યસુત સઙ્ગ્રામ કરવા [થાઇ] તત્પર કર્ણ.
અતુલ યુદ્ધ એહવૂં થયૂં, ભડ ઘણા પામ્યા મરણ. ૨૯
ગદા, મુદ્ગર, સાગિ, જમધર, લૈ..........ચર્મ,
સઙ્ગ્રામ..........નહીં, પૂરા ભડ પ્રાક્રમિ. ૩૦
ભીમ-અર્જુન-નિકુલ-સિહિદે, એણઇ ગ્રહી ચ્યારઇ મોહી (?)
દૈવત હેઠા ઊતરઇ, કેડિ નહીં તાં કોઇ. ૩૧
પરિશ્રમ પઇઠા તિવારઇ, વારીનઇ રાખ્યા વીર.
'શ્યા માટઇ તમ્યો ત્યુદ્ધ કર છુ?' ઇમ બોલ્યા શ્યામશરીર. ૩૨

'જુ પ્રાક્રમિ પૂરા હતા [તુ] વેધિઉ' કા [નહીં] વેજ ?
કર્મિ લખી તે લેઇ ગયા, ફોકટ કરવું એજ.' ૩૩
આપાપણે આશ્રમિ ગયા, તિવારઇ બોલ્યા દ્રોણ વચન.
એ............માનજ્યો, જે પાણ્ડુસુત અર્જુન.' ૩૪
આદિપર્વજ સાભલ્યૂં, રાઇ ધરી હઇડઇ હેત
અહલ્યા એક નાડી, શ્યામ વસ્ત્ર થયૂં શ્વેત. ૩૫
પછઇ ગ્રન્થ પૂરણ ભોપના, રાઇ આપ્યા અનર્ગલ દાન.
'હાવિ સભાપર્વ મુહુનઇ મ્ભલાવુ,' કર જોડી કેહિ રાજન. ૩૬

૭૧

---

## [૨. સભાપર્વ—]

### કડવૂં ૫ મૂં–રાગ એજ

હવિ રાજ્સોઇ રાઇ રચિઉ, તિવારઇ નમાવ્યા નરધીશ.
વસુધાપતિ બહુ વશિ કરયા, જેહનઇ આદિ શ્રીજગદીશ. ૧
જરાસન્ધનઇ જિતિઉ, બહુ રાઇ કીધા મૃત્યુ.
શિશુપાલ વધિઉ સભા માહિ, જેણઇ નિન્દિઆ ભગવન્ત. ૨
મિ–દાનવ સરખા વશિ કરયા, ....... આધીન,
દેવ, દાનવ અનઇ માનવ, મનાવિઆ જેણઇ મીન. ૩
............ .........શુ, એણઇ ઉગરિઉ કિહી વાર.
ધનુર્ધારી ધીર અર્જુન, પ્રાક્રમનુ નહીં પાર ૪
એક વાર પાણ્ડવ–વઇરિ પુછ્યા સ્વામી શ્રીભગવાન.
... . ...કરઇ અર્જુન, ઊપનૂ અભિમાન. ૫
કર જોડી કહઇ કૃષ્ણનઇ, " પ્રભુ ' વીનતી અવધારિ.
રામાનઇ રાવણ ગ્રહી ગયુ, તૈ ગયુ વર્હૂ મુરારિ. ૬
તુ રઘુનાથજીઇ નીચ–વાનર, મેહ્લિઆ તેહ કાજિ.
ધન્ધ એવડું શાહુનઇ કીધુ, પાષાણુ બાધી પાજ ? ૭

ધનુર્ધારી............હનુ, મુઝ સરખુ રાઘવ–સઙ્ગિ.
હાઠિ બાંધત બાણની, ઊતારત તન અભઙ્ગ.
આણી આપત જાનકી, ફોગટ કીધી રાઢિ. ૮
હૂં સમરથ સેવક તાહરુ, એ સન્દેહ મનનુ કાઢિ." ૯
વચન સુણીનઇ વજ્ર લાગૂં, બોલ કેરઇ બાણિ.
તેણઇ થયા અતિ-આકલા,.........સારઙ્ગપાણિ. ૧૦

" નિન્દા કરી રઘુનાથની, અરે અર્જુન મન્દ !
સુભટ તિવારઇ નવિ હૂતા, કિમ સેતુ બાધિઉ બન્ધ? ૧૧
ડગમગઇ [જિહાં] તૃણકાં, તિહાં તારિઆ પાષાણ.
ચૌદ સહસ્ર રાક્ષસ હણિઆ, રઘુવીરે એકઇ બાણિ. ૧૨
ધનુર્વિદ્યા નવિ હૂતી, તુ કિમ હણિઉ રાવણભૂપ ?
તેહ સમોવડિ કવણ આવઇ ?" ઇમ કહઇ અકલસ્વરૂપ. ૧૩

આપણિ એહવા કિહાના, જે તેહની કીજિઇ તાતિ.
એમ કહી મુખિ વસ્ત્ર વાલિઉં પ્રભુ વૈકુણ્ઠનાથિ. ૧૪
રીસ મનિ રાખી રહ્યા, તેણઇં રડવડિઆ રણ–વનિ.
આપણા જાણી ઊગારિઆ, પ્રભુ જુગજીવનિ. ૧૫
પોતાના ઇમ પરિભવ્યા, પ્રભુ શ્રીભગવાનિ.
તે માટઇ કુણુ વાતનૂં, નવિ કીજિઇ અભિમાન. ૧૬
રાજસૂઇ પરિપૂર્ણ થયા, તિવારઇ વલિઆ યદુવીર.
પાણ્ડવે પ્રયત્ન ઘણા કરયા રીઝવવા શ્યામશરીર. ૧૭

ઋદ્ધિ–સમૃદ્ધિ જેહ હૂતી તે સમર્પણ સવિ કીધ.
હસ્તિનાપુરથા આવિઆ, જસ શોભા દીધ ૧૮
અલઙ્કરણ બહુ આપિઆં, વસ્તુ વિવિધ અનેક.
વિધિ કરી બોલાવવા ..........જ્ઞાન–વિવેક. ૧૯
તે માંહિથા પાછા વલિઆ, દુર્યોધન–દુઃશાસન,
સભા જોતાં દૈત્યની, ભઃ મોહ પામ્યા મનિ. ૨૦

ગજશાલા રૂડી........, હયશાલા શોભિત સાર.
વૃષભ–વેસર–મહિષ મોટા, બાંધ્યા.........: કાર. ૨૧
સરોવર વાડી ઘણાં, ફૂલ પુષ્પની બહુ જાતિ.
હલ–કોકિલ, હંસ, સારસ, કમલની બહુ ભાતિ. ૨૨
તિહાં કૂવા, વાપી, રિહિટ, પાવહિ, અતિ ભલા આરામ.
ઉષ્ણકાલે ભૂપનઇ છઇ, બઇસવાના બહુ ઠામ. ૨૩
તિહાં મુહુલ, મન્દિર, માલિઆં, શિખિરિ કનકનાં શૃઙ્ગ.
ભવન માહિ ભૂલામણાં,....................રઙ્ગ. ૨૪
મણિ, માણિક, કનક, હીરા, પાંચિ પાનાં સાર.
દિનકર–તેજ દમકતાં, તેણઇ થૈ રહિઉ ઝાત્કાર. ૨૫
..... ભ પરવાલનાં, શિખર વ્યોમ–સમાનિ.
તોરણ મરકત મણિ તણાં, મુક્તાફલ બહુ માન. ૨૬
જડિત્ર આસન અતિ ભલા, કનકના બહુ કોડિ.
ધર્મ બઇઠા સભા પૂરી, સ્તવઇ એહ કર જોડિ. ૨૭
જલ–સ્થાનક સ્થલ પેખિઇ, સ્થલ–સ્થાનક જલ–આકારિ.
જોતા જોતા કૌરવપતિ, આવિઉ તેણઇ ઠારિ. ૨૮
જલસ્થાનકિ સ્થલ જાણી, ચાલિઉ ભડ ત્યાહિ,
પાગ થોભી નવિ સકિઉ, તે પડિઉ પાણી માહિ. ૨૯
ભીમ.................કઇ, દ્રુપદીઇ કીધૂં હાસિ.
'આધલાના અન્ધ જાણ,' એમ વાણિ–પ્રકાશ. ૩૦
મનભઙ્ગ તિહા મહીપતિ થયુ, સભા જોતા સર્વ.
'ગર્ભ ગલિઉ સિ ન માતનુ?' એમ કહઇ તિહનઇ ગર્વ. ૩૧
'હા......ધાત કરી મઙ્ કિ બોલૂં કૂપ અગાધિ?
વાયકરૂપિઆ બાણ મુહનઈ, વિષમય વેરે દાધિ.' ૩૨
હસ્તિનાપુરમાં આવિઉ, બોલાવિઉ શકુનિ.
"અરે માઉલા માહરા! સાંભલિ, પાડેશ માહરૂં તન્ન. ૩૩

પાણી માહે હું પડિઉ, કહ્યુ, 'અન્ધ તણુ એ અન્ધ '
હસ્યા ભીમ નઇ દ્રૌપદી, જોતા સર્વ સ્તબ્ધ. ૩૪
જુ વઇર પાછૂ નહી વલઇ, તુ માનજ્યો, મામા ! નેટ,
વિષપાન ઘોલી–નઇ કરૂ, કિ મરૂ મારી પેટ." ૩૫
એહવી વાણી સાભલી, બોલિઉ શકુનિ, કર્ણ.
"ભાઇ ! ધૃતરાષ્ટ્રનઇ જણાવુ, એ વાત મુઝ મનિ તરણ" ૩૬
૧૦૭

## કડવૂ ૬ ઠૂં–રાગ એજ

અતિ મનિ દુખિઉ દુર્યોધન્ન,
કર્ણ, દુશાસન, સુભટ શકુન્નિ ૧

ઢાલ–શકુનિ સુભટ વિચારઇ, "સાભલુ, ગના પુત્ર !
પાણ્ડવનઇ આહિ તેડાવુ, તુ વાત આવઇ સૂત્ર. ૨
બલિઆં સાથઇ બાથિ ભરવી, આ તુ આપણિ મીલિ
કા .... સ કરીનઇ તેડાવુ, તે વાત ન કરઇ ઢીલ ૩
સભા રૂડી રચાવુ નઉ, તેડાવુ ગઇ ધર્મ
છને દ્યૂત ગમાડિઇ, પુહુચશિ ન ..... કર્મ. ૪
આહસિક રાજા ભલુ છઇ, તેહનઇ એહવી મતિ
......પાસા જિત્યા કહીશિ, તુ માનશિ તે મતિ ૫
ગમતિ–મિષે રમશિ ખરુ, આપણુ સરશિ કાજ
હરાવીનઇ વનિ કાઢિશ, તૂ નચિન્ત કરજ્યે રાજિ. ૬
કાઇ હોડિ પરઠીનઇ, [આપ]જ્યો એહ વચન્ન
'દાસ થૈનઇ પાસિ રહઇ, કિંહિ બાર વરસ રહિ વન્નિ" ૭
પછઇ ગમતિ–સભા રૂડી રચી, વિદુર તેડઇ જાઇ.
સુણી [રાઇ યુધિષ્ઠિ]ર વિહિલા, આવિઆ તિહા ક્ષણુ માહિ. ૮

તે કારણિ લઇ દુઃખ પામિઆ, રિધિ-રાજિ હારચા નારિ.
અશ્વ-ગજ-રથં-ધન હારિઆં, નઇ ભરચા ધનભણ્ડાર. ૯

પાગ્રણ હારચાં પિહિરવાનાં, નઇ હારચા તે હથિઆર.
પછઇ દુર્યોધન બઇઠું થયુ, ઊલટિ અંગિ અપાર. ૧૦

હરખે નરપતિ નાચતુ, કરિ તાલી, મુખિ હાસિ.
" [સભા]માહિ મુહનઇ હસી હૂતી, આજ કિમ થૈ મુઝ દાસિ? ૧૧

' આંધલાના અન્ધ હોઇ,' વચન બોલિઉ ભીમ.
ઇન્દ્રપ્રસ્થ............પાડૂં; કરૂં સભા તિહા સીમ. ૧૨

કિહાં ગઈ રે કામિની?" બોલિઉ દુર્યોધન.
" લ્યાવિ, ભૂંડા! મુખ લગઇ, અરે દુઃશાસન!" ૧૩

ઋતુધર્મિં હૂતી સુન્દરી, બઇઠી અલગી એકે હારિ.
પાપિઉ અતિઘણું પીડતુ, લેઇ આવિઉ સભા મુઝારિ. ૧૪

શૂર-સુભટ બઇઠા સભામા ભીષ્મ, દ્રોણ, વિકર્ણ,
અંગિ ઊઘાડઇ નિરખતા, આયુ-બલ થાઇ ક્ષીણ. ૧૫

દ્રોણ, ભીષ્મ નઇ કૃપા કહઇ, "............મૂકુ રાઢિ.
તમ્હો તિમ એ ધૃતરાષ્ટ્રનઇ, હાવિ વાત જાઇ હાડિ. ૧૬

વીરા! દ્રુપદીનઇ ઇમ કીજિઇ તુ, કુહુ, કિમ ઊગઇ સૂર?"
.............કહ્યા, પણિ રિદે નઇ ભેદ ભૂર. ૧૭

કહ્યૂં તુ માન્યૂ નહીં,......................પઇરિ.
કહ્યૂં, " હૂં કિમ મારૂ નહીં? રહ્યા પલાવઇ વઇરિ." ૧૮

સ.........................તિ, તિવારઇં જાણ્યૂં ઇમ્મ,
' જે વિપત-વેલા નહીં પડઇ,' હવઇ, કુ[હુ], કરૂ કિમ્મ?] ૧૯

કન્ય તાહરા હરાવિઆ નઇ, તૂં થઈ મુઝ દાસિ.
" મુહુ......તુ વનિ મોકલૂં, નહીંતર રાખૂં પાસિ." ૨૦

"ભૂડા ! વડા ભાઇની ભાર્યા તાહરઇ, માતનઇ સમ-તોલિ
તૂ તુ શ્વાનની પરિ શ ભસઇ ? સમ્ભાલી મુખિ બોલિ   ૨૧
૧૨૮

---

## કડવું ૭ મૂં—રાગ એજ

વચન સુણીનઇ કૈરવ કોપિઉજી,
"નીલ . .. ..રઇ દૂ તુ લોપિઉજી   ૧
દાલ-લોપિઉ," કહઇ ક્રોધશ, નઇ થયુ દૌ[ચણુ-] ભેરિ
"તૂ દેખતા મુહુનઇ ગાલિ દિઇ, હલ્યા દુઃશાસન ! તૂ ભેરિ   ૨
નિ[ર્લજ] નારી ચૈ ઘણૂ, એહૂનઇ નગ્ન કરીનઇ આજિ,
દણ્ડ એહુનુ એટનુ જે [નીગમિઇ] એહની લાજિ."   ૩
પછઇ તે તા જૈ વલગુ, દાસીનઇ કાઢ્યા ચીર
"માહરા દેઉર ! કા દોહિલી કરુ ? વેગલા ગ્રહનઇ વીર !   ૪
અવસર નહી મુકુનઇ અડચાનુ, કા કરુ અમના-પ્રાણ ?"
અર્ધ પટ તે પ્રેમદા-તનિ, અર્ધ પાપી-પાણિ   ૫
( તિવારઇ ) ભીમ, અર્જુન, નકુલ, સિહિદેવ, ચઢી તે ઘણી રીસ.
ધર્મ-આતમ જોઇનઇ પછી, નીચા ઘાલ્યા શીસ   ૬
"ભલા શ્રી ભગવન્તજી ! તહ્મનઇ ગમઇ છઇ, નાથ !
વેરી-કરિ લોપિઇ નહી, વીર ! પોતઇ વધિઇ હાથિ   ૭
જુઉ કહ્યેથી કાઇ ન નીપનૂ, એહ શોભા . શીમ'
મન ગયૂ પછઇ દ્વારિકાં, જિહા જગતપતિ જગદીશ   ૮
"હવઇ દૂ કુહુનઇ કહુ, તહ્મ વિના, મહારાજ ?
ઘર વગઇ પાણ્ડવ કૃષ્ણના, શિરિ ગાલિ, તહ્મનઇ લાજ.   ૯
આમ અટાનઇ .. ...... .. ...... . .... . હાંક.
પ્રભુ ! શાન્ત ચૈનઇ કિમ રહ્યા ? શ પડ્યા સવિ ....?   ૧૦

[મચ્છ], કચ્છપ વલી વારાહ, નરસિંહ, વામન વેષ.
રામ, રાઘવ, [કૃષ્ણજી], બલવન્ત બાન્ધવ વેષ. ૧૧
અવતાર ધરિઆ અસુર-કારણ,........જયા, ભગવંન્ત!
અભક્ત માટઇ અહ્મો વીસરયા, કેશવ કરુણા[વન્ત]? ૧૨

શબવત સરખા થૈ રહ્યા, નેત્ર ગોલક-ઠામિ.
શરીર માહિ એ [અ]ધર ફરકઇ, સ્મરણ કરતા રામ" ૧૩
સ્તુતિ કરી તે સાભલી રે, દ્વારિકા દયાલ.
ભક્તાનઇ જિવારઇ દુખ પડઇ, તિવારઇ રિંઘઇ ઊઠઇ ઝાલિ. ૧૪

કમલપઇ અતિ સેજ કોમલ, હામિ કમલા પાસિ,
બિહિબાકલા બઇઠા થયા, મુખિ મેહ્લતા નિશ્વાસ. ૧૫
રમા રોમાઞ્ચિત થયા રે, "કારણ કુહુ રે વિશેખ.
આવડૂ કહીઇ નહી જી, [હોઇ] શત્રુ અનેક." ૧૬

"દાસ પાણ્ડવ માહ્‌રા, દ્રુપદી તેહ્‌ની નારિ
ઋતુધર્મિં હૂતી સુન્દરી, નઇ આણી સભા-મુઝારિ. ૧૭
પિહિલૂ કષ્ટ તેહ્‌નઇં કાઢિઇ, કૌરવની પઠિ વાત
એક વિદુર વિના જે અનુસરયા, તેહ્‌ની ટાલેશ ખ્યાતિ. ૧૮
તેહ્‌નઇં પાપીઇ ઘણૂ પરભવ્યા રે, ગિદ્ધ નહી ઘટ...;"
ખગરાજ એહ્‌વઇ આવિઉ, પ્રભુ સદ્ય ચઢ્યા વાહનિ. ૧૯

"આતા! હૂ ઊતાવલુ નઇ, ચાલતા લાગઇ વાર."
ખગરાજિ તઉ ક્ષણમાત્ર માહિ, પ્રભુ મુક્યા તેણઇ ઠારિ. ૨૦
પગ વાલતા જૈ પુહુતુ, અન્તરિક્ષ આવી જોઇ.
પાપિઉ પટ ગ્રહી રહ્યુ, ગણી વદનિ ઊચઇ રોઇ. ૨૧
એહવિ પીતામ્બર ફરહરયુ, . . ...ઝલકઇ શીસિ.
કોટિ આદિત્ય-કાન્તિ સરખૂ, વદન શ્રીજગદીશ. ૨૨
જિવારઇ દ્રુપદીઇ દૃષ્ણ દીઠા, અમ્બર ઓઢ્યૂં શીસિ.
પાપીઇ..... જિવારઇં, તિવારઇં ચઢી ચતુર્ભુજ રીસ. ૨૩

દુર્યોધન કહઇ, "............રાકયો તૂં રાંક.
ભરી સભા માહિ ગાલ દિઇ છઇ, તુ કા... ....ક." ૨૪
ફિહિતાં પટ અલગૂં કરૂં, અકૂંથૂં તેણી વાર.
[બીજૂં] પિહિરયૂં માંહિ દીઠું તિવારઇ હશિઉ રાજકુમાર. ૨૫
"ભાઇ! કાં .....પટ જોજ્યો, બીજૂં પિહિરયૂં ચીર."
આશ્રિજય જોવા એકઠા,......................ધીર. ૨૬

વલિ એક ઘડી સાંસુ થઈ, તે કાઢિઉં તેણી વાર.
પટાન્તર-અદ્દ નીકસ્યૂં, જાણિઇ શાલિથૂં ઉતારિ. ૨૭
.....................ગનુ, પાંચમૂં પટ નીલ.
છઠૂ છમીયે રૂપનૂં ...........................લ. ૨૮

આઠમૂ અમ્બુજ તણૂં, ભાલિ પાડી ભાતિ.
..............રૂંતૂં, દશમૂં દક્ષિણી જાતિ. ૨૯
તેહના વર્ણવાના.........કવિ શુ કરઇ વિવેક ?
દુઇ થાકિઉ કાઢતુ, પણિ અમ્બર નાવઇ છેક. ૩૦

તિહા સાલવી હરિ થયા, વણઇ વિચિત્ર પ્રકાર.
[ પડિઉ ] અવસર દ્રુપદીનઇ, દામોદર દાતાર. ૩૧
દુઃશાસન.....................................મ.
તોહિ ચિત્ત ચચ્યૂં નહીં, રિદઇ ન.........મ. ૩૨

વસ્ત્ર તણુ ઢગ વ્યોમિ વાગુ, સહૂ દેઇ રહૂં મુખિ હાથ.
એક-ઊણૂં સહસ્ર પટ, રહૂં નવલી ભાતિ. ૩૩
પછઇ વિદુરજી આવિઆ, જિહા છઇ ધૃતરાષ્ટ્ર.
"બૂંડ......નીલવટ ગઈ, કાં.........વાલિઉ કાટ ? ૩૪

શ્રીધર્મિં હૂતી સુન્દરી, દ્રૌપદી વધૂ જેહ,
કેશ ગ્રહીનઇ દુઃશાસને, સભા માહિ આણી તેહ. ૩૫
............ચીર કાઢ્યા, પટ પૂરિઆં પરિબલિ,
રુધિરભરી .........., કૂંઅરનૂં લુણ કર્મ. ૩૬

ચીર પૂરયાં ચતુર્ભુજે,............ધૃતરાષ્ટ્ર !
...કો દિવસ છઇ કામિની, કાં વુલાલુ કુલનુ ડાટ ? ૩૭
"...............એયાં દ્રુપદી," એમ કહઇ ધૃતરાષ્ટ્ર રાઇ.
"બાઇ! માહરુ પાપી..., [માણુ]શુ મન માહિં. ૩૮
વણુ-આંખિ હૂં અકજ થૈનઉ, ભરૂં છૂં [મુઝ પેટ.].
મુહનઇં કુહુ નથી માનવૂં, માનજ્યે, બાઇ! નેટ. ૩૯
ખેદ તિજુ, બાઇ! મન તણુ, કાંઇ માગિઇ મુઝ પાસિ."
"વસ્ત્ર નઇં હથિઆર આપુ. મુઝ પતિ નહીં તહ દાસ. ૪૦
હૂં વનિ જાઉં; સાથિ પલૂં, વરદાન..........."
વિને કરીનઇં બોલાવ્યાં, પછઇં આપિઆ પતિ-શરણુ. ૪૧
[દ્રૌપદી] સઙ્કોચ કરતી, આવી રહી તવ પાસિ.
નેત્રમાં નીઝરણુ વહઇ, મેહ્લઇ મુખિ નિઃશ્વાસ. ૪૨
સતિવન્ત કહઇ, "સ્ત્રી! સાભલુ હ.........બ્રાન્તિ.
જેણુઇં એણુઇ અવસરિ પૂરિઆ, તે સ્મરણુ કરુ નાથ. ૪૩
સતિ રાખઇ દુઃખ ઊપજઇ, તે ન મેહ્લિઇ તા ધીર.
સા ........ ..પામ્યા નથી, એ મિલઇ યદુવીર. ૪૪
હવઇ અસતિનઇં જે [અનુસ]રયા, તેણુઇં કરયા અનેક ઉપાય.
એક વાર દીસઇ દીપતા, [પછઇ] સમૂલા તે જાઇ. ૪૫
જેણુઇં જેહ્લુ ઓલખિઉ, તેહ તુ............;"
એમ કહીનઇં આવિઆ, ધૃતરાષ્ટ્ર છઇ જિહાં રાઇ. ૪૬
"...........પિતાજી! દીજિઇ મુહનઇં શીખ.
સત્ય વચન પાલ્યૂં નહીં, અવતાર તેહ્લુ ધિક્ક. ૪૭
આજ્ઞા આપુ વનિ જાઉં, બોલિ...............;
.........અઢારઇ તમ્યો છુ, વૃદ્ધ પિતાનઇ હારિ." ૪૮
રિદઇ ભીડી..........તાં, અન્ધ બોલિઉ વાણિ,
"મુઝ દેખના વહૂ વગોઇ, તુ મ............તે પાણિ. ૪૯

વહૂ દ્રૌપદીનાં ચીર કાઢ્યાં, હુઇ આપણ આધાર.
પુત્રનઈ વારુ, સુન્દરી! વાળૂં સામટુ સહ્વાર. ૫૦

ચક્ષહીણ.................ણુ, થૈ રહ્યુ છૂં રાંક.
શ્યું પાપ પિહિલા જન્મના, તિહાં [ કુહુનુ કહીઇ વાંક ]? ૫૧

શત પુત્ર જન્મ્યા તુ શ્યૂં થયૂં? પાણ્ડવ પાંચે ધન્ય.
............સુખ પામ્યા નથી, પુત્ર જનમિઉ દુર્યોધન. ૫૨

..............વિદુર માહરઇ રાજ્ય ડાહ્યા એક.
તેહનઈ માનઇ નહીં, [ અતિ ] પ્રજલિઉ મનિ તેહ. ૫૩

દુષ્ટ ચતુષ્ટય એ મિલ્યા, શકુનિ દુઃશાસન,
કર્ણ,............કપટિ ભરિઉ, વલી સઉંાતિ દુર્યોધન. ૫૪

............કુંઅર માહરુ, અવતરિઉ છઇ પેટિ.
મતિવન્ત હો [ ધર્મ! તેણઇ ] પરજલિઉ છૂં નેટ. ૫૫

પાણ્ડુ મુઝ અન્તર કશ્યું? ...........કુમાર.
મુઝ ઉપના તમ્હે વનિ જાઉ, તુ બલિઉ [ માહરુ અવ ]તાર." ૫૬

ધર્મ કહઇ, "ઇમ ભવિષ્ય લિખિતં, હર્ષ કિહિ તિહાં [ શોક ],
સુખ-દુ:ખ-દોરી હાથ હરિનઇ. કલ્પના સવિ ફોક. ૫૭

........ થયૂં ગોવિન્દનું, કુહુયૂં કાઇ નવિ થાઇ.
જેણઇ એણ અવ[સરિ ચીર] પૂર્યાં, તે વનિ કરશિ સાહિ. ૫૮

કુહુનઇ કહણુ વચન............, દુઃખ મ ધરશુ મનિ.
તમ્હારા પરિતાપથી . ,...ક...............વનિ." ૫૯

ચરણિ નમી ભેટ ચાલિઆ.......................;
આગલ્યઇ આવી ઊભા રહ્યા, મોકલાવીનઇ માઇ. ૬૦
૧૮૮



## કડવું ૮ મું—રાગ રામગ્રી

[માત] પૃથાનઇ પાગિ લાગી, સાહસિકે પછઇ શીખ માગી.
વલતાં [બોલ્યાં કુન્તી] માત, "પુત્ર ! સાંભલુ માહરી વાત. ૧
.કહઇ છઇ, સભા માંહિ રાખી,.........અવસર પાખી.
દુઃશાસન ચીર તાણઇ, એ દુષ્ટ જમ્પ નાણઇ. ૨
............ણું વગોઇ, ગાઢિ ગાંગરડી રોઇ.
ભીષ્મ દ્રોણ વૃદ્ધ બિદૂ,......................, ૩
ક્ષત્રી વહઇ જે હથિઆર, એ અવસરિ મરઇ તે મારઃ
......................., રહ્યાથા................... ૪
ભીમ અર્જુન રહ્યા જોઇ, ..................ખોઇ.
ધર્મ એહ્વુ ધર્મજ હોઇ, જે વનિતા વગોઇ. ૫
...............બઇઠા, બોલ નવિ બોલઇ છૂટા.
સાહસિક હુ તિવારઇ થૈઇ, જિવારઇ.........હૈઇ. ૬
રાજ્યનુ માથઇ અધિકાર, ધર્મની...............,
...ક એહ્વા નથી, પુત્ર ! જે રિહિવા દિઇ ઘરસૂત્ર." ૭
[ધર્મ બોલ્યા, "હે] ભાઇ ! વિશ્વમ્ભર વાહ્યુ નવિ જાઇ.
સતિ રાખતા..........., જાવાનઇ દિઉ, માઇ ! ૮
સભા માંહિ પૂરયાં ચીર, પ્રેમ...............પીડ.
સમ્ભારઇ જે સારકૃંધર, તે ભાજશિ ભીડ ..... ૯
............ત વચન, બાર વરસ ભોગવવાં વન્ન.
-આજ્ઞા આપુ... ....., ............પ્રગલ મન્નિ. ૧૦
મુઝ માતનઇ મૂકૂં કુણ–પાસિ ? ભૂર...કિમ બઇઠા...?"
-"શુશ્રૂષા માહરી કુણ કરશિ ? જ્યુધિષ્ઠિર !............" ૧૧
એહ્વું કહીનઇ કણ્ઠિ વલગી, રોતી નવિ રહઇ અલગી.
..............છી કરી, સહૂ તિહાં બઇઠાં ફરી. ૧૨

એહવિ ભીષ્મ-દ્રોણ આવ્યા, પાણ્ડવ પ્રશંસી લ્યાવ્યા.
" આવ.......................................હિઇ." ૧૩
બોલઇ છઇં જ્યુધિષ્ઠિર રાઇ, " ભવિષ્ય પાખઇ [અન્ય નવિ થાઇ]
સુખ-દુઃખ હાનિ-વૃદ્ધિ......"......લાગાં તે ચરણિ. ૧૪
"........દુઃખ મ ધરશુ, વન માહિ તમ્યો લીલા કરશુ.
પા.......................શુ, તમ્યો સતિવન્ત તે તરશુ." ૧૫
ભીષ્મનઇં માત ભલાવ્યાં, ચરણ નમીનઇં ચલાવ્યાં.
જ્યુધિષ્ઠિર બોલ્યા વાણિ, "......નઇં દ્રુપદી રાણિ! ૧૬
ભૂખ તરસ તે કિમ વેહાશિ, આ... . રહુનઇં પાસિ.
કુન્તાની તમ્યો સેવા કરન્યો, આણી ઉલ્લાસ......... ૧૭
જુઉનઇં, કઠણ કણ્ટક અરણ્ય, કોમલ કામિની-ચરણ.
...........નથી દીઠાં, નિત્ય ઠલવૂં ધરણિ બઇઠાં. ૧૮
પર્વત, ગુફા, વન [ઘોર], વનચર સાવિજનુ શોર.
દૈત્ય, દાનવ, નિશાચોર, શબ્દ કરઇ તે અતિ ઘોર. ૧૯
તીક્ષ્ણ તપઇ તિહાં સૂર, ભૂંડા રહઇ...... . ક્રૂર.
અમ્યો કિવારઈ વનિ વશિઇ, કિવારઇ કહીં......ધરિઇ. ૨૦
અબલા જાણી હરવા આવઇ, રાક્ષસ...............
આગઇ વનિ ચાલ્યા રઘુનાથ, સીતા નઇં લક્ષ્મણ ભ્રાત. ૨૧
રૂપે સુન્દર તે સુન્દરી, તેહ રાવણ ગયુ હરી.
તેહનુ સ્વામી સમર્થ હતુ, તોહિ તે ઘણૂં વ્યગ્રતુ. ૨૨
લંકા માંહિ સોધી શુદ્ધિ...............હનુમન્ત.
વાનર-ગૌછડાં મેહ્લી, સીના વાલી લઈ બેલી. ૨૩
વિભીષણ રાજિ થાપિઉ, રાવણનઇ ઊથાપિઉ.
...... ...હિઇ વૈકુણ્ઠનાથ, દોહિલઇ અબલા આવી હાથિ. ૨૪
આપણ સરખાં તૃણમાત્ર, વનની એહવી છઇં વાત.
દુઃખિણી આંદિ થાશિ માન, આઇનઇ સેતુ દિવસ નઈ રાતિ." ૨૫

વલતાં દ્રુપદી કહઇ, બોલ્યા બોલ........
વાયક-સાયક દહઇ, રિદઇ માંહિ રહઇ. ૨૬
મુહુનઇં [સભા] માંહિ આણી, ચૂંટે ઝાલીનઇં તાણી.
ભીમ અર્જુન બલિઆ......તેણઇં ઝમ્પ ન આણી. ૨૭

અમ્બરિ વલગવાનઇ લાગુ, થાકિઉ, પાપડ઼ ન ભાગુ.
લક્ષ્મીવરશું લિહિ મુહુનઇં લાગી, તેણઇ....... ભાગી. ૨૮
છતઇ નાથે એમ થયૂં, તુ એકલી હૂં કિમ રહૂં ?
...............ખઇ કુહુ કહુ......... સર્વ સહૂં. ૨૯
તમ્યો નગરથા નીસરુ, તિવારઇ મુહુનઇં અર્ધાઙ્ગિ બઇસારઇ.
પોતાની માનઇ મારઇ, તે માસી[નઇં] શું તારઇ ? ૩૦

જુ બલ કરી મૂકી જાશુ, તિહાં તમ્યો દોહિલા થાશુ.
પ્રાણ તિજૂં કિહિ પૂઠિ આવૂં, પછઇં તમ્યો પછતાશુ." ૩૧
પાંચે મિલી પરહણ કીધી, દ્રુપદીનઇં સાથઇં લીધી.
યુધિષ્ઠિરના સગા હૂતા, [માની તેહૂનઇં] ભલામણિ કીધી. ૩૨
નગરનિવાસી સહૂ લોક, એ ધરથા આવઇ સશોક.
પરશંસીનઇં પાછા વાલઇ, [એમ કરી] આઘેરા ચાલઇ. ૩૩

નેત્રથા નિર્ઝરણ ચાલઇ, આવીનઇં ચરણિ શીસ ઘાલઇ.
............માનવ, રાજા પ્રબોધજ આલઇ. ૩૪
"ભાઇ' આ સૂર્યનઇ વશિ સર્વ, ગદાનુ એ નવિ ધરવુ ગર્વ.
સુખદુઃખ દેહનઇ પૂંઠિ, અભાઇ................." ૩૫
"કુશલા તમ્યો પન્થિ પલજ્યો, વન પૂરણ કરી વલજ્યો."
અમ્હારી આશીસ એ, જે માતનઇં મિલજ્યો. ૩૬

હલુઇ હલુઇ......ણ, પાણ્ડવનઇં હજ્યો કલ્યાણ.
દુર્યોધનનૂં દારુણ કાજ;..........................દાઝિ." ૩૭
મુખ આગલિ......ખડિઆ, વિપરીત વેશ ધરિયા.
............................મૌડ઼ અણહુણ પાગઇ. ૩૮

દ્રુપદી પૂછે પસાઇ; દશોદિશિ............ઇ.
'ત્રાહિ, ત્રાહિ' બોલઇ ઋષિરાઇ, 'શા માટઇં દુ:ખી થાઇ ?" ૩૯

એ સાહસિક...........ઇઇ, કમલાવર! હવઇ તુહનઇં કહિઇ.
પાણ્ડવ પાખઇ કિમ...................................... ૪૦
સતી દ્રૌપદીનઇ.........................................
તે તા વસ્યા વર્ણ અઢાર; થૈ રહ્યુ તિહાં હાહાકાર. ૪૧
૨૨૯

---

## કડવું ૯ મું—રાગ મારુણી

પૂછઇ છઇ જનમેજે રાઇ, સુહુનઇં કુહુંનઇં, વૈશમ્પાંઇ!
એક સન્ધે છઇ મન માંહિ, તઇ ટાલઇ તે કિમ જાઇ ? પૂછઇ. ૧
સતિવન્ત પિતામહ અહ્મારુ રે, જે ધર્મ તે નામ ધરાવ્યૂં રે,
તે દ્યૂત-છલે હરાવ્યુ રે; માહિ મામુ થયુ, મરાવ્યુ રે. પૂ૦ ૨
સતી, સાધ્વી દ્રુપદી રાણી રે, તેહૂનઇં ભરી સભા માંહિ આણી રે.
તેહૂનાં પ્રાંપ્રણ કાઢ્યા તાણી રે. પટ પૂરયા સારિઙ્ગપાણિ રે. પૂ૦ ૩
એણઇં લૂંસ્યા ધન-ભણ્ડાર રે, એણઇં હરિઆ ગજ તોખાર રે.
ઓલવી અબલા નારિ રે, વલી વનિ જાવૂં વરસ બાર રે. પૂ૦ ૪
તે, 'રામ, રામ,' કરી રોઇ રે, સવિ રાજકુલી રહ્યા જોઇ રે.
વડી આઇ માહ્રરી વગોઇ રે. ક્ષત્રીની લજ્જા ખોઇ રે. પૂ૦ ૫
તિવારઇં ભીમિ ગદા ઊભારી રે, "એહૂનઇં મરડીનઇ નાખૂં મારી રે.
મુઝ બંધા અબુલા માહ્રરી રે, દુષ્ટ[ચતુષ્ટય]દમઇ છઇ ભારી રે." પૂ૦ ૬
તિવારઇં ધર્મિં રાખિઉ વારી રે, "આપણિ જુ અબલા હારી રે.
તુ સમરુ દેવમુરારિ રે, તે રાખશિ લાજ તહ્મારી રે." પૂ૦ ૭
"દુર્યોધન ભૂંડુ પાપી રે, જેણઇં બાંહિ પોતાની કાપી રે.
એણિ ધર્મ તણી આણિ ઉથાપી રે, એહૂનઇં મરણ તણી મતિ વ્યાપી રે." ૮

"પછઇ નગર ઢણ્ઢેરુ ભાખઇ રે, 'જે કો પાણ્ડવનઇં રાખઇ રે.
........ઇમ દાખઇ રે, તેહનઇં કઇ સવિ વસ્તુ-પાખઇ રે." પૂ૦ ૯
........લઇ ભરિઉ રે; ઇમ માનખણ્ડ ભડ કરિઉ રે.
ઇમ ન...........ઉ રે, શી વિધિ દુઃખ નિસ્તરિઉ રે ?" પૂ૦ ૧૦
સાહસિક...........પ રે, પીઢ જેહનુ પ્રતાપ રે.
તેણઇં દુઃખ કિમ વૈકુણ્ઠ આપિ રે, વનિ કિમ દીધી થાપિ રે ? પૂ૦ ૧૧
જેણઇં રાજભોગ સુખ-કાર રે, જેણઇં અનુદિન અમૃત-આહાર રે,
તે વિવિધ વસ્ત્ર તનિ ધારિ રે, તે કિમ રહ્યા વન-મુઝારિ રે ? પૂ૦ ૧૨
જે કોમલ રાજકુમાર રે, વનિ કિમ બઇઠા વરસ બાર રે ?
શી વિધિ લિહિતા, આહાર રે ? તે દુઃખ પામ્યા[કિમ]પાર રે ? પૂ૦ ૧૩
સ્યાં વીતક વીત્યા તજિ રે ? એમ પૂછઇ છઇ રાજન રે.
એ આશઙ્કા મોટી મજિ રે, તું ભાજિ સન્દેહ, ઋષિજન્ન રે ! પૂ૦ ૧૪

૨૪૩

---

## કડવું ૧૦ મું—રાગ એજ

વલતું બોલ્યા ઋષિ મહાન્તજી,
વારૂ પૂછ્યૂ તઇં વૃત્તાન્તજી. ૧
ઢાલ-વૃતાન્ત વારૂ પૂછિઉં, નઇ ભૂપ ! ભાજૂં ભર્મ રે;
પાણ્ડુસુત વન માહિ રહ્યા, તે કહૂં તુઝ માની મર્મ રે. ૨
દ્યૂત રમી દુઃખિઆ થયા, તે પ્રૌઢ પાચઇ વીર રે.
સતી-શિરોમણિ દ્રૌપદી, તેહના કાઢ્યા ચીર રે. ૩
પાઞ્ચાલીના પટ પૂરિઆ, તે સ્વામી શ્રીમહારાજિ રે.
ભક્તવચ્છલ ભૂધરે, સેવકની કીધી સાજિ રે. ૪
પછઇ ધૃતરાષ્ટ્રિ દ્રૌપદીનઇં કીધા વિનૈ-વચન્ન રે.
દાસપણું મૂકાવિઉં, અનઇ ચાલ્યા વૃન્નિ રે. ૫
મોકલવાનઇં આવિઆ રે, કુન્તાનઇ પાસઇ રાઇ રે.
"આઇ ! આપુ આગન્યા .......વૈકુણ્ઠરાઇ રે." ૬

વીતક–વાતજ સાંભલી, અબલા પ્રિઆં ધરણિ રે.
પાણ્ડવે તિહાં જાણિઉં, જે માત પામ્યાં મરણ રે. ૭
પ્રશંસી બઇઠાં કરચાં રે, પ્રતિબોધ દીધ અનન્ત રે.
"કુન્તાજીના પુણ્યથા કાલિ, પામશું [દુઃખ]–અન્ત રે. ૮
આઇ! દેવ, દાનવ, માનવી નઇ બ્રહ્મા, ઇશ, મુરારિ રે,
કર્મ કો છૂટઇ નહીં. તૂં માત! શોક નિવારિ રે." ૯
કુન્તાઇ ઘણું કહ્યું રે, પણિ ન તેડચાં સઙ્ગાતિ રે.
વૃદ્ધપણઇ વન વેડવૂં, તેણઇ ભાલવ્યાં ભીષમ–હાથિ રે. ૧૦
"આ અહ્મારી માતા છઇ. રખે દોહિલી થાઇ રે!"
લઘુ–વૃદ્ધ નીચા નમઇ, નઇ વીર વન માહિ જાઇ રે. ૧૧
**સભાપર્વ** સઙ્ક્ષેપિ કહ્યૂં, થોડૂં થોડૂં સાર રે;
પાણ્ડવ વન માંહિ રહ્યા તે આંણિ કેતુ વિસ્તાર રે. ૧૨

---

# ૩. આરણ્યકપર્વ

## ૧. આરણ્યકપર્વ—

વૈશમ્પાયન બોલિઆ, સુણિ, જનમેજે રાઇ રે!
નગરમાંથા નીસરચા, પછઇ શુકન શાં શાં થાઇ રે? ૧૩
ગજપતિની.......... ...મલપતુ માતઙ્ગ રે.
અઙ્ગિ લીલાઇ આવરિઉ, નઇ વદનિ રેલા–રઙ્ગ રે. ૧૪
પાણ્ડવે તે પ્રણમિઉ, નઇ હરખ ધરી મનમાજ રે.
'સુષ્ટિ–આદિઇ બ્રહ્માજીઇ તુ તેહ સ્તવિઉ ગજરાજ રે. ૧૫
વાટ–ઘાટે વિઘ્ન હરજ્યે, પમાડ્રી જસવન્ત રે.
આદિ–અન્તે ખેમ–કુશલી કરઇ કરુણાવન્ત રે.' ૧૬
મુક્તાઇ મેગલ વધાવિઉ, આણી હર્ષ અપાર રે;
જાતા જમણઇ હાથિ મુકિઉ, હોઉ જયજયકાર રે. ૧૭

એક માલિણિ સાહ્મી મિલી, પૂફ આપ્યાં પાણિ રે.
પાણ્ડવે પૂજા કરી તેહ્ની, કશ્યપસુત જે ભાણ રે. ૧૮
'પ્રભાકર! પ્રત્યક્ષ તમ્યો કરુ, સર્વ–સાખી ભૂપ રે!
અપરાધ વિન અમ્યો વનિ કાઢ્યાં, છલે રમાડી દ્યૂત રે.' ૧૯
તિહાં દાન દક્ષિણા [ઘણા દીધાં], વલી આઘેરાં જાઇ રે,
એક કેડઇ બઇઠી કામિની, ફૂંકાવટી કર માંહિ રે. ૨૦
તિલક નીલવટ પૂરિઆં; પ્રસન્ન થયા તવ રાઇ રે.
............દ્રૌપદીનઇ કહઇ, 'વિહિલાં વલજ્યો, માઇ રે!' ૨૧
તેહ્ના સુતનઇં કરિ લેઇ, પાણિઇ આપ્યૂં દ્રવ્ય રે;
જાચકજન મારગિ મિલ્યા, તે સન્તોષ્યા રાઇ સર્વ રે. ૨૨
ખર ડાબુ બોલિઉ, કરઇ શબ્દ વારોવાર રે.
'ઊતાવલા ઘઇરિ આવશિ, જિહાં જાશુ તિહા જેકાર રે.' ૨૩
વલી આઘેરા સાંચરયા, કુમારિકા–શિરિ કુમ્ભ રે.
કામધેનુ સહિતજ વાછરૂ ગ્રહી, મિલઇ સાહ્મુ બમ્ભ રે. ૨૪
વાડ્વનઇ સન્તોષિઉ, આપિઆં બહુ દાન રે.
આપ્યાં ભૂષણ કુમારીનઇં, ઘણાં દીધા માન રે. ૨૫
શુભ શબ્દ થાઇ છિ અતિ ઘણા, માનિની મઙ્ગલ ગાઇ રે;
વરકન્યા પરણી વલઇ, પઞ્ચ શબ્દ વજડાઇ રે. ૨૬
કોએક અબલા નીકલી, ... ..... ...સાદ રે.
'આનુ તુ અન્ન નીપનાં, આરોગિઇ ઓહ્લાદિ રે.' ૨૭
ધૌમ્ય કહઇ છઇ ધર્મનઇ, "તમ્યો સાંભલુ, રાજન રે!
શુકન–ભાવે જિહાં જાશુ તિહાં પામશુ બહુ માન રે." ૨૮
"લેખ લખમીવર તણુ, પાછુ કવણિ નવિ થાઇ રે,"
ધૌમ્ય કહઇ છઇ, "તે ખરૂં, પણિ આગમ ચિહ્ન જણાઇ રે." ૨૯
૨૭૨

## કડવું ૧૧ મું—રાગ એજ

વૈશમ્પાયન કહઇ, સુણિ રાજાનજી!
પછઇ પલાણુઇ તે પરધાનજી. ૧

ઢાલ–પ્રધાન પૂંઠે પરવરિઉ; ઇન્દ્રસેન તેહનૂં નામ.
.........પૂંઠે ગયા, તેજમય મહાધામ. ૨
શ્રીવન્ત જે વિહિવારિઆ, આવી રહ્યા ધર્મનઇ પાસિ.
'[પ્રાણુ] લગઇ અમ્યો તહ્મારા છૂં, દીજિઇ કાંઇ આશ.' ૩
તતક્ષણુ વદિ વિહિવારિઆ, ' કાંઇ નથી પાસઇ ધન,
જે જોઇઇ તે મગાવુ, નઇ......................ન. ૪

તમ્યો રાજકુંઅર કોમલ, નઇ દ્રુપદસુતા [છઇ જેહ,]
અરણ્ય માહિ એ અર્જુના તણુ દુઃખી થાશિ દેહ. ૫
અહ્મારૂં છઇ તે રાઇનં, મન્નિ મ ધરશુ સઙ્કોચ.
કાલિ છત્ર ધરાવશુ. મનિ એવડુ શુ શોચ? ૬
તુચ્છ વચન એહવા બોલતા, મનિ મ ધરશુ ઉપમાન.
કિહિવારઇ પિત્ર પાલઇ પુત્રનઇ, કિવારઇ પુત્ર આપઇ ધાન.' ૭
.........વચન તે સાભલી, સતિવન્ત રોયા ત્યાંહિ.
' ધન્ય લોક માહરા........., સુહુનઇ નેહ ધરઇ છઇ આંહિ. ૮
ભાઇ! સબલ માહરઇ સાથ છઇ, [જે] રાખિઉ રિદે સોઇ,
કમલાવર જિહા કૃષ્ણજી, તિહા સકલ નિધિ હોઇ.' ૯
'અમ્યો પ્રજા પૂંઠે આવશૂં; નહિ રહૂં એહનઇ રાજિ.
દુર્યોધન અહ્મનઇ દમઇ. એહનઇ ધર્મની નહીં દાઝિ.' ૧૦
' બાપ' રાજા છ્હ્યા તેહ ભલુ, તમ્યો મનિ મ ધરશુ શોક.'
વિનય–વચન કરી વાલિઆ, જે નગર મહાજન લોક. ૧૧
પરધાન પાછુ વાલિઉ, રથ મોકલ્યા સઙ્ઘાતિ.
વનવેષ–તાપસ, દર્ભ–આસન, સારુ એ વૈભવ સાથિ. ૧૨

વિપ્ર જે વસતા હતા, [સુણી] ધર્મનૂં જે નામ,
આણઇ રિદે જે અર્કનઇ, નઇ રહઇ તેણઇ ઠામિ, ૧૩
તે જ્યુધિષ્ટિર જાતા સુણી, મન માંહિ પામ્યા કષ્ટ;
'આપણિ આંહિ રિહિવૂં નહીં. ભૂપતિ છઇ મહા દુષ્ટ. ૧૪
એ પ્રજાપીડણ પાપિઉ, નહીં કરઇ પ્રતિપાલ;
માનુભાવિ તિહાં રિહિવૂં નહીં, જિહાં અધર્મી ભૂપાલ.' ૧૫
પછઇ તેહ પૂંઠે નીસરયા, જિહાં જ્યુધિષ્ટિર મહારાજ.
રાઇ..................તા, શિરિ અગ્નિહોત્રના સાજ. ૧૬
'અરે વિપ્રો! શી.....................અહ્મારી તાં આજ?'
'ધર્મજી! અમ્યો નહીં રહિઇ અધર્મ..............' ૧૭
પાસઇ વનિ વડ........છઇ, પ્રમાણ તેહનૂં નામ.
સઙ્ગિ મુનિવર સાથિ સુભટ, તિહાં રહ્યા વન-વિશ્રામ. ૧૮
તે ઘાઢઇ જલ-અશન કીધૂં, શોક-ચિત્ત ભૂપાલ.
નિશા ઇણી પઇરિ નીગમી; નઇ થયુ પ્રાતઃકાલ. ૧૯

૨૯૧

---

## કડવૂં ૧૨ મૂં—રાગ એજ

દિન ઊગમતઇ ગઙ્ગાતીરિ જી,
મજ્જન કીધાં પાંચે વીર જી. ૧
ક્ષત્રીકુલનુ જે તાં ધર્મ જી,
પાણ્ડવ પાંચે કરવાં નિતયકર્મ જી. ૨

ઢાલ-નિતયકર્મ પાંચે કરયા, પછઇ ઋષીશ્વર જે સાથિ,
તેણઇં અરણી મથીનઇં અગ્નિ કાઢિઉ; પ્રગટ કરિઉ હુતાશ. ૩
પછઇં સ્નાન નઇ દેવતાર્ચન; દિઇ અગ્નિહોત્રના હોમ.
ઋચા કહઇ જે વેદની, ધૂમ ચાલિઉ વ્યોમિ. ૪

સતિવન્ત મનિ સન્તોષ પામિઉ, વિપ્રનાં જોઇ કર્મ.
અરુણોદે પૂરણ થયુ તિવારઇ બોલિઆ રાઇ ધર્મ. ૫
વિને કરીનઇ વિપ્રસ્યું, સ્તવતુ હીઉ જોડી હાથ;
"અમ્યો ભમસ્યું અરણ્ય માંહિ, કિહાં આવશુ તમ્યો સાથિ? ૬
રાજભ્રષ્ટ તાં અમ્યો થયા. આંહિ નથી એકી પઇરિ.
.........બન્ધન ઘણું. તમ્યો વલુ પાછા ઘઇરિ. ૭

આ ભ્રાત ચ્યારિ ભાર્યાસ્યું, પીડાણા મુઝ માટિ.
ચીર કાઢિઆં ચુવટઇ, તિવારઇ ભીમ વાલત ડાટ. ૮
.........કરી મઇં વાલિઆ, પાલિવા સત્ય વચન.
તે વિશ્વ માંહિ થયૂં ઘણૂં, ઊપરિ કાઢ્યાં વન્નિ. ૯
જુ વાંક ધરશુ માહ્‌રુ તુ, કુહુતુ કાહ્‌ દોષ?

તે ઘાઢાના ભીમ–અર્જુન ધરી રહ્યા છઇ રોષ. ૧૦
પણિ મર્યાદા નથી મૂકતા રે; પરજલઇ ઘણૂં આપ.
તે માટઈં મુઝ મન થકુ, ઋષિ! ઊપજઇ પરિતાપ. ૧૧

વિષમ વન અમ્યો વેઠિવાં. કિવારઈં ભોજન કિવારઈં ભૂખ.
તે માટઈં તહ્મનઈં કહૂં, તમ્યો વલુ પાછા, ઋષિ!" ૧૨
વાડ્વ વલતા ઇમ વદઇ, "એક સુણ્ય, કહૂં તે સ્પષ્ટ,
રાઇ ભિક્ષુક–ભૂપતિનઇ સમૂં, જે સાથઇ આવઇ પેટ. ૧૩

ઉદર–અર્થે રાઇ રાણા છત્રધારી, રાજ!
પ્રજા પીડઇ પાપિઆ, તે ઉદર કેરઇ કાજિ. ૧૪
ઉદર–કારણિ અસતિ ચાલઇ; જાણઇ ન ધર્માધર્મ.
ઉદર–કારણિ જીવહિંસા, કોટિ વાધઇ કર્મ. ૧૫

દુર્યોધને દ્યૂત–છલે, હરી લીધૂં રાજિ;
પાપીઇ કર્મ અઘોર કીધૂં, તે ઉદર કેરઇ કાજિ. ૧૬
ભીષ્મ–દ્રોણ–કૃપાનઈં એ માનતુ નરપત્ય.
તેણઈં ચાંપી નવિ વારિઉ, તે ઉદર કેરઇ અર્થિં. ૧૭

તૂં માનિ, રાજા! સત્ય કહૂં છૂં, સ્વારથ દુઃખનૂં મૂલ.
અસત્યનઈ જે અનુસરશિ, તેહનઈ પડશિ મુહ માંહિ ધૂલિ. ૧૮

સન્તોષથૂં સુખ ઊપજઈ, તેહનુ કહૂં પ્રતિબોધ.
જે સર્વ મેહ્લી વનિ રહ્યા, તેહનઈ નહીં કુહુયં વિરોધ. ૧૯

કિવારઈ મન મારી રહઈ; કિવારઈ ફલનુ આહાર;
કિવારઈ અમ્બુ-અશન કરઈ; કિવારઈ પવનયં વિહિવાર. ૨૦

તેહનઈ શત્રુ-મિત્ર સમાન, રાજા! સદા સત્ય સન્તોષ;
સુખદુઃખ સરજ્યાં દેહિનઈ. માહન્તિ ન ધરિવુ રોષ. ૨૧

તે માટઈ તહ્મનઈ કહૂં, સન્તોષ સાધન-મૂલ.
અસત્યનઈ [જે અનુસરશિ] તેહ્નઈ પડશિ મુહ માહિ ધૂલિ. ૨૨

સન્તોષ નઈ સતિ એક છઈ. તેથી [તુષ્ટ] શ્રીરઘુનાથ.
અમ્હો પાછા કિમ વલૂં, જુ આવિઆ તમ સાથિ?" ૨૩

સન્તોષી બ્રાહ્મણ સ્તવઈ, સાહસિક સબલ વાણિ.
"અધર્મ કરશું તે આપણુ. તુહ્મનઈં વાઞ્છશું કલ્યાણ. ૨૪

ચિન્તા મ કરશુ અહ્મારી, તમ્હો જ્યુધિષ્ઠિર ભૂપાલ!
દેહ રાખિવા ફલ-પત્ર-આહારિ, નાખશું અમ્હો કાલ." ૨૫

મહીપાલ કહઈ, "મનસા કરી, આંહિ લગઈ કીધુ શર્મ.
ફલ-પત્ર જુ આહારી રહુ, તુ અહ્મારુ શુ ધર્મ? ૨૬

ધિક, ધિક જીવિત અહ્મારૂ, આજ અ[મ્હો પર-]આધીન.
ભલા શ્રી ભગવન્તજી, એ અમ્હો મનાવ્યા મીન." ૨૭

૩૧૮

ગુરુવચન સુણી ભ્રાત પાંચે, હર્ષ પામ્યા મનિ,
આરાધન કરયૂં અર્કનૂં, તે સાભલુ, રાજન ! ૨૬
૩૪૪

---

## કડવૂં ૧૪ મૂં—રાગ એજ

ધામ્ય ગુરુઇ દીધી ધીર, પરશંસ્યા પાંચઇ વીર;
ગઙ્ગાનઇ તીરિ ભડ આવિઆ રે. ૧
ઢાલ–ગઙ્ગા–તીરે આવિઆ તે ધરવાનઈં રવિ–ધ્યાન,
સ્નાન–સન્ધ્યા શુચિપણઇ કરઇ જ્યુધિષ્ઠિર રાજાન. ૨
સતી માટઇ દ્રૌપદી વામાઙ્ગિ રાખી પાસિ;
જ્યુધિષ્ઠિરનઇ કર્ણિં જમણઇ, કરિઉ મન્ત્ર–પરકાશ. ૩
શત એક ઉપરિ અષ્ટ કહઇ, અર્ક તણા અભિધાન;
સન્જુક્ત રાખી શીખવ્યા, એ રિદઇ રાખઇ ધ્યાન. ૪
‘ સદ્ય પ્રભાકર પ્રગટશિ, જાપ જપતઇ એહ;
સકલ નવનિધિ આપશિ, વિપત્તિ થાશિ છેહ. ૫
તેહ્‌ના દર્શનથા દુક્રિત હરઇ; તેહ્‌નાં નામનૂં ફલ એહ;
અષ્ટસિદ્ધિ, નવનિધિ આપઇ, વલી.........છઇ જેહ, ૬
ચૂઆ ચન્દન પૂફ પૂજા, નાનાવિધિ ઉપહાર.
નમન નિજ મસ્તકિ કરઇ, પ્રથમિ પ્રેમાકારિ. ૭
પાવન ત્રટિ ગઙ્ગા તણઇ, ઊર્ધ્વ ધરી એક ચરણ,
આરાધન અન્તરિ કરઇ, નેત્ર–દિશિ ધાઇ તરણિ. ૮
“ આચરણ મુઝ સધાં નથી, દોષ અઙ્ગિ અશેખ,
નિર્દોષ નિર્મલ નામ તાહ્‌રૂં, રજ નહીં તનિ રેખ. ૯
હે પ્રૌઢ઼ા પ્રભાકર, દિવા–દિનકર, પ્રનતપાળ પતઙ્ગ !
અર્ક, આદિત્ય, સૂર, સવિતા,.........તારક અઙ્ગિ. ૧૦

શનૈશ્ચર, રવિ, કશ્યપસુત' નિ કેતુ તુઝ નામ,
દશો દિશા દીપક તમ્હા, તૂ તેજપુઞ્જ પ્રમાણ ૧૧
અમ્હા કરૂં ભક્તિ તમ્હારી, તમ્હો સહસ્રકિરણ સુજાણ ।
અંત-કાલઇ મન્ન આરાહ તમ્હા વિપત-ભઞ્જન, ભાણ' ૧૨
સર્વ તૂ, સર્વેશ તૂ, મન ગિષ્ટ ગણી-ભૂત,
તૂ પ્રગટ થે મા્રા પાપ નાસઇ, . . . ૧૩

બ્રહ્મા, વિષ્ણુ, મહેશ તૂ, અનલ તૂ આકાશ
પૃથ્વી, પાણી, પવન તૂ, વલી સકલભૂત-નિવાસ ૧૪
વેદશાસ્ત્ર, પુરાણ તૂ, યજ્ઞ, ભજન કર્મ
તીર્થ, વ્રત, ફલ, દાન તૂ, સકલ સાધન-ધર્મ ૧૫

દિનમાન, ઘટિકા, નગા, મુહૂર્ત, પૂછઇ જ્યોતિક પ્રશ્ન,
વાર આઠઇ, ગ્રહ નવ, ઉડુગણ શુક્લપક્ષ, તૂ કૃષ્ણ ૧૬
માસ બારઇ પૃથક્ રૂપ સંવત્સર સાગર
સપ્ત સાગર દ્રુમ વેલી, ફલ-ફૂલ ભાર અઢાર ૧૭
સ્થાવર, જઙ્ગમ, સચરાચર, જલ-સ્થલ, જીવ અપાર
તુઝ ઉદયથા, અરુણજી' સવિ પામઇ આહાર ૧૮
તૂ જરા-યૌવન, તૂ મહાલ, કાલ તૂ નિકરાલ
દેહ-પ્રાણદાતા, પિતા, માતા, દેનમમાનિ દયાલ ૧૯

સત્ય, ત્રેતા, કલિ, દ્વાપર — આદિ એક અનેક,
શેષ, સુરપતિ સકલ વ્યાપક, હૂં શું કરૂં વિવેક? ૨૦
લોભી નહી હૂં ઉદર તણુ સ્તવૂ પર-ઉપગારિ
વિશ્વમ્ભર' તૂ વિશ્વપાલક, અખિલ તુઝ આધારિ ૨૧

દુર્યોધનિ ધર્મનઇ દમિઉ, કાઢિઉ એ વનવાસિ,
રિધિ રાજ સમરધિ સવિ હરૂ હવઇ કાઇ નથી અન્ન પાસિ ૨૨
મુહુનઇ રાઇ જાણી ઋષિ આવિઆ, અભિનારી-આહાર
તે માટઇ તુહુનઇ પ્રારથૂં તૂ ત્રિવિધ તાપ નિવારિ ૨૩

## કડવું ૧૩ મૂં—રાગ એજ

ધરણિ ઢલિઉ ધર્મરાજાનજી;
મૂર્છા પડિઉ, નહીં ઘટિ સાનજી. ૧

ઢાલ–સાન નહીં ઘટિ રાયનઇ. શૌનક દિઇ પ્રતિબોધ.
" જ્ઞાન તાહ્‌રૂં કિહાં ગયૂં, માહ્‌રા ધર્મરાજા જ્યોધ ? ૨
અજ્ઞાને ઇમ આવરિઉ તૂં, અન્તર્ગતિ અવિલોકિ;
સુખ–દુઃખ સરજ્યૂં દેહિનઈં, હર્ષ કિહિ તિહાં શોક. ૩
અરે, પડી વેલાઇ, પાણ્ડવો ! તમ્યો મ મેહ્‌લુ ચિંત્તિ ધીર.
તહ્મારઇ તિહાં સાહિ છઇ, સ્વામી શ્રીજ્યદુવીર." ૪
મૂર્છા વાલી રાયની, તવ બોલિઉ ધર્મકુમાર–
" શૌનકજી! તમ્યો સાંભલુ, ગૃહસ્થના આચાર. ૫

બ્રહ્મ–ક્ષત્રી–વૈસ્ય–શૂદ્ર જે મુખ્ય વ્યાહ્‌રિ વર્ણ,
પ્રાતઃકાલે ઊઠી સ્નાન સન્ધ્યા, [અનઇ] સેવા સ્મરણ; ૬
ઉપવીનધારી સાચવઇ તે આપણા સત્કર્મ,
જ્યજ્ઞ–જ્યાજન–અધ્યયન–અધ્યાપન–દાન–પ્રતિગ્રહ–ધર્મ. ૭

શૂદ્ર સેવા વિપ્રની, વલી કથા–કીર્તન–શુદ્ધિ;
અન્ય વર્ણ અલગા તે થકી, તેહ્‌નઇ તેહ્‌વી વિધિ. ૮
અષ્ટાદશ અન્ન ઊપના હુઇ, શાક–પાક–વિવેક;
પણિ શૌનકજી! તમ્યો સાંભલુ, પિહિલુ દયા–ધર્મ–વિવેક. ૯

અતિથિ આવિઉ આંગણઇ, તેહ્‌નઇ ન કરિવુ નાકાર.
ગૌ–ગવાનિક, વાસ–વાયસ, શ્વાનનઇ દિઇ આહાર. ૧૦
પરિવાર પોષઇ આપણુ નઇ ઊગરતૂં રિહિશિ કષ્ટ.
[પવિ]ત્ર અન્ન તે પ્રાસતુ જુ હુઇ ઘર માંહિ જ્યેષ્ઠ. ૧૧

યથાસમ્પદા જેહ્‌નઇ જેહ્‌વી, તેહ્‌નઇ તેહ્‌વૂં દાન.
રાજાનઇ તાં રાજરીતિઇ, રંકનઇ [રંક–સમાન.] ૧૨

પણિ રત્ન મણિ કનકભૂષણ દેતા અન્ન-અવારિ.
વિમુખ કો વાલિઉ નહીં, પછઇ લિહિઉ આહાર. ૧૩
તોહિ આ શા માટિ થયૂં ? અનઇ વિપત આવી આજ.
તે ગમ્યૂં શ્રીગોવિન્દનઇ, જે દ્વારિકા તણુ રાજ. ૧૪

મઇ પાપ પૂર્વે શા કરયાં ? લૂંટ્યા કણુ-કોઠાર;
અતિથિ કો આવિઉ આગણઇ, તેહ્નઇ નાપિઉ આહાર. ૧૫
દુર્બલની મઇ ભૂખ ન લહી; અન્નકાજિ કરિઉ નાકાર,
યાચકજન મઇ દુહુવિઆ, તેહ્નઇ મુખિ કરિઉ તિરસ્કાર. ૧૬

પાક પૂરણ નીપના, ઙ જ્યમિવા બઇઠું જ્યેષ્ઠ.
અન્નકાજિ ઉવેખિઆ, મઇ પોતઇ પોષ્યૂ પેટ. ૧૭
અન્તર મઇ એહ્નુ કરિઉ, તે આડૂ આવ્યૂ પાપ.
ઋષિ! તહ્નનઇ મૂકી ઙ જ્યમ, હુ ભોગવૂ કિહા આપ?" ૧૮

નિશ્વાસ મૂકી ઊઠિઆ, નઇ ગયા જિહા ગુરુ ધૌમ્ય,
વૃતાન્ત સર્વ માંડી કહ્યૂ, એકાન્તિ બઇસી ભોમિ. ૧૯
"મુહુનઇ રાઇ જાગી આવિઆ, મોટા જે દ્વિજરાજ,
નાકાર મુખિથુ નવિ કહ્ઙ, દેહ પ્રાણ થાઇ ત્યાજ." ૨૦

તવ ધૌમ્ય કહઇ છઇ ધર્મનઇ, "ચિન્તા મ કરસુ ચિત્તિ;
વિપત સઘલી ભાજશિ, કહ્ઙ ઊપગિ દૃષ્ટાન્ત ૨૧
પૂર્વે રાજા એહવા હવા, જવ પડિઆ અનાવૃષ્ટિ,
પ્રજા લાગી પીડાવા, અન્નકાજિ પામ્યા કષ્ટ. ૨૨

સતિ[વન્ત] રાઇ અર્કનૂ આવાહન કીધૂ ખેવ,
અન્નવિપત્તિ મૂકાવી [જે] પ્રભાકર પ્રત્યક્ષ દેવ ૨૩
તે માટઇ તૂ કશ્યપસુતનૂં સ્તવન [કરિ], હો રાઇ!
વિપત્તિ સઘલી ભાજશિ બીજુ નથી ઉપાય. ૨૪
[તેહ] મન્ત્ર આપૂં તુહ્નનઇ, મુહ્નનઇ નારદિ કહિઉ પસાઇ,
તે મઇ રાખિઉ હ્રદઇ માહિ, તેણઇ પ્રસન્ન હેલા થાઇ." ૨૫

અજ્ઞાનથુ તુહ્નઈ આસઉં; તૂં અકલસ્વરૂપ, અનન્ત.
વર્ણવ હૂં કરી કિમ સકૂં ? તૂં સદા કરુણાવન્ત." ૨૪
સાહસિક રાઇ સ્તુતિ કરી, એકાગ્રપણઇ એકિ ધ્યાનિ,
અન્તરિક્ષથુ એક ઊતરયુ મહા પૂરૂષ જાજુલમાન. ૨૫
તેજમઇ ઝાતકાર કરતા બોલ્યા ભાનુ વચન્ન-
"અરે,કુન્તીપુત્રો ! એવડી ચિન્તા કરુ શી મન્નિ ? ૨૬
જે કલ્પના મનની ટર હુ, તે પૂરેશ તહ્નારી હામ.
સતિ દ્રૌપદી નઇ ધર્મિં તાદ્રુઇ, હૂં આવિઉ આણઇ ઠામિ." ૨૭
પછઈ અક્ષયપાત્રજ આપિઉં, એ મન્ત્ર આપિઉ શુદ્ધ,
"આ ભણી ભોજન પ્રીસજ્યે; એ માંહિ હોશિ નવનિધિ. ૨૮
અષ્ટાદશ તા પાક પૂરણ, નાનાવિધ પક્વાન્ન,
ઇચ્છાભોજન આપશિ, ખૂટશિ નહીં અન્ન-પાન. ૨૯
અન્નકાજિ આવી પ્રારથઇ, તેહ્નઈ મ કિહિશુ નાકાર;
અવિ જમ્યા પૂંઠઇ દ્રૌપદી બાર પછઇ કરઇ આહાર. ૩૦
તે પવિત્ર અન્ન તૂં પ્રાગજ્યે. તુહ્નઈ વાહલા છઇ ભગવાન.
સતી શિરોમણિ દ્રૌપદી, હો ન્યુધિષ્ઠિર રાજાન ! ૩૧
સકલ સમરિધિ પામશુ, પૂરેશ હૂં વર્ષ બાર.
કાલિ છત્ર ધરાવશુ, હો કુન્તી તણા કુમાર ! ૩૨
નરધીશ જે નવખણ્ડના આવી નમશિ ચરણિ,
તહ્નારઇ આધીન થાશિ, શેષ સુરપતિ વરુણ. ૩૩
આ અર્જુન તહ્નારુ અનુજ છઇ, તે નારાયણ તણુ અંશ,
નિકુલ-સહદેવ [અશ્વિની]થા, ભીમ વાયુ તણુ અંશ. ૩૪
સાહસિક માહિ શિરોમણિ ધર્મ કેર અવતાર.
વેદી માંહિથી પ્રગટી અજોનિ આ નારિ. ૩૫
તહ્નારા દર્શન થકા રે મૂકાઇઇ સવિ પાપિ;
તમ્યો પવિત્ર કરવા અવતરયા અવની માહિ આપિ. ૩૬

તહ્માર્‍ઇ તું માહિ છઇ રે અક્ષયસ્વરૂપ અનન્ત.
તે માટઇ કશી વાતની ચિન્તા મ કરશું ચિત્તિ." ૩૭
વરદાન આપી રવિ ચાલ્યા નઇ થયા અન્તર્ધાન.
વૈશમ્પાયન બોલિઆ, સુણિ, જનમેજે રાજાન ! ૩૮
૩૮૨

## કડવૂં ૨૫ મૂં—રાગ આશાઉરી

જનમેજે રાઇ ઉચ્ચરઇ, તે જલ નયણેથૂ ઝરઇ.
રાઇ કહઇ, વૈશમ્પાયન ! મુહુનઇ કુહુ રે. ૧
ઢાલ—વૈશમ્પાયન ! મુહુનઇ કુહુ એક સન્દેહ મોટુ આપિ
ધૌમ્ય ઋષિનઇ કિહા થકુ એ કશ્યપસુત તણુ જાપ ? ૨
સદ્ય પ્રભાકર પ્રગટિઉ અનઇ આપિઉ વરદાન
મૂલ મન્ત્રજ કિહા થકુ, કિમ પામ્યા પરમનિધાન ? ૩
વૈશમ્પાયન વલતૂ વદઇ, ઉત્તર આભનુ, રાઇ !
એક સમઇ ઇચ્છા થઇ, સ્વર્ગ માહિ સુરરાઇ ૪
સૂરજનૂ એક સ્તોત્ર કીધૂં નામ શત ઊપરિ અષ્ટ,
અન્તર્ગતિ આરાધતા, સવિતા થયા સન્તુષ્ટ ૫
આવીનઇ ઊભા રહ્યા, આપિઉ વરદાન—
"આ વૈભવ તાહ્‍રુ અચલ રહિજ્યો," ઇમ કહી થયા અન્તર્ધાન. ૬
એહવઇ ઋષિજી આવિઆ, કરિ વીણા, હરિગુણગાન,
આસન આપી અરચિઆ, નઇ સ્તવઇ સુરરાજાન ૭
મહાતેજપુઞ્જ—પ્રકાશ દીઠુ, બોલ્યા નારદ મુનિ—
"તાહરૂં વદન વિકસિત આ રહ્યૂં, આજ ઇન્દ્ર, રાજન !" ૮
"પ્રભુ ! અષ્ટોત્તરશત નામનુ કર્યું, કશ્યપસુત તણુ જાપ
મન્ત્ર દેખાડિઉ ભાવશૂ," તિવારઇ નારદ કહિ, "મુહુનઇ આપિ ૯

ક સફલ થિઉ સુરલોકિ આવિઉ. મુહુનઇ અત્યન્ત થયુ ઉપગાર"
"જોવા આગે જિમ કહ તિમ પ્રહુ, નારદ' સાર." ૧૦
"ધન્ય, ધન્ય એ બુદ્ધિ તાહરી, એ જગન્મુક્ત તણુ જાપ
નિત્ય પ્રતિ એ ધ્યાનિ ધરતા, જાઇ જન્મસઞ્ચિત પાપ ૧૧
પ્રભાતિ ઊઠી પ્રભાકર તણુ, નિત્ય જપતા જાપ,
દુખ-ભૂખ-આવહિ-દારિદ્ર-છેદન, દિનદિન અધિક તેજ પ્રતાપ, ૧૨
હજ્યો તા મધવા તમ્યો, કરુ અખિલનુ ઉપગાર"
એમ કહીનઇં ઉત્પત્યા, "તહ્મનઇ હશિ જેજેકાર' ૧૩
પછઇ ધૌમ્યન૦ ઋષિઇ શીખવ્યા, એહવૂ ભવિષ્ય જાણી આદિ-
એણઇ અવસરિ જ્યુધિષ્ઠિરનઇ કરિઉ મન્ત્ર-પ્રસાદ ૧૪
તે માટઇ રવિઇ પ્રગટ થૈનઇ, આપ્યૂ પાત્ર અખૂટ
ભરમ ભાગુ ભૂપ તણુ, હરિ ઊપરિ થ્યા સન્તુષ્ટ. ૧૫

મણિ-રત્ન-માણેક-હીરા, ભરી મુક્તા-થાલ,
પૂજ્યા અર્ચ્યા પ્રીનથ રવિઆતિ થ્યા ભૂપાલ ૧૬
ધન્ય પિત્ર પાનન માહરા, પ્રાક્રમ જેહના પ્રૌઢ,
ઇતિહાસ-ભારથ-કથા સુણતા, હૂ ટલિઉ મતિ-મઢ ૧૭
વ્યાસે તદાનઇં મોકલ્યા, પડતઇ ગ્રહિવા પાણિ-
બ્રહ્મહત્યા-આદિ અન ટાળિવા, કહુ અષ્ટાદશ પુરાણ ૧૮
ભાગ્ય મોટૂ માહરૂં, ઋષિજી' થયુ તહ્મ સઞ્જોગ
વની પુનરપિ કરી પૂજા ગન્ધ નાના ભોગ ૧૯
સાષ્ટાંગ થૈનઇ ચરણિ નમ્યુ, પ્રશ્ન પૂછઇ રાય,
તિવાર પૂછઇ પિત્ર માહરઇ તિહા શુ કીધુ ઉપાય? ૨૦
વ્યાસશિષ્ય વનતૂ વદઇ, ગ્રહી પુસ્તક પાણિ-
એ પ્રમાણિ આખવટ(?) નીપનૂ, અખેપાત્ર આપિઉ ભણિ ૨૧
તેણઇ પાત્રે દ્રૌપદીઇ, રવિનઇ આપ્યુ આહાર,
શોક ઊગરૂ રહ્યૂ, તે જમ્યા નર નઇ નારિ ૨૨

પછઇ તિહાંથા સાંચરયા; સાથઇ સવિ ઋષિજન;
દિવસિ ત્રીજઇ આવિઆ તે દ્વૈતકામ્યક વનિ. ૨૩

૪૦૫

---

## કડવું ૧૬ મૂં—રાગ ધન્યાશ્રી

કામ્યક વન માંહિ આવિઆ રે, પાણ્ડવ પાંચે ભ્રાત.
ઘણા ઋષિશં પરવરઇ. સુણિ, જનમેજે! વાત. ૧

ઢાલ—વાત, જનમેજે! સુણ તહ્મ પુત્રનાં પ્રાક્રમ.
વન સુર કેરૂં જોઇનઇ રલિઆતિ થયુ રાઇ ધર્મ. ૨
તિહાં વૃક્ષ-વલ્લી અતિ ઘણાં, ફ્લ-ફૂલની બહુ ભાતિ.
સરોવર જલ-હૃદ ભરયા, મધ્યિ કમલની બહુ જાતિ. ૩
ચોયણુ પર્કુજ પુષ્પ-પ્રેમલ; ત્રિવિધ વાઇ સમીર;
બગ, હંસ, સારસ, મોર, ચાતક, ભ્રમર, કોકિલ, કીર. ૪
ચુહુ પાસિ મહ મુનિવર તણા, વેદધ્વનિ સુણી કાનિ,
ધૂમ દેખી હોમ તણુ, રલિઆતિ થયુ રાજાન. ૫
આરામ દીઠા અતિ ભલા. બોલ્યા જ્યુધિષ્ટિર રાઇ—
'જુ ગમઇ મહ્ સાથનઇ, તુ આશ્રમ કીજિઇ આંહિ.' ૬
પછઈ તે વનિ વીસમ્યા. સુણિ, જનમેજે! વાણિ,
પછઈ શું કરતા હવા, સાહસિક સુભટ સુજાણ ? ૭
તે વન માંહિ તાપસ હતા, જે મહા મુનિવર નામિ,
દર્શન અર્થે ધર્મના બહુ આવ્યા તેણઇ ઠામિ. ૮
સાહસિક સાહમુ ચાલિઉ; નમન કીધૂં જૈ ચરણિ;
પૂજ્યા, અર્ચ્યા પ્રીતશં, [દિઇ] કુહુનઇ કુશાસન-ધરણિ. ૯
જે દર્શનના લોભી હતા, તે વલ્યા તેણી વાર;
જે ઉદરના અર્થી હતા, તે રહ્યા તેણઇ ઠારિ. ૧૦

ગોષ્ઠિ, ચર્ચા, હરિકથા કાલ લગઇ મધ્યાહ્ન,
'પછઇ રાણી-દ્રૌપદી-કરિ, પામઇ સવિ અન્ન-પાન. ૧૧

પછઈ અનુભવ તિહાં લગઇ, અસ્તાંકુંત થાઇ સૂર,
કસ્યપસુતિ કરણા કરી, તે દુઃખ ગયા સવિ દૂરિ. ૧૨

પ્રભાતિ ઊઠી આપણા સવિ સાચવઇ કુલ-ધર્મ,
બ્રહ્મ, ક્ષત્રી, તાપસી નઇ જેહૂના જેહૂવા કર્મ. ૧૩

એમ રાજ એ ભોગવઇ, પણિ ઓછા બિહૂ પ્રકાર,
એક છત્રધારી શિર નહીં, અનઇ સદા રહઇ બ્રહ્મચારિ. ૧૪

વિશ્વાસ જેહૂનઇ હરિ તણુ, તેહૂનઇ સદા ઋદ્ધિ સિદ્ધિ સાથિ;
પણિ સત્યનઈ કાટા ઘણા, જિમ બાઉલ-ભર વિખ્યાત. ૧૫

કણ્ટક થયુ કૌરવપતિ, પ્રથમ કરયૂં વિજ્ઞાન;
લાખાગૃહિ સતિવન્ત માટઇ ઊગારયા ભગવાનિ ૧૬

વલી કણ્ટક થયુ કૌરવપતિ, આણી સતી સભા માહિ,
સતિવન્ત માટઇ શ્રીહરિઇ પાગ્રણ પૂરયા ત્યાહિ. ૧૭

કણ્ટક થયુ કૌરવપતિ, વન માહિ કાઢયા દૂરિ,
સતિવન્ત જાણી અરણિ માહિ અક્ષિ પાત્ર આપ્યૂં સૂરિ. ૧૮

તે માટઇ તા વિપત્તિ આવઇ, પુરુષે ધરિવૂં ધીર.
સતિવન્તનઈ તુ સાહિ છઇ રે, સ્વામી શ્યામશરીર. ૧૯

વિપત્તિ-ભઞ્જન ભૂધરુ, કમલાવર શ્રીકૃષ્ણ.
વૈશમ્પાયનનઇ જનમેજે રાઇ પૂછઇ પ્રશ્ન. ૨૦

કુહુજી, પાણ્ડવ વનિ કાઢયા, પછઇ હસ્તિનાપુર મુઝારિ.
[દુષ્ટ] કૌરવે શં કરયૂં, ઋષિ! કુહુ સારોદ્ધાર. ૨૧/૪૨૬

## કડવું ૧૭ મું—રાગ કેદારુ

વનિ બોલ્યા વૈશમ્પાઇ, સાંભલુ, જનમેજે રાઇ!
મહિમા વિષ્ણુભક્ત તણુ સાંભલુ છ. . . ૧

ઢાલ—વિષ્ણુભક્ત તણુ મહિમા મોટુ, પોતાના નિજદાસ,
પાણ્ડવનઇ પ્રતિજ્ઞા માટઇ, જે હરિ ઊપરિ દૃઢ વિશ્વાસ. ૨

વિશ્વાસે સિદ્ધિ સાંભલિ, રાજા! કૌરવપતિ મહા પાપી,
જુ અજગરઅવુહૂર્યાં વનિ કાઢ્યાં તુ વલી ભગવન્તે રિધિ આપી. ૩

ભાગ્યવાન નર જિહાં જાઇ, તિહાં ઉદ્રસ વસ્તુ હોઇ.
એક પાત્રિ આહાર કરઇ છઇ, સહસ્ર આચારજી સોઇ. ૪
એહ કથા તિહાં રહી એટલઇ, હવઇ હસ્તિનાપુરની વાત.
રાઇ ધૃતરાષ્ટ્રે વિદુર તેડાવિઉ, અનુજ આપણુ ભ્રાત. ૫

"અરે વિદુર! એક તુહ્નનઇ પૂછૂં, સત્યારથ જુ બોલિ,
કાનિ સાંભલ્યા તેહવૂં કિહિવૂં, માહરઇ બેહુ સમતોલિ. ૬
પાચ પુત્ર તા દ્યૂત રમાડી, વુલાવિઆ વન મુઝારિ.
માહ્નરા પુત્રની કીરતિ કિહિવી બોલઇ છઇ સવિ બાહ્નરિ?" ૭
"રાઇ! સતિવાદી સવિ કિહિ પાણ્ડવનઇ, અસત કૂંઅર તાં તાહ્નરુ.
લોક વાઇક એહવૂં બોલઇ; વાંક મ કાઢેશ માહ્નરુ." ૮
"ગામ-ગાલિ એ કિમ ઊતરશિ, કહુ, વિદુર! શું કરવૂં?"
જુ પ્રજાનઇ ગમતૂં ચાલઇ, તુ છત્ર ધર્મનઇ ધરવૂં. ૯
વેદ-આજ્ઞા છઇ તા એહવી, જે જ્યેષ્ઠ રાઇ અધિકારિ;
નહીં તેહ્નુ પુત્ર અગ્રણી, તેહ્નઇ શિરિ શ્રીકાર. ૧૦
તે માટઇ લેખાવટ જોતાં પાણ્ડુ તણુ એહ પુત્ર.
પ્રજા પાલઇ પવિત્ર પોતઇ, રાખિ દેશ માહિ સૂત્ર. ૧૧
આપણિ જીવનઇ વનિ જાઇ, તુ કાલિ કિમ ઊગઇ સૂર?
શકુનિ-કર્ણની વાતે લાગઇ, તાહ્નરુ કૂંઅર તાં ભૂર. ૧૨

## કડવું ૧૮ મૂં—રાગ એજ

ધર્મપુત્ર તા બોલિઉ વાણી, "કાકા ! કીહા કરણા આણી ?
વનિ શિ વિશેષિ તમ્યો આહિ આવિઆ રે ? ૧

ઢાલ—શિ વિશેષે આવ્યા, કાકા ? મુહનઇ કહુનઇ ભેદ.
અહ્ય પુત્ર તણુ પક્ષ કરતા, તહ્ય ઊપરિ કુણિ કીધુ ખેદ ? ૨
બોલ–વિશેષ પડઇ આહિ આવ્યા, તે મઇ જાણ્યૂં આપ
અક્ષેપાત્ર-વર તે અમ્યો પામ્યા, તે તહ્યારુ પુણ્ય-પ્રતાપ ૩
તહ્ય આવ્યે આધન થ્યૂં માહ્રઈં, પગ પૂજીનઇ જ્યમશ્યૂં;
મનગમતી સેવા અમ્યો કરશૂ; નિત્ય નિત્ય ઊઠી નમશ્યૂં." ૪
સમરથ મનિ વિસ્મે પામિઉ, નિત્ય દેખી બહુ દાન
"ભાઇ થકી આહિ દીસઇ દીપતૂ, એ મોટુ ભાગ્યવાન. ૫
ભાગ્ય માહ્રા પાણ્ડુ તણૂ, જે પાચે પુત્ર પવિત્ર
વંશ કૃતારથ કીધુ સઘલુ, જેહ્નઈ માધવ સરખા મિત્ર ૬
આતા ! હ વનિ તેણઇ આવિઉ, તહ્યનઇ મિલિવા મન્ન
મન માહિ ઘણુ ગહિઉ પગ્જલી, ધૃતરાષ્ટ્ર રાજન્ન ૭
પાપી પુત્ર પ્રતિ નવિ ચાલઇ, નવિ માનઇ કો એહ્નિ,
આખિ વિના અકજ થૈ બઇઠુ, દુખ દિઇ છિ બહુ દેહનિ ૮
ધૃતરાષ્ટ્રનઇ વારી રાખતુ, કુન્નુ નથી તા દોખ.
કૃત કર્મ તણુ કો નહીં સાથી અહ્ય મનિ નહીં કાઇ શોક" ૯
"અમ્યો, તાત ! તમ્યો દીઠા છુ, પાણ્ડઇ મૂકયા નાહ્ના
ધૃતરાષ્ટ્રનઇ જૈ તમ્યો કિહિન્યો, બોલ બિ ચારેક છાના" ૧૦
વાત કરન્તા રજની વીતી, અનઇ થયૂ પરભાત.
ધૃતરાષ્ટ્ર કહઇ..... આવ્યા, પૂછિવા સહૂ સાથ. ૧૧
"વિદુર નથી તે કારણ કુહનઇ, [અમ્યો] જાઊ પછઇ ઘઇરિ.
હસ્તિનાપુર બાધૂ ઢન્ઢોલ્યૂં, હાવિ શી કરવી પઇરિ ?" ૧૨

" કાલિ વચન મઇ કહિણુ કહ્યાં, તે દુહ્વાણા મન સાથિ.
[સત્યવન્ત તે] માહ્‌રા કુલ માંહિ. મઇ મોટુ કરિઉ અપરાધ. ૧૩

જુ આ વારિ ખોલી નવિ લ્યાવુ તુ, પ્રાણ કરૂં હૂં ત્યાજ."
સઞ્જેનઇ ધૃતરાષ્ટ્ર કહઇ છઇ, " એ દુઃખ માહ્‌રૂં ભાંજિ. ૧૪

કિહિ ગયુ એ પાણ્ડવ પાસઇ, બીજુ નથી કાંઇ કાંમ.
વિદુર કીહે ઘાડિ આરડિઉ ? નવિ રુચ્યઇ અન્ન નઇ પાન." ૧૫

શીઘ્રપણુઇ સઞ્જે મોકલિઆ; પુહુતા તે વનિ ખેવ.
ધર્મરાઇનઇ ચરણે નમિઉ; વિદુર મિલ્યા અશ્વમેવ. ૧૬

વીતક વાત કહી તાં સઘલી, " દુઃખ્યા ધૃતરાષ્ટર થાઇ."
પછઇ પાણ્ડવ–પાસઇ શીખ કરીનઇ, વેગે વિદુર પલાઇ. ૧૭

વલી રથ રાખીનઇ કહઇ રાજા, " કુન્તા માહ્‌રી માઇ,
રખ્યે મન માહિ કાંઇ દોહિલૂં આણુઇ !" વિદુર હરખ્યા મન માંહિ. ૧૮

વેગિ વહી હસ્તિનાપુરિ પુહુતા. ધૃતરાષ્ટરનઇ મિલિઆ.
આભ્યન્તર આલિઙ્ગન દેતાં, રાઇ ઘણૂં ટલવલિઆ. ૧૯

" હૂં અન્ધ અજ્ઞાનજ સરખુ; મુઝ ઊપરિ શી રીસ ?
સુખિ–દુઃખિ મુઝ આધારે જીવૂં," ઘણી કરી પરશંસ. ૨૦

દુર્યોધનનઇ જાણુ થયૂં જે, ' વિદુર કહઇ વિજ્ઞાન;
પાણ્ડવનઇ પાછા તેડાવઇ, ધૃતરાષ્ટર રાજાન.' ૨૧

ગજ–હયવર સેના સજ્જ કીધી, પાણ્ડવનઇ દુઃખ દેવા.
એહ્‌વઇ વેદવ્યાસ પધારયા; કરી ઘણી તિહાં સેવા. ૨૨

" હલ્યા ! પાણ્ડવનૂં શિરિ સાલ હતૂં. રે તેહ્‌નઇ કાઢ્યા વનિ.
વલી કટક તણુ બન્ધ કરી, કિહાં ચાલિઉ, દુર્યોધન ?" ૨૩

કહઇ ધૃતરાષ્ટર, " નથી જાણતુ;" તઉ પૂછાવિઉ પરધાન.
કહઇ છઇ, " પાંણ્ડવનાં, પિતાજી ! તે જે વિદુર વચ્ચઇ વિજ્ઞાન, ૨૪

તે માટઇ તે આહ્નમૂ જેનઇ કિહિ મરૂ કિ હૂ મારૂ"
"ના, ભાઇ! હૂ નથી તેડાવતુ, વેગે કરુ નાકારૂં" ૨૫
૪૭૬

## કડવૂં ૧૯ મૂ—રાગ [ ગોડી ]

બોલઇ વેદવ્યાસ વચન, સાભલઇ ધૃતરાષ્ટ્ર રાજન
"કૂઅર કાજ તુ એહ્વૂ કરઇ, કુલની શાખ ગઈ, રાઇ! સરઇ ૧
પાણ્ડવનઇ કાઢ્યા પરભવી, એ શોભા તુહુનિ મોટી હવી
દ્યૂત રમાડી સર્વસ્વ હરયૂ, તુહિ માનુભાર નવિ બોલ્યા ફરયૂં ૨
દ્રુપદ-સુતાની જાણઇ વાત, શકરરૂપ કહિઇ સાક્ષાત
તેહ્ના ચીર કાઢયા સુવટઇ ભીષ્મ-દ્રોણ છતા ઇમ ઘટઇ? ૩
અતિ અભિમાન કરુ છુ જે આપ, પણિ પાઞ્ચાલીનૂ ન મૂકિ પાપ
અનિત્રખથા પટ પૂરયા હરિ, કૃષ્ણાનિ હરિઇ કરણા કરી ૪
પાચે પતિ બઇઠા એકિ હારિ, ઊચ્યા નવિ કીધા હથિઆર
કાઇએક ભીમ વ્યાકુલ થયુ ધર્મે વાગિઉ તે તવ રહ્યુ ૫
અતિ બલિઉ પણિ એહવી ક્ષમા, અન્તર્ગતિ જેહ્નઇ પતિ-રમા
નવિ જાણશુ એ માનવ-રૂપ દેવાંશી એ અકલ-સ્વરૂપ ૬
સત્યવાદી યુધિષ્ઠિર રાઇ, ધર્મ તણા એ વ્યાહ્નઇ પાઇ
એ અર્જુન સંસારિ મિલ્યા એ માહિ નારાયણની કલા ૭
નરનારાયણ કહીઇ જોડિ, માનવ કિહિતા લાગઇ ખોડિ
ભીમસેન તે મારત કુમાર, ચૌદ લોક જેહ્નઇ આધારિ ૮
સર્વશ્રેષ્ઠ રવિસુત-યુક્ત, સહદેવ-નિકુલ તા તેહ્ના પુત્ર
શૂ કરતા એ દ્રુપદી ઘડી? જયણ કુણ્ડ માહિથી પ્રગ્ગી ૯
એહ્નૂં કારણ છઇ અનન્ત, તે તહ્નનઇ કિહિશિ એકાન્તિ
મોટા જોગી જઈમ જતિ, તપ સાધતા મિનતુ નથી ૧૦

પ્રત્યક્ષ પારખૂં જેન્યો કથી, સારિંધર તેહ્‌નુ સારથિ.
વલી સત્યારથ સાંભલિ વાત, તે માહિ નહીં કુહુનઇ પક્ષપાત. ૧૧
રાજ તણા તા એ છઇ ધણી. તેહ્‌નાં મૂલ તમ્યો કાઢ્યાં ખણી.
પાણ્ડુ તણા સુત વન્યિઆ વનિ. છત્ર ધરાવઇ દુર્યોધન. ૧૨
કવણ ધર્મિં તઇ કીધુ ન્યાય ? પાણ્ડુ ગયુ નઇ તૂં નહીં જાઇ ?
જુ પૂર્વેં તઇ કીધા પાપ, તુ આખે આવિઉ અન્ધાપ. ૧૩
વલી અસત્યનઇ કાં અનુસરુ ? જાણી પુત્ર તણી પખિ કરુ.
રૂડી પઇરિ કુંઅરની ધારિ, અતિ ઘણું મેહ્‌લી અહંકાર. ૧૪
અહંકારિ આગઇ બહુ પડ્યા, નવિ લાભ્યા, કહીંઇ રડવડ્યા.
માહરૂં વાઇક માનિ તૂં વેદ, વંશ કેરુ થાશિ ઉચ્છેદ. ૧૫
જુ મન તણા મૂકુ અનુરાગ, વિહિચી અરધ અપાવુ ભાગ.
આપાપણુ માહિ કર આનન્દ, અન્યોઅન્ય તા મૂકુ ધન્ધ. ૧૬
રાજા, રાજ નઇ પ્રજા સુખી. એ વાતે નહીં થાઉ દુઃખી."
ધૃતરાષ્ટ્ર તઉ બોલ્યા આપ, " વચ્યિ વેગલિ સુહુનઇ સન્તાપ. ૧૭
દ્યૂત રમ્યા તે એહ્‌ જાણુ, સવિ ઓલમ્ભા દિઇ સુહુનિ ઘણા.
જુ, પાણ્ડુ તણા કાઢ્યા વનિ આલ, સવિ દેતૂં આવઇ સુહુનઇ ગાલિ. ૧૮
જુ કહૂં, ' કુંઅર ' મ કરશુ કહ્યુ,' ' તૂં બેશી રિહિ, નવિ લિહિ આઘલુ '
એહ્‌નિ કિહિતા માહ્‌રઇ મર. હાવઇ તહ્મનઇ ગમઇ તે કરુ. " ૧૯
" રાઇ ! અહ્મનઇ ગમતૂં [આજ], પાણ્ડુપુત્રનઇ આપુ રાજિ.
સત્યવાદીનઇ મવિ ભજુ. અસત્યવાદિઉ આત્મજ તિજુ. " ૨૦
" વ્યાસ ' સત્યારથ બોલિઉ ન્યાય. પુત્ર તિજ્યુ મઇ કિહી પરિ જાઇ ?
જેહ્‌નુ તેહ્‌ ! માહ્‌રુ છઇ તન. કિમ તિજૂં ? સુહુનિ કહુ, મુનિજન ! ૨૧
જુ હોઇ એહ પશુ અજ્ઞાન, તેહ્‌નઇ સન્તતિ સર્વ સમાનિ.
તમ્યો સત્યારથ કુહુ તે શિન ? હાવિ માહ્‌રિ મરિવાના દિન. " ૨૨
વ્યાસ કહઇ, " તૂં બોલિઉ સત્ય. તે ઊપરિ બોલૂં દષ્ટાન્ત.
તૂં તુ સત્ય બોલિઉ, રાજાન ! એ સાંભલિ સુરભિનું જ્ઞાન. ૨૩

## ૨. કિર્મીરવધપર્વ—

### કડવું ૨૦ મું—રાગ દેશાખ

વલિઆ વેદવ્યાસ, વાત કહી ખરી,
અન્ધ થયુ નિરાશ, સિદ્ધિ નાવી ખરી. ૧
"ધિક, ધિક માહરૂં રાજિ, કુલ કાણુ નહી.
ક્યેશ ન ભાજિઉ આજ, વાત છેક વહી ગઇ. ૨

ઢાલ–છેક વાત ગઈ સરઇ. શં કરિવૂં આવઇ આજ?
પાણ્ડુસુત વનિ કાઢિઆ, તે રહી અન્તરિ દાઝિ. ૩
એહના ચીર કાઢચા સુવટઇ; છવે રમાડચા દ્યૂત.
વલી નગર તિજાવિઆ, તે પાણ્ડ કેરા પુત્ર, ૪
સતિવન્ત મનિ સાખી રહ્યા; તે ધન્ય પાંચે ભ્રાત.
અસતિ કૂઅર માહરા છઇ, ઇમ થૈ લોક માહિ વાત. ૫
વૃદ્ધપણઇ હૂં વગોઇઉ, તે પુન પાપી પેટિ.
આગઇ વિશેષ હૂ હતુ, તે આગલિ આવ્યૂ નેટ. ૬
શત પુત્ર જિવારઇ પ્રસવ્યા, (તિવારઇ) વ્યાસ બોલિઆ વાણિ,
'દુર્યોધન સુત દાખવુ, આથી હોશિ કુલ તણી હાણિ. ૭
જયકાર વાસ્તુ સર્વનઈ, તુ જન માહિ વિહિતુ મેહલિ.
વિષ તુઝ વિહિશૂ જશિ, વાધશિ [તુઝ] સવિ વેલિ.' ૮
'સાપનઈ જુ મંસાવઇ તુ પુત્ર કિમ મૂકાઇ?
હાનિ–વૃદ્ધિ લખ્યૂ હોશિ પણિ, કામ એ નહીં થાઇ.' ૯
વારયૂં ન કીધૂં વ્યાસનૂ, તે કિહાથૂં પામું સુખ?
ગત જણ્યા બુદ્ધિ શ થયૂં? પાચ કુન્તા દુખ. ૧૦
તે પાચે શત પાઠલિ પડચા, જેહનુ જશ ત્રૈલોકિ.
પાણ્ડુ મૂઉ તે પોપાણું, જીવતુ હૂં [રહ્યુ] ફોક. ૧૧

હાવિ થ યશિ, ભાઇ !" એહવઇ આવ્યા મૈત્રેય મુનિ.
ધૃતરાષ્ટર બઇઠું થયુ, આપ્યૂ શુભ આસન. ૧૨
વિવિધ પિરિ પૂજા કરી, ગન્ધ નાના લેપ,
" કુન બધ કૃતાર્થ કર્યૂ, આહા લગિ કીધી ખેપ ૧૩
કુહુજી કિહાથા આવિઆ? કાઇ દીજિઇ અમ કાજ"
વચન એહવા સાભલી નઇ, બોલિઆ દ્વિજરાજ- ૧૪
" મઇ તીરથ અવગાહન કરયા, આવ્યુ દ્વૈતકામ્યક વનિ
એ વાત તૂ સાભલિ, મિલ્યા મહિપાન નઇ મુનિ ૧૫
મઇ પાણ્ડુસુત આવ્યા સુણી, થયુ તે વનિ શોભ
ન્યુધિષ્ઠિરનઇ જે મિત્ર, દર્શન તણુ મુઝ લોભ ૧૬
અનેક ઋષિ તિહા આહાર પામઇ પાત્ર આપ્યૂ ભાણિ
નિતિ કામ એહૂન એટનૂ, સુણિ વેદશાસ્ત્ર-પુરાણ ૧૭
સાથઇ છઇ જે સુન્દરી સતી [ દ્રૌપદી અર્ધાંગી ],
સૂના બઇસતા હીંડતા સદા હરિશ રંગી ૧૮
સાહસિક માહિ શિરોમણિ, અવગુણ એક ન દીઠ,
તે ધગ એહની મારીઇ, તુ કવણ બઇઠુ મીટિ ? ૧૯
તે વન માહિ ત્રાસ હતુ દૈત્ય નામિ કિર્મીર,
પશુ, પંખી, માનવી, તેહના ટાળ્યા સમૂના શરીર ૨૦
જોગી જંગમ તાપસ ખાવિ ખપા યા સર્વ
આમિષ-આહારી પાપિઆ, મનિ ધરી અતિ ગતિ-ગર્વ ૨૧
પ્રાક્રમ ગે પુહુચઇ નહી, અતિ પ્રબલ તેહનઇ કાયિ,
ટૂક પર્વત ફાટીઇ, ભાજી ગયા ભડવાઇ ૨૨
નિશા માહિ પુહુચ્યા હતા, પાણ્ડવ પાચે ભ્રાત
આઘૂર્ણ કરતુ આવિઉ તે ભીમે જાણી વાત ૨૩
સંગ્રામ તિહા સબલુ થયુ, પમાડ્યુ દુષ્ટ પતન
આનન્દ વરતિઉ અરણ્યમા, સવિ મુક્ત થયા મુનિજન ૨૪

પછઇ તેહ આપ-આપણાં નિરખિ કરઇ નિતિકર્મ.
અઞ્જલિ ભરી અભિષેકિ, દિનદિન દીપઇ ધર્મ. ૨૫

તે માટઇં હૂં આવિઉ, તુહુનઇં કિહિવા આજ
ભત્રીજા વનમાં ભમઇ, એહ્વી તે તુહુનઇં લાજ. ૨૬
રાજકૂંઅર સકોમલા, ઘણૂંઇ સુખ પામઇ વનિ.
આગલિ અનરથ દેખીઇ, તૂં વારિ તાહરુ તન. ૨૭
અપરાધ વિણુ અબલા નડી, સવિ હરી કાઢ્યાં વનિ.
તે.....તે બોલ્યા નહીં, પાલિવા સત્ય વચન. ૨૮
કૂંઅર એ કુન્તા તણા જિવારઇં દ્રોણ-ભીષ્મ પૂછિ,
ભીમ-અર્જુન આગમઇ, તે કવણ મરડઇ મૂછિ? ૨૯
ઓસરી અલગા રહ્યા, તે તાહરી લજ્જા સમ્ભાલિ.
કૂંઅરનઇં કો નવિ કહઇ, પણિ વૃદ્ધનઇ શિરિ ગાલિ. ૩૦
શા માટઇ નથી આપતા, તમ્હો એહ્નઇ ભાગ?
અમત્ય બોલઇ તેહ્નઇ, સવિ મિલી કીજિઇ ત્યાગ." ૩૧
[ મૈત્રેય ]નઇ મહિપાલ કહઇ, "ઋષિ! સત્ય કુહુ છુ બોલ.
અન્ધલુ હૂં અકજ થઇનઇ નાખિઉ નિટોલ. ૩૨
મુહુનઇ કો નથી માનતૂં, તમ્હો સત્ય માનજ્યો વાત.
આપાપણઇ રંગેં રમઇ, તિહા કવણ કુહુ તણુ તાત?" ૩૩
મૈત્રેય કહઇ છઇ, "ખરૂં કિહિતાં, રાય! ચઢશિ રીસ.
પાણ્ડવે પુત્ર ઇમ પરભવ્યા હુંતા, તુ તૂં હાથે દિઇ શીસ. ૩૪
પણિ ભત્રીજા-સુત-અન્તર કરુ, દૈવે લખ્યૂં જે જિમ્મ,
જીભે જુગતૂં બોલીઇ, પણિ અન્તરિ તિમનૂં તિમ્મ. ૩૫
જુ પાણ્ડવ પૂંઠે વનિ નીકલ્યુ હત, તુ હૂં જાણત તાહરૂં હેત,
અર્જુન માંહિ ડાગ વાજશિ, એ વાતનુ સંકેત. ૩૬
આ પાણ્ડુ હુઇ જુ જીવતુ, તુ તઠઃ લગિ કિહાંથૂં રાજિ?
દુઃખે એહવા કેસરી ત્રૈલોક આણઇ વાજ. ૩૭

પણિ પિતા–તોલિ પિતૃવ્ય નાવઇ શોદ કહઇ છઇ, રાઇ ?
જાણી અમત્યનુ આસરુ, નહી નાખ્યા ગિરિ કુપ માહિ   ૩૮
તેડિ તાદગ પુત્રનઉ, હૃ કહૂ રૂડી પરિ
એ અમ્યો... ગ્યૂ શ કરઇ, ગન્ધ તુ એદનઇ ધરિ"   ૩૯
દુર્યોધન તેડાવિઉ, નઉ પિતા કહઇ છઇ વાણિ–
"પુત્ર' મૈત્રેય જે કહઇ તે કરુ, આગનિ કલ્યાણુ"   ૪૦
પરગિ પરિ પ્રતિબોધિઉ મૈત્રેયજીઇ કહી વાત
રાઇ–રદઇ રચઇ નહી, હાથ ખગ્ગનઇ નખ સાથિ   ૪૧
નીચૂ જે ધાતી ગહિઉ, ઊચૂ ન કરઇ શીસ
ઓરે ઓરે ઊથડિઉ, તે ચગી ઋપિનઇ રીસ   ૪૨
જળ લેઇ અઞ્જલિ ધરણિ મૂકી, ઋષિ થયા કોપાક્રાન્ત,
"વચન એ માનઇ ખરૂં, કટિ–ભાગિ તાહરૂ મૃત્યુ   ૪૩
ભીમની ગદા વાજશિ, મતીઇ કહી છઇ વાણિ
દ્રૌપદીનૂ વચન મિથ્યા, કિમ હોઇ નિરવાણુ ?'   ૪૪
ધૃતરાષ્ટ્ર ઘણૂ એક રલવનઇ, ચરણે ધરી રહુ શીસ
"પારણુ ઊપરિ વજ્ર શ, માતુભાવનઇ શી રીસ ?"   ૪૫
મૈત્રેય કહઇ છઇ, "શાપ મારુ, પાછુ કિમઇ નવિ થાઇ
રાખી સભામા દ્રૌપદી, તિવારઇ ઘટચા બન નઈ આયુ"   ૪૬
એમ કહીનઇ ઉત્પત્યા, પામિઆ અન્તર્ધાન
વલી વૈશમ્પાય પૃછિઆ, તે જનમેજે રાજાન   ૪૭
તિવાર પૂઠે શ થયૂ ? કુરુ કામ્યક વનની વાત
પછઇ શ કરતા હવા, માહરા પિત્ર પાચે ભ્રાત ?   ૪૮
એક સન્દેહ મુહુનઇ ઊપનુ, તે ભાજિઇ, ઋષિ ધીર !
ધૃતરાષ્ટ્રનઇ કહઇ મૈત્રેય, 'ભીમિ દૈત્ય મારિઉ કિર્મીર'   ૪૯
તે નિશા માહિ કિમ નીપનૂ ? કિમ થયૂ ભડનઇ જાણુ ?
ભીમે તે તા કિમ હણિઉ, જેહનુ પોઢુ છઇ પ્રાણુ ?   ૫૦

સ્વામી ! મુહુનઇ સમ્ભલાવુ, તે જૂધ તણુ વિસ્તાર.
તિવારઇ વૈશમ્પાય વલતૂં વદઇ, સાંભલીઇ, રાજકુમાર ! ૫૧/૫૬૨

———o———

### કડવૂં ૨૨ મૂં—રાગ સામેરી

ભીમ મેહ્લિઉ ભાલવા. પોઢિઆ ચ્યારે વીર.
તે વન તણુ અધિપતિ છે, બકભ્રાત જ્યેષ્ઠ કિર્મીર. ૧
આઘૂર્ણ્ કરતુ આવિઉ જિહાં પાણ્ડુ તણા કુમાર;
ગાઢે કીધી ગર્જના; જાણ્યૂં, યાશિ પ્રલેકાલ. ૨

જન્તુ જે વન માંહિ સૂતાં, તેના થયા પ્રાણુજ–પાત.
મૃગ, મીન, ખગ મહા ખલભલ્યા; અવરિ નાના જાતિ. ૩
તિવારઇ ઊધડકીનઇ ઊઠિઆ, પાણ્ડવ પાંચે ભ્રાત.
અકસ્માતજ શૂં થયૂં ? હથિઆર કીધાં હાથિ. ૪

બિહિબાકલા બહિહા થયા. ગ્રહી ચ્યારે મોરિ.
દૃષ્ટિ કો દીસઇ નહીં, નઇ શબ્દ ઊઠઇ ઘોર. ૫
એહવઇ આગલિ આવિઉ, પર્વત જેહવુ ઓઠ.
મુખ તેહનૂં જોઇ કરી, સહૂ થૈ રહ્યૂ દિગ્મૂઢ. ૬

નેત્ર એહવા પરજલઇ, જાણઇ વહ્નિનૂં સ્વસ્થાન.
નગ–ગહ્વર સરખૂં, હસ્તનૂં બલમાન. ૭
ચરણિ અવની થરહરઇ; પર્વત ફાટઇ ફૂંકિ.
રૂપ તેહનૂં જોઇ કરી, દ્રૌપદી થૈ દિગ્મૂઢ. ૮

કૃષ્ણા થરથર કમ્પતી; " તૂં ભજુ, શ્રીભગવન્ત !
ગૃહે રાજસુખ મેહ્લી રહ્યા, તુહી દુઃખનુ નાવિઉ અન્ત." ૯
વીર ચ્યારે વિચારઇ, " લિઉ, કીજિઇ ઉપપાત."
જ્યુધિષ્ઠિર કહઇ, " સાંસતા; કાંઇ પૂછીઇ વાત." ૧૦

સહસા કાંઇ નવિ કીજિઇ. એહનુ લીજિઇ સુખ-રાગ."
સાહસિક રાજા આવિઉ, બોલિઉ જોઇ લાગ; ૧૧
"આ વન તણુ જે દેવતા, તેહનઇ કરૂં નમસ્કાર.
સન્તુષ્ટ મઇ કીધા નથી, તે દેખાડઇ બેકાર. ૧૨

દેવ, દાનવ અનઇ માનવ, જક્ષ, કિન્નર, વર્ણ
જે કો હોઇ તે બોલજ્યો રે; અમ્હો છૂં તે શરણિ." ૧૩
તિવારઇ રાક્ષસ બોલિઉ, વચન સુણી તેણી વાર:
"અરે દુષ્ટ! કીહા થકા તમ્હો, માહરા વન મુઝારિ? ૧૪

તમ્હો શું નવિ સાભળ્યૂં, કિમીર માહરૂ નામ?
કામ્યક વન માહિ હૂં રહૂં છૂં, નિરન્તર મુઝ ઠામ. ૧૫
આમિષ-આહારિ હૂં રહૂં, માનવી માહરુ ભક્ષ.
મુઝનઇ જે આવી મિલઇ, તેહનઇ, કરૂં હૂં ભક્ષ ૧૬

આ મોટા મુનિવર તુ રહ્યા જે વન માહરા માહિ,
સ્નાન-સન્ધ્યા શુચિપણઇ, શુભ વાન્છા મુઝ કાયિ. ૧૭
દીસુ છુ પાચઇ પ્રાક્રમી. સુન્દરી દીસઇ સાથિ
આયુધ અંગે ધર્યા છઇ. કહુ તહ્મારી જાતિ" ૧૮

"હસ્તિનાપુર તણુ રાજિઉ હૂં જુધિષ્ઠિર ભૂપાલ,
નિકુલ, સહદેવ, અનઇ અર્જુન, ભીમ ભડ વિકરાલ. ૧૯
આ અહ્મારી ભાર્યા તે, આની છઇ અહ્મ સાથિ.
દ્યૂત રમાડી હરાવિઆ રે, દુર્યોધન લઘુ ભ્રાતિ ૨૦

પ્રતિજ્ઞા એહવી કરી, વન ભોગવઇ વર્ષ બાર
તે માટઇ અમ્હો આવિઆ રે, તહ્મારા વન મુઝારિ." ૨૧
તિવારઇ રાક્ષસ બોલિઉ, "ભાઇ! સાભલુ સૂધૂ સાચ.
પિહિલૂ તહ્મનઇ મૂકતુ, પણિ હાવિ વણસી વાત ૨૨
આગઇ એકચક્ર નગરી માહિ, હણિઉ માહરુ બક ભ્રાત.
ઘણા દિવસ થયા ખુલતા, પણિ હાવિ જડિઆ હાથિ. ૨૩

હિડિમ્બ માહરુ મારિઉ, હિડિમ્બા રાખી ધઇરિ.
ભીમ મુહુનઇ ભાલવુ, પ્રાક્રમની જોઇઇ પઇરિ. ૨૪
રાધર શોણિત તણાઇં, તે તરિઉ માહરુ વીર.
આમિષે પખ્ખજ ઊઝવૂં તુ સુખ વલઇ શરીરિ." . ૨૫
રાક્ષસ બોલિઉ આકલુ, તિવારઇ ધર્મ ટાઢા હિમ્મ.
મરડી તિવારઇ ઊઠિઉ રે, ગદાધર ભડ ભીમ. ૨૬
વીર રાખ્યા વેગલા તે કરી નેત્રશં કાર,
" કાલાવાલા શા કરુ છુ ? માહરઇ એ છઇ ચારિ." ૨૭
૫૮૯

---

## કડવૂં ૨૨ મૂં—રાગ એજ

(અરિલ્લ છન્દ)

જિવારઇ હાકી ઊઠિઉ વીર, તિવારઇં કમ્પિઉ મનિ કિર્મીર.
જે બોલતુ હતુ બલ માહિ, તે પાછુ આવ્યુ વલ માહિ. ૧
ભડ ભીમ ક્રોધિ ભરાણુ, વૃક્ષ સોધઇ છઇ સપરાણુ.
જેહવૂં બાથ માહિ છિન્યૂં સ્થૂલ, ઊપાડ્યૂં મૂલ સમૂલ. ૨
લેઇ મેહલ્યૂં દાનવ-શીસિ; શિરિ લાગ્યૂં નઇં પાડી ચીસ.
ધરણિ દલિઉ તેણઇ ઠારિ. વલી મારિઉ બીજી વાર. ૩
વલી મરડી ઊઠિઉ હેલા. જઈ ભીમશં કીધાં ભેલાં.
મેહલી ગદા મનિ ત્રાસ્યુ; મારી બેવડિ વાલિઉ વાસુ. ૪
વલી આયુધ નાખ્યાં અલગાં; કમલ તણી પઇરિ વલગા.
સુણિ, જનમેજે ! તૂં વાત, પછિ બિહૂ જણ આવ્યા બાથિં. ૫
ગડદા પાટૂ મેહલી; રાધર તણી વહી રેલિ.
બાન્ધવ ચ્યારિ એહ વિચારઇ, ' રખે ભીમનઇ એહ મારઇ !' ૬
ધર્મ ધરઇ મનિ ધ્યાન, ' સ્વામી ! પ્રભુ શ્રીભગવાન !
ઘણઇ ઠામિ ઊગારયા. આંહિ શિ સેવક વીસારયા ? ૭

એમ ન જોઇઇ તહ્મનઇ. હવઇ આશ ઘણી જઇ અહ્મનઇ.'
ભડતાં કોઇ નવિ ભાંજઇ; સિંહ તણી પઇરિ ગાજઇ. ૮
ગતિ ભાગી દાનવ કેરી, તે ભીમે લીધા ઘેરી.
મરડી નાખિઉ તઉ ધરણિ. તેહ ઊપરિ મારિઉ ચરણ. ૯
પાગ સાહી પછાડિઉ; જીવ કાયાથુ કાઢિઉ.
તેહ નાખિઉ એકે પાસિ. પછઇ પાંચે વીર વિમાસિ. ૧૦
નિશા તણુ......સંગ્રામ. પછઇ રજની રહી એક યામ.
એ વન્ન કરયૂં નિર્દોષ. પછઇં સવિના ભાગા શોક. ૧૧
પછઇ બઇઠા પાંચે ભ્રાત. બોલિઉ જ્યુધિષ્ઠિર વાત,
"ભાઇ! બાર વરસ વન લિહિવાં, હજઇ કષ્ટ સહીશિ કિહિવાં? ૧૨
યક્ષ-રાક્ષસ વનિ ઘોર; તે નિશા તણા તાં ચોર.
તે નિતિ નિતિ એહવું કરશિ. કુહુ, કૃષ્ણા કિમ ઊગરશિ?" ૧૩
ભીમ કહઇ, "સુણુ, રાઇ! તમ્યો નચિન્ત રહુ વન માંહિ.
મુઝ છતાં જણ પાંચ, તહ્મનઇં નહીં આવઇ આંચિ." ૧૪
સુણિ, જનમેજે વાત,
પછઇ પ્રગટ હવૂં પ્રભાત. ૧૫

૬૦૪

---

## કડવૂં ૨૩ મૂં—રાગ એજ

ભીમે મારિઉ તે બક ભ્રાત જી.
રજની વીતી થયૂં પ્રભાત જી. ૧
સ્થાનક છાંડયૂં તે તાં ધર્મિ જી.
પાણ્ડવ પાંચે કરવા નિતિકર્મ જી. ૨
ઢાલ–નિતિકર્મ કરીનઇ આવિઆ, આપણ આશ્રમ યાંહિ.
મોટા મુનિવર આવી મિલ્યા, પાણ્ડવ પાસઇ ત્યાહિ. ૩
તિહાં આસન આપ્યા દર્શનાં; સન્તોષ્યા ઋષિજન્ન.
સન્તોષાણા ઋષીશ્વર પછઇ વદઇ એમ વચન્ન; ૪

" ભલઈ આ વનિ આવિઆ, તમ્યો, જ્યુધિષ્ઠિર રાજ !
એ દૈત્ય દમતા વારિઆ. સર્વુટ ભાગાં આજ. ૫
નિરન્તર નિતિકર્મ કરતાં, પામતા અમ્યો ત્રાસ.
કલ્યાણ તહ્મનઈ વાઞ્છચઉં, આણી મનિ ઉલ્લાસ." ૬

પાણ્ડવ પાસઇ ઋષિ મિલ્યા; નવિ જાણું તેહનુ પાર.
× × × × × × × ૭
જ્યજ્ઞ, જ્યાજન, અધ્યયન, અધ્યાપન, દાન, વ્રત ગ્રહઇ ધર્મ.
નિતિકર્મ તુ ચૂકઇ નહીં, જે વિપ્રનાં પટ્કર્મ. ૮

કાલ એણી પિરિ નીગમઇ; શાન્તિ પામઇ સુરૂપ.
સુણિ, જનમેજે! વન માંહિ, થૈ રહ્યુ બ્રહ્મલોક. ૯
હાવઇ એહ કથા એટલિ રહી. સાંભલુ, હે રાજન !
પછઈ દ્રુપદનઇ ઘરિ મોકલ્યા, તે દ્રૌપદીના તન. ૧૦

કુંઅર લઘુ બિહૂ નાહ્નડા, પાંચે સુન્દર બાલ.
વિપત્તિ પડઇ કિહા રાખિઇ ? તેણઈ મોકલ્યા મુહુસાલિ. ૧૧
વાત પિહિલી વિસ્તરી, પાણ્ડવ રમિઆ દ્યૂત.
હૂતૂં તે હારી કરી તે બઇઠા થૈ અવધૂત. ૧૨

અનુચરે આવી કહ્યુ, " સાંભલુ, દ્રુપદરાઇ !
કિહિતાં જીભ નવિ ઊપડઇ; પણિ થયુ છઇ અન્યાય. ૧૩
સુતા તાં સ્ત્રી-ધર્મિ હૂતી, તહ્મારી, રાજન !
કેશ ગ્રહીનઈ સભા-મધિ, લ્યાવિઉ દુઃશાસન. ૧૪
પિતામહ, ગુરુદેવ બઇઠા, શકુનિ સૌબલ, કર્ણ;
દુર્યોધન ભૂંડઇ પાપીઇ, તિહાં તણાવ્યાં પાગરણ. ૧૫

અન્નિખથાં પટ પૂરિઆં, સ્વામી શ્રીમહારાજિ.
ધર્મના ધીરજ્ય થકી, રહી ઉભે પક્ષની લાજ." ૧૬
દૃષ્ટદ્યુમ્ન તિવારઈ બોલિઉ, ધ્રશીનઈ બિહૂ હાથ,
" ક્ષત્રીના નોહિ દીકિરા, પાણ્ડવ પાંચે ભ્રાત. ૧૭

સભા માંહિ સ્ત્રી વગોઇ. કિમ રહ્યાં મુખ ઊપરિ નાક ?
એ જીવ-પાપે ઇમ જાણીઇ જે ગઈ વાર સાખિ. ૧૮
ઊપરિ અજિન પિહિરાવિઆં; હથિઆર-વુહુણા વીર,
દ્રૌપદીઇં વનિ ચાલિઆ, ભરી દુઃખ-ગમ્ભીરિ." ૧૯
દ્રુપદરાઇ અશ્રુપાત આણઇ, જોઇ દ્રુપદીના નન્દ.
અન્તઃપુરમાં જિવારઇ સાંભલ્યું, અમ્બા કરઇ આક્રન્દ. ૨૦
દૃષ્ટદ્યુમ્ન તેડાવિઉ, "પુત્ર! ધિક પડુ એ રાજિ.
હાવિ દ્રૌપદીની વિવસ્તા, તમ્યો જોઇ આવુ આજ. ૨૧
પદ્મ-પાય સકોમલી, નવિ પેખિઆં રવિકિરણ,
તે ક્ષુધા, નિદ્રા, તૃષા, બાઇ, કિમ વેહરિ તે અરણિ ?" ૨૨
પછઇ રથ તાં જોતરી, દૃષ્ટદ્યુમન તિહાં જાઇ.
વેગે-વછેદે આવિઆ, કામ્યક તે વન માંહિ. ૨૩
ભગિનીનઇ ભેટિઆ તે મનિ ધરીનઇ પ્રેમ.
ભિહિનનઇ વિનિ ચરણિ લાગુ; પૂછ્યાં કુશલ-ખેમ. ૨૪
એટલઇ ત્રૈલોકિ-પતિ તાં આવિઆ ગોવિન્દ.
દર્શન દેખી દયાલજીનું, ભડ પામિઆ આનન્દ. ૨૫
કુશ તણું આસન આપિઉં, નઇ પુજિઆ પરિચહ.
પ્રદક્ષિણા તાં દેઇ કરી, સ્તવતા હવા રાઇ ધર્મ. ૨૬

૬૩૦

## કડવું ૨૪ મું-રાગ એજ

પઇરિ પઇરિ પૂછઇ પરિચહજી,
"કાંઇ એક કુહુનઇ, રાઇ ધર્મજી ! ૧
એવડી શી દુહવણિ ?" કહઇ જુગદીશજી.
"તમ્યો પ્રબલ, ન ઓલુ છુ. કાંઇ રીસજી ? ૨
હાલ-રીસ એવડી શા ભણઇ ? તમ્યો કુરૂ, ધર્મરાજન !"
વચન એહવાં સાંભલીનઇ બોલિઉ અર્જુન. ૩

નેત્રથાં જલપૂર ચાલઇ, વદનિ કહઇ ઇમ વાત,
"ધર લગઇ અમ્યો તહ્મારા; પણિ હાવિ મૂક્યા હાથિ. ૪
આમ અહ્મનઇં પરભવ્યા. શ્યું ન જાણુ તમ્યો, નાથ?
દ્રૌપદીનાં ચીર કાઢ્યાં. નવ ખણ્ડિ પુહુતી વાત. ૫

દ્વારાવતી શ્યું વેગલી, તહ્મનઇં અજાણ્યૂં આજ,
જે પઇરિ પઇરિ ચાલવીનઇ પૂછુ છુ, મહારાજ? ૬
ક્ષત્રીના અમ્યો દીકિરા, અનઇ કરિ ધરયાં હથિઆર;
સભા માહિ સ્ત્રી વગોઇ; બલુ અહ્માંરુ અવતાર. ૭

હથિઆર સર્વ મેહ્લાવિઆં; ક્ષત્રીનુ ખોયુ ધર્મ;
પિહિરાવ્યાં મૃગ–ચાબડા; તહ્મનઇ ગમઇ છઇ ઇમ્મ. ૮
ઊપરિ વનિ વુલાવિઆ; મેહ્લાવિઉ સવિ દેશ.
વિવસ્તા જુઉ અહ્મારી; આજ થૈ રહ્યા જોગેશ. ૯

આ નિકુલ, સહદેવ અનઇ અર્જુન–ભીમનુ નહીં વાંક.
એક જ્યુધિષ્ઠિરના વચન માટઇં થૈ રહ્યા છૂં રાંક. ૧૦
નહીંતુ શકુનિ શ્યું બોલઇ સભા માહિ? કિમ કરઇ અપના દાઇ?
ઇન્દ્રપ્રસ્થથી રિદ્ધિ અહ્મારી, કૌરવ–ઘરિ કિમ જાઇ? ૧૧

કેશ ગ્રહી કિમ સભા માહિ, લ્યાવઇ દુઃશાસન?
દુર્જ્યોધન કિમ વિકારઇ, ગૃહમધિ કહઇ......ઉરણુ? ૧૨
અમ્યો એક માના દીકિરાં, બઇઠા તા પાચે ભ્રાત;
તત્કાલિ મરડી ઊહતા; પછઇં થાનાર હત તે થાત. ૧૩
પણિ જાણૂં છૂં, જદુનાથજી! તહ્મનઇં ચઢી છઇ રીસ.
જિવારઇ અહ્મનઇ કષ્ટ પડતૂં, તિવારઇ પ્રગટતા જુગદીશ. ૧૪

લાજ તહ્મનઇં લાગશિ, કાંઇ અહ્માકું નહીં જાઇ.
ધર લગઇ પાણ્ડવ કૃષ્ણના, લૌકિક ઇમ કિહિવાઇ." ૧૫
૬૪૫,

---

## કડવું ૨૫ મું–રાગ એજ

વૈશમ્પાયન કહઇ, રાજન જી!
એણી પિરિ કહી રહ્યુ અર્જુન જી. ૧
વલતી બોલી તે દ્રૌપદી–જાત જી;
નયણે ચાલઇ તે અશ્રુપાત જી. ૨

ઢાલ—અશ્રુપાત ચાલઇ અતિ ઘણા. કહઇ, "સુણ, વૈકુંઠનાથ!
દાગવતીઇ તમ્યો ચાવન્યો, અહનઇ હણીનઇ હાથિ. ૩
પણિ ગત્રુ–કરિ નવિ સોપીઇ, વર–હાથે વધીઇ શીસ.
કૌરવે મુહુનઇ પરભવી તમ્યો આભલુ, જગદીશ! ૪
રજસ્વલા તિહા હૂ હતી, અન્તેઉરિ એકાન્તિ.
દુઃશાસન તિહા પાપિઉ, આવિઉ કાલ કૃતાન્ત. ૫
કેશપાશે હૂ ગ્રહી, નઇ ………… …………,
આણી લ્યાવિઉ ચુવટઇ, જોવા મિલ્યા સવિ લોક. ૬
સભા માહિ આણી ઊભી કરી, તિવારઇ ધૈ મનિ ધીર.
જાણ્યૂ, ભીષ્મ–દ્રોણ વાગશિ નઇ વલી બીજા વીર; ૭
પણિ નવિ જોતા, મુખ થકી નવિ બોલ્યા લગાર.
વદન ઊચૂ નવિ કરયૂ, તે કુન્તાનઇ કુમારિ. ૮
આગરણ કાઢયા પાપીઇ, વારી ન સકિઉ કાઇ.
શકુનિ સૌમલ, કર્ણ, બીજા, બઇઠા થૈનઇ જોઇ. ૯
સભા માહિ સહૂ સુભટ બઇઠા માહૂરી કવણિ ન કીધી વાહરિ.
અન્તિમથા પટ આપિઆ મુહુનઇ તમ્યો, દેવ મુરારિ! ૧૦
કઠણ વચન કર્ણે કહ્યૂ, સભા માહિ ઉપહાસિ
'કહૂ, તૂં……………યા દુર્યોધનની દાસિ.' ૧૧
તિહારઇ વિદુર ઘણૂ઼ઇ પરજલ્યુ. આભલઇ મન માહિ;
પણિ તેહનૂં કાઇ ચાલઇ નહીં, મિહિમત્ત બેલિઆ ત્યાહિ." ૧૨

પછઇ કરે કરીનઇ કૃષ્ણજી લુહઇ છઇ અશ્રુપાત.
[ ઇશિ કહઇ ], "દ્રૌપદી! સાંભલિ, એક કહૂં સાચી વાત." ૧૭ / ૬૫૮

---

## કડવું ૨૬ મું–રાગ એજ

એણી પિરિ કહઇ છઇ વૈકુણ્ઠનાથજી.
" તૂં રોતી રહિ, રે માહરી માતજી! ૧
× × × × × ×
થોડઇ દાહ્ડિ આવિઉ તેહનુ અન્તજી. ૨

ઢાલ–અન્ત કૌરવ–કુલ તણુ આવિઉ, બાઇ! તૂં માનિ.
હસ્તિનાપુરની સીમ માંહિ, કૌરવનાં કરવૂં સ્નાન. ૩
રણ્ડા સુ તણી રડવડઇ, નઇ વપન શિરના કેશ.
જુ તૂં, રાણી દ્રૌપદી! કરિ નગર માંહિ પ્રવેશ. ૪

બ્રાત સુ કૌરવ તણા, તુ તૂં, રાણી! માનિ,
કબન્ધ ઊપરિ કાગડા, શીસ તાણઇ શ્વાન.
પાસઇં જે બઇઠા હતા, તેહનાં ઘટયાં બલ–આયુ.
અર્જુન ઊઘાડૂ નયણિ નિરખ્યૂં, તુ તેહ પ્રાજે થાઇ. ૬

ભીષ્મ, દ્રોણ, નઇ અશ્વત્થામા, ધનુષ–ધારી કર્ણ,
દેવતા હેઠા ઊતરઇ, તુહી ન પામઇ મરણ. ૭
ભીષ્મ ઇચ્છાઇં મરઇ, દ્રોણ પ્રાજે નવિ થાઇ.
કર્ણ કવણિ નવિ મરઇ, જુ કરઇ કોટિ ઉપાય. ૮

બલ–આયુ તુ વિહારઇ ઘટયૂં, જિહારઇ ઊડયા દીઠા કેશ.
તે માટઇ તૂં માનજ્યે, જે થયુ એહનુ નાશ. ૯
માહરઇ એહની પ્રતિજ્ઞા, જે ન બોલૂં અસત્ય.
એટલાં વાનાં નીપજશે, તુ વચન માનજ્યે સત્ય. ૧૦

અન્ધ તણુ નિર્વંશ જાશિ, માનજ્યે, બાઇ! નેટ.
ધૃતરાષ્ટ્ર નઇ ગાન્ધારી, તુઝ પાસઇ ભરશિ પેટ. ૧૧
સુણિ, રે રાણી દ્રૌપદી!" એમ કહઇ શ્રીમહારાજ.
"આસમુદ્રાન્ત પૃથ્વીતલે, પાણ્ડવ કરશિ રાજિ. ૧૨
મિથ્યા તુ બોલું નહીં. માનજ્યે બાઇ! તૂં"
દૃષ્ટદ્યુમન તવ બોલિઉ, "દ્રોણનિ મારેશ હૂં. ૧૩
વલી કારણ સાંભલુ જે અહ્મારુ છઇ ભ્રાત,
ભીષ્મ કેરૂં મૃત્યુ છઇ રે, શિખણ્ડીનઇ હાથિ." ૧૪
૬૭૨

---

## કડવું ૨૭ મું–રાગ એજ

વલી વલી પૂછઇ છઇ ભૂપાલ જી,
કારણ કહીઇ, ઋષિ કિરપાલ જી! ૧
પોહુ પિતામહ ભડ જન્ન જી,
નામે કાંપઇ ત્રણિ ભુવન્ન જી. ૨

ઢાલ–ત્રણિ લોક નામે ખલભલઇ, નવિ આંગમઇ અર્જુન.
તેહનઇ દ્રુપદ કેરુ છોકરુ, કિમ પમાડશિ મરણ્ણ? ૩
વિસ્તાર કુહુ મુહુનઇ વાતનુ. ભાંજુ મન–સન્દેહ.
તિહારઇ વૈશમ્પાયન બોલિઆ, સાંભલુ, કહૂં તેહ. ૪
સત્યવતીના દીકિરા, પિત્ર તહ્મારા, રાજાન!
વિચિત્રવીર્ય, ચિત્રાઙ્ગદ રાજા, એ બેહૂનાં અભિધાન. ૫
સપત્ની તણુ જાત ભીષ્મ; તે ઊપરિ બહુ પ્રેમ.
ચરણ–પખાલણુ કરી પિઇ; નિતિ પ્રતિ એહનુ નેમ. ૬
બ્રહ્મચર્યવ્રત પાલઇ સદા, સ્તવ્યા ગુરુ ફરશરામ.
પ્રાક્રમિ કો પુહુચઇ નહીં, નવખણ્ડિ જેહનાં નામ. ૭

પિતા પછઇ તે રાજનુ, લઘુ ભ્રાતનઇ અધિકાર.
ભીષ્મ માહિ ભલઇ નહીં,.........ભડનુ ભાર. ૮
'કનિષ્ટ માહરુ કુંઅર,' એમ વિચારઇ ગાઙ્ગેવ.
'હાવિ એહનઇ પરણાવૂં, તુ વંશ રહઇ અશ્વમેધ.' ૯
કાશીરાઇનઇ ઘિરિ ત્રણિ કન્યા, કોટિ લાવણ્ય-કામ.
અમ્બા, અમ્બાલા નઇ અમ્બિકા, એહવાં તેહના નામ. ૧૦
સેવરા રાઇ રચિઉ, મહિપાલ મોટા નામ.
સેવક સાથઇ કઙ્કોતરી, ચલાવી ઠામે ઠામિ. ૧૧
ભીષ્મ ભણઇ એક મોકલ્યુ, અનુચર આવિઉ ત્યાહિ
'કાશીરાઇ કહ્યું છઇ, તમ્યો પધારુ સેવરા માહિ.' ૧૨
વાચીનઇ વસુ આદર્યુ, મગાવઇ તા રથ;
ભાથા ભીડી ચાલિઉ, લઘુ ભ્રાત કેરઇ અર્થિ. ૧૩
અવનીપતિ બહુ આવિઆ, કાશીરાજ કેરઇ દ્વારિ,
જનમેજે રાઇ 'સાભલુ, તેહનુ ન જાણૂં પાર. ૧૪
કનક-આસન આપિઆ; પૂજ્યા, અર્ચ્યા અપાર.
વરમાલા ગ્રહી વચિમા રહી, સભા માહિ ત્રણિ કુમારિ. ૧૫
વદન દહદિશિ ફેરવઇ, ભાલતી સઘલા ભૂપ;
દૃષ્ટિ કો બઇસઇ નહીં; કામિની-કન્દર્પ રૂપ. ૧૬
કાઇએક શાલ્વ મનિ ગમિઉ, જે જોઇ રાયની બાલિ,
ચિત્ત માહિ એહવૂં ચીતવ્યૂં, 'જૈ આરોપૂં વરમાલ.' ૧૭
એટલઇ ભીષ્મ આવિઆ ગઙ્ગાસુત ગાઙ્ગેવ.
રાજકુલિ બઇઠા થયા; આસન આપ્યૂં એવ. ૧૮
કાશીરાજે કરિ કરી, પૂજિઆ સુત-ગઙ્ગ;
ચરણોદક મસ્તકિ ધર્યૂં; નઇ હદિ માહિ અતિ રઙ્ગ. ૧૯
એક ભીષ્મ આગલિ કુઇ નહીં, જે ફેરવઇ તિહા દૃષ્ટિ.
એક મુહૂરત જોઇ કરી નઇ ઊઠિઉ

કન્યા ત્રિણિ ઊંડલિ ભરી નઇ બઇઠી લેઇ રથ સાથિ,
આયુધ લેઇ ઊભુ રહ્યુ; " કુણ છઇ સમરથ હાથિ?    ૨૧
પછઇ પૂંઠિયા બોલશુ જે નવિ કીધુ સઙ્ગ્રામ."
મહીપતિ મનિ ઝાંખા થયા, આપાપણુઇ ઠામિ.    ૨૨
    ૬૯૪

—o—

## કડવૂં ૨૮ મૂં–રાગ એજ

હસ્તિનાપુર ભણિ હકારયા તુરી; કન્યા ત્રણ લીધી બલિ કરી.
જ્યેષ્ઠ તણૂં તિહાં અમ્બા નામ. તે કહઇ, "ભીષ્મ! સાંભલિ, સ્વામિ! ૧
મુઝનઇ મિથ્યા લેઇ જાઇ. મઇ મનિ વરિઉ શાલ્વ રાઇ."
એણી પિરિ બોલી સુન્દરી, " કાં લેઇ જાઉ છુ બલ કરી?    ૨
મઇ તૂં સાંભલિઉ સતિવન્ત; નહીંતુ માહરુ આણેશ અન્ત.
માહરૂં સતિવ્રત તૂં રાખિ. મુઝનઇ રથથી હેઠી નાખિ."    ૩
વલતા બોલઇ ગઙ્ગાજાત, "સાંભલિ રે તૂં, માહરી માત!
શા માટઇ આણુઇ તૂં મૃત્યુ? લેઇ જાઉં બાન્ધવ–અર્થિં.    ૪
તૂં શા માટઇ દોહિલી થાઇ? વેગે તૂં શાલ્વ–ઘરિ જાઇ."
ઊતારી મેહ્લી સુન્દરી; હસ્તિનાપુરિ આવ્યા પરવરી.    ૫
સત્યવતીનઇ લાગિઉ પાઇ; બાન્ધવ–અર્થિં બિહૂ કન્યાઇ.
બ્રહ્મસભા કીધી ગાઙ્ગેવિ; માંડી વાત કહી અશ્વમેવ.    ૬
સ્મૃતિન્યાય જે હૂતા ધર્મ, તે સઘલા કીધા ઉપકર્મ.
રાજકુલની હૂતી નીતિ, કન્યા બિહૂ પરણાવી રીતિ.    ૭
વલી જનમેજે રાઇ પૂછિઉં, ત્રીજી કન્યાનઇ શું થયૂં?
રથથી ઊતારી ગાઙ્ગેવિ, તે મુઝનઇ કુહુ અશ્વમેવ.    ૮
વૈશમ્પાયનિ વાણિ ઊચરી, શાલ્વ કહઇ આવી સુન્દરી.
"સાંભલિ રે તૂં, શાલ્વ ભૂપ! હૂં મનિ મોહી તાહરૂં રૂપ.    ૯

તે માટઇ આવી તુઝ ચરણિ, મુહુનઇ કરિનઇ પાણિગ્રહણ"
વલતુ શાલ્વ એણી પિરિ કહઇ, "માહરા મનમાં સન્ધે અછઇ. ૧૦
મુહુનઇ ભીષમ લેઇનઇ ગયુ, મેહ્લી તે કારણ નવિ લહૂં."
વલતી બોલી તે સુન્દરી, "મઇં ભીષ્મની વિને-સ્તુતિ કરી; ૧૧
'હૂં મન માંહિ શાલ્વ વરી; કાં લેઇ જાઇ છઇ બલ કરી'
મહાનુભાવિ ગણના નવિ કરી, તે માટઇ આવી પરવરી." ૧૨
વલતુ શાલ્વ બોલિઉ વાત, "તૂં કાં મુખિ બોલઇ અનાત?
જે કુણ મુખિપૂં પાછૂં વમઇ, તે ભોજન બીજુ કિમ જમઇ? ૧૩
સ્પર્શ થયુ પરપુરુષ-હાથિ, તે અઢારઇ સરખી-માત.
ભીષ્મ તણી લીધી કુણ વરઇ? જે કો પ્રાણ પિહારા કરઇ. ૧૪
જુ [ભા]વઇ તુ ભીષમ રાખિ, બીજી કાસલ કાઢી નાખિ."
મુખિ નીસારુ મેહ્લી રોઇ; ધર્મપઇ વગોણૂં જોઇ, ૧૫
પાછી આવી ભીષમ ભણી; કહી વાત તહાં શાલ્વ તણી.
"તૂં અબલા કહીઇ પાપિણી; વનિ વનિ તૂં થાનઇ જોગિણી." ૧૬
ભીષ્મ તણઇ વચને પરજલી; પાછી વન માંહિ આંહિ વલી.
તન માહિ ધરિઉ અનુરાગ; તપ કરી આણઇ વૈરાગિ. ૧૭
"આપઇ વર ઉમિયાપતિ ઇશ, ભીષ્મનું વધ કરાવૂં શાસિ."
પિતામહ માતુલપક્ષ તણુ, જૂધ જાતરા હેમે સુણ્યુ. ૧૮
તીરથ જાથા તે નીસરયુ; તે વન માંહિ આવી ઉતરયુ.
ગઙ્ગાસ્નાન કરેવા કાજિ, દીઠી પુત્રી; લાગી દાઝિ. ૧૯
કહઇ, "બાઇ! તૂં ઇહા કિહાં થકી?" માંડી વાત કહી ઘરથકી.
પિતામહ અતિ દોહિલુ થયુ; સ્થિર સ્થાનક કરીનઇ રહ્યુ. ૨૦
પરશુરામ તેહના ગુરુદેવ, સમરયા-માત્ર આવ્યા ખેવ.
અરુણવર્ણ પૂછઇ 'શિષ્ય! શું છઇ?' કુશ-આસનિ બઇસારયા બિઉ.૨૧
પૂજાવિધ પઇરિ કીધી ઘણી; કહી કથા તિહાં કન્યા તણી.
પરશુરામ કહઇ. "સાંભલિ તૂં, ભીષ્મનઇ પરણાવેશ હૂં. ૨૨

"માહરઇ મુખિ નહીં કરઇ નાકાર. મઈ વિદ્યાનુ કગિઉ ઉપગાર."
સાથઇ લીધી એ કન્યાઇ; પરશુરામ ભીષ્મ ભણી જાઇ. ૨૩
ભીષ્મે તિહા તે વાત સુણી, 'પરશુરામ આવઇ તુઝ ભણી;'
શન્તનુ-સુત તે સાહમુ જાઇ, મારગ માહિ મિલ્યા ઋષિરાઇ. ૨૪
દેઇ પ્રદક્ષિણા લાગિઉ પાઇ; કહઇ, ઋષિજી! "સાહુ કન્યાઇ."
માહરઇ શીલનત છઇ, સ્વામિ! વિદ્યાગુરુ માટઉ પ્રણામ." ૨૫
"માહરૂં વચન સતિ કરિ થાપિ, બે બાન્ધવ માહિ કુહુનઇ આપિ."
"તે પરણાવ્યા બિહૂઇ ભ્રાત. એકપત્નીનત તેહૂનઇ, નાથ!" ૨૬
પરશુરામ આણી કિહિ કોપ, "ગુરુનૂં વચન ન કીજિઇ લોપ.
જુ તૂં મુખથુ કાદેશ નાઇ, તોહે હૂં આપેશ કન્યાઇ." ૨૭
કહઇ ભીષ્મ, "સાભલુ, રે, રામ' જુઉ, તે આહિ નથી ઠામ.
શૂં તમ્યો કરિ સાહુ હથિઆર? બીજા નર શૂ વહઇ છઇ ભાર? ૨૮
તમ્યો સુભટ; શૂં બીજા નથી? પિહિલી વાત ન જોશુ રતિ.
એકવીસ વાર નક્ષત્રી કરી, તે માહિ તુહુઇ કેસરી. ૨૯
ક્ષત્રી તણુ ક્ષે કીધુ ઘણુ; સાભલિ, ભેદ કહૂં તે તણુ.
પિહિલા મારયા, તે સૂધા ક્ષત્ર, પછઇં ઊપના તે તા અત્ર ૩૦
ક્ષત્રી તણુ ક્ષે કીધુ બહુ વાર, તેહૂની વિધવા થૈ તે નારિ.
તેહ નાશી ગૈ ઋષીશ્વર-ઠારિ, પરશુરામ' વાણી અવિધારિ. ૩૧
તેહૂના વીરજયના સુત રહ્યા, તે ક્ષત્રી સૂધા નવિ થયા.
કિમ તે અંશ તે આની ભલ્યુ, તુહુનઇ ક્ષત્રી કુહુ નવિ મિલ્યુ. ૩૨
પિતાપક્ષિ શન્તનુ મુઝ તાત, માત વિસઇ ગઙ્ગા તણુ જાત
વલિ વિદ્યા શીખિઉ તુઝ પાસિ, બલિ આવ્યાની મૂકુ આશ. ૩૩
પિહિલૂં કિવારઇ અહત અમ્યો, તહારઇ કિહિવિ ન રાખૂં કિમ્યો.
લોક વાયક એણી પિરિ કહઇ, 'પરશુરામશુ પામિઉ ભઠ.' ૩૪
બલિ કન્યા જુ રાખી આજ, તુ જાઇનઇ ગઙ્ગાની લાજ?
જુ હારૂં કરતા પ્રાક્રમ્મ, તુ માહૂં સહી ગૃહસ્થાશ્રમ્મ." ૩૫

" પરશુરામ કિહિ, " કરિ સઙ્ગ્રામ." "વારૂ, નાથ!" કહ્યું શિર નામિ.
આયુધ-રથ અણાવ્યાં પ્રૌઢ, કહઇ ભીષ્મ, " થાઉ આરૂઢ" ૩૬
રથ ઊપરિ જવ બઇઠા રામ, પાલા સુભટ કરઇ સઙ્ગ્રામ.
પરશુરામ નઇ ભીષમ ભડઇ, ક્ષત્રીની તમ્યો જોન્યો ખડઇ. ૩૭
ધનુષ ધરી કીધુ ટઙ્કાર, જાણ્ઇ યાશિ પ્રલેકાલ.
ભીષ્મ રહ્યા પ્રતપઞ્ચા તાણિ; કહઇ ગુરુ, 'તમ્યો મેહૂલન્યો બાણ.' ૩૮
પરશુરામિ મેહૂલ્યાં ત્રણિ બાણ; ભીષમનઇ ભેદ્યાં નિરવાણ.
વલતાં મેહૂલ્યાં તે બલભરઇ, પરશુરામનઇ પીડા કરઇ. ૩૯
નાનાવિધિનાં અસ્ત્ર વાવરઇ. રુધિર તણા રેલા ઊતરઇ.
શરસઙ્ખ્યા નવિ જાઇ ગણી. મારી અર્ઝાં કરચૂં ચાલણી. ૪૦
આમિષ-કટકા ઊડી જાઇ, પણિ બિ માંહિ કુણ પાછુ નવિ થાઇ.
વહઇ રધિર, નવિ લહઇ મદમાત, જાણિઇ ખાખર ફૂલિઉ રાત. ૪૧
વૈશમ્પાયન કિહિ, અવિધારિ, પ્રાક્રમ તણુ નહીં આવઇ પાર.
ભીષ્મ વસુ આઠમુ અવતાર, પરશુરામ છઠ્ઠઇ અવતારિ. ૪૨
ગુરુશિષ્યના છૂટઇ બાણ; આકાશ-મારગિ છાયા ભાણ.
સુરપતિનઇ મનિ ચિન્તા થઈ, ' દાનવ કુણ પ્રગટિઉ સહી, ૪૩
કૈલાસ થકા કમ્પ્યા ગીઇશ, જૂધ કરચૂ દિન સત્તાવીસ.
શન્તન તણુ સુત કહિઇ શર; વહતાં વાધઇ સાગર-પૂર. ૪૪
પછઇ બાણ તાં કાઢ્યૂં એક; કહઇ ભીષ્મ, " હવિ વાલૂં છેક.
મોડી વારના, ગુરુજી! બકુ; ભલા વીર જુ આ સહી શકુ." ૪૫
કરિ તાણિ રિદઇ માંહિ ભેદ્યૂં જૈ; પરશુરામનઇ મૂર્ચ્છા થૈ
પરશુરામ પડ્યા પૃથિવી, પછઇ સ્રીરૂપિ આવ્યાં જાહ્નવી. ૪૬
' જુ ઋષિ મૂર્ચ્છાથા જાગશિ, તુ ક્રોધિ ભીષમનઇ મારશિ.'
ગઙ્ગાજી ઊભાં સ્તુતિ કરઇ. જાગ્યા ઋષિજી ઇમ ઉચ્ચરઇ— ૪૭
" કવણ કામિની કહીઇ તૂં?" કર જોડી કિહિ, " ગઙ્ગા હૂં:
માહરુ અપત્ય અછઇ અજ્ઞાન. પરશુરામ! તૂં દયાનિધાન." ૪૮

વસતા ઋષિજી એણી પિરિ કહઇ, " યમ તાહરઇ, તિમ માહરઇ છઇ.
શિષ્ય નઇ સુત કાંઇ અન્તરિ નથી. એહવૂં કિહિશુ મ કિહિશુ રતિ. ૪૯
તૂં ભલુ ભલુ, ભીષ્મ ! ભડ જન. સકલ વિદ્યા તાહરી, ધન્ય ધન્ય.
મનસા શુદ્ધ, થયુ રલિઆતિ." વલી ભીષમ બોલ્યા વાત, ૫૦
"આ ભાયા નઇ આ કરિ ચાપ, તહ્મારા ચરણકમલ-પરતાપિ."
ઉત્પતિઆં ગઙ્ગા નઇ રામ. કન્યાનૂં નવિ સીધૂં કામ. ૫૧
પિતામહ તુ પાછુ વલ્યૂ, પુત્રીનઇ પાવક પરજલ્યુ.
ગઙ્ગા-તીરે ખડ્ગી ચિહિ, ઉમિઆપતિધ્યૅ લાગી લિહિ, ૫૨
" સ્વામિ! જિહાં આવઇ અવતાર, ભીષમનઇ મારૂં, ત્રિપુરારિ!"
આણઇ વનિ બલિનઇ મુઈ, તે દ્રુપદનઇ ઘરિ કન્યા થઈ. ૫૩
૭૪૭

—

કડ્વૂં ૨૯ મૂં-રાગ ધવલ ધન્યાશ્રી

બલી મુઈ તે ગઙ્ગાતીરે; અન્તરિ ઈશ ઉપસ્યા જી.
ઉદરિ ઊપની દ્રુપદ કેરઇ, કરવા ભીષમ-નાશ જી. ૧
પુત્રી તે પરસિદ્ધ ન કીધી, જનમેજે ! અવિધારિ જી.
પુત્ર તણી વાત ચલાવી, સકલ બાલ-આકારિ જી. ૨
નગર-મહિ જે નર નઇ નારી, આનન્દ્યા સવિ લોક જી.
ભૂપતિનઇ ભલઇ પુત્ર આવિઉ; સહૂના ભાગા શોક જી.
ધ્વજા-પતાકા-તલિઆ તોરણ; [જલિ] ઊંબર ધોવાઇ જી.
બન્દીજન જેજે જસ બોલઇ; ગૃહે મઙ્ગલ ગાઇ જી. ૪
તિવારઇ જનમેજે રાજા ઇમ બોલઇ; વચન માહિ પૂછી વાત જી.
તનયાનઇ તન શિ કિહિવરાવિઉ ? કારણ કહીઇ, નાથ જી! ૫
હા, રાજા ! તહ્મનઇ સમ્ભલાવૂં. રાઇ દ્રુપદ એક વાર જી.
સુત-અર્થે વન માંહિ તપ માડિઉ; આરાધઇ ત્રિપુરારિ જી. ૬
પાર્વતીપતિ પ્રસન્ન થયા; કહ્યૂ, " માગિ વર-દાન જી."

વનતૂ રાજા એણી પિરિ બોલિઉ, "આપુ પુત્ર-સન્તાન જી" ૭
વનતા શમ્ભુ એણી પિરિ બોલ્યા, "પુત્રી એક તુઝ જણશિ જી
તનયા પીનઇ તન થાશિ, ભી મગાઇનઇ હણશિ જી ' ૮
ઈશવચન તિહા શીશિ ચડાવ્યૂ, મહિપતિ મન્દિરિ આવિઉ જી
તે કારણિ, જનમેજે રાજા' પ્રસિદ્ધ પુત્ર જણાવિઉ જી ૯
ઇમ કરતા વર્ષ પાચ ગયા, પછઇ ઉપવીત ધરાવઇ જી
પાસઇના શીમાડા-રાજા, તેહુના માગા આવઇ જી ૧૦
તેહ પક્ષે નિર્મલ જોઇ, તેહ્‌ની કન્યા આણી જી
કપટ કન્યૂ તે કુણ નવિ જાણઇ સુણિ, જનમેજે' વાણી જી ૧૧
ઇમ કરતા બિહૂ યૌવન પામ્યા, સ્ત્રી રહી રુદઇ વિચારી જી
' પુરુષ તણા કાઇ ચિહ્ન ન દીસઇ મુઝ સરખી એ નારી જી " ૧૨
દિવસિ કેટલઇ પીહરિ ગઈ તિહા મિનિઆ પુત્રી-માત જી
' બાઇજી ' કાઇ તમ્યો કુકુનઇ, સાસરાની વાત જી" ૧૩
સન્મુખ થૈ સુતા નવિ જોનઇ નેત્રિ ભરાયા નીર જી
પદરિ પધરિ પરશ'સી પૂછઇ, ' એવડી શી મનિ પીર જી ? ' ૧૪
વનતી પુત્રી એણી પિરિ બોલી, " જન્મ થકી શિ ન મારી જી ?
માત-પિતા તમ્યો, તુહિ રે માહરઇ પિહિના ભવના વૈરી જી ૧૫
અણપ્રીછઇ નિહિવા કરી દીધુ શિ ભવ માહરુ બોનાવ્યુ જી ?
કન્થ તુહ્યઇ એ છઇ રે કામિની વેગિ જઈ જોવરાવુ જી " ૧૬
રાણીઇ દુખ સહ્યૂ નવિ જાઇ જૈ સમ્ભનાવ્યૂ ભૂપ જી
માડી વાત કહી પુત્રીની મસ્તકિ ઊઠી ઝાલિ જી ૧૭
..... વાદલ મેહ્‌લીનઇ વાનિઉ ક્રોધે તન તિહા કાપ્યૂ જી
" હવડા જૈનઇ દ્રુપદનઇ માર્‌ પેગી કટારી ચાપૂ જી ૧૮
કપટ કરીનઇ પુત્રી માહરી, નાખી છઇ તે જાલિ જી"
વેગે-વચ્છેદે તિહા આવિઉ, જિહા રાજા પઞ્ચાલ જી ૧૯
દ્રુપદનઇ તિહા જાણ થઇ, જે આવ્યા છઇ નિહિવાઇ જી
શિખણ્ડી તેડીનઇ પૂછિઉ, " શુ કરવુ ઉપાય જી ? " ૨૦

વનતી કૂઅરી એણી પિરિ બોલી, ' જાનવિઇ એક વાઉ જી
તમ્હો એહનઇ પ્રશંશી ગયુ, હૂ ટનીનઇ જાઉ જી" ૨૧
પછઇ તે વન માહિ ચાલી એહનઇ સમરૂ આવિઉ જી
' જમાઇનઇ મિનના મોકતુ ', દ્રુપદનઇ કિહિવરાવ્યૂ જી ૨૨
વનતૂ રાઇ એણી પિરિ કહાવ્યૂ, ' મૃગયા ચરિઉ વીર જી
તમ્હો આજનુ દિન આહિ રહુ, મન માહિ આણી ધીરજી' ૨૩
શિખણ્ડી વન માહિ આવી, જિહા ઇશિ તણુ આશ્રમજી,
જુઇ તુ એક જ્યક્ષ બઇઠુ છઇ, અન્ધક તેહનૂ નામજી ૨૪
ઇશિ તણુ અનુચર એમ બોલિઉ, " શૂ દુખ છઇ તુહુનઇ જી ?
આવડુ જે અશ્રુપાત કરઇ છઇ, કારણુ કિહિ તે મુહુનઇ જી ' ૨૫
પછઇ વાત મ્હી વિસ્તારી, ' જન્મ થકી સ્ત્રીજાતિ જી
પુત્રી તુ પ્રસિદ્ધ નવિ કીધી, સહુનઇ સુતની વાત જી ૨૬
પિહિરવેશ જે પુરુષ તણા તે મુઝનઇ પિહિરાવઇ જી
ઇમ કરતા પછિ પોઢી થઈ મોટાના માગા આવઇ જી ૨૭
અહ્ના કુલ સરખુ તે રાજા તેહની કન્યા આણી જી
કપટ કરીનઇ મઝ પરણાવી તેણઇ વાત ન જાણી જી ૨૮
અમના થકુ ઉ  પડિઉ સસરાનઇ થયૂ જાણ જી
માહરા પિતાશ્રુ ત્રિગ્ના આવિઉ હૂ કાહર માહરા પ્રાણ જી ૨૯
વનતુ જ્યક્ષ તિહા એણી પિરિ બોલિઉ, ' સાભલિનઇ તૂ સાચુ જી
માહરૂ પુરુષાતન લેઇ જા કાનિ ધ્યાનયે પાછુ જી ૩૦
શા માટઇ તૂ પ્રાણજ ત્યજઇ ? દુખ મ ધરેશ રેખ જી
માહરૂં પુરુષાતન લેઇ જા હૂ રિહિશ સ્ત્રીવેખિ જી ' ૩૧
ઊઠીનઇ આલિઙ્ગન દીધૂ માથઇ મેહિલુ હાથ જી
કન્યા ફીટીનઇ પુરુષ થયુ સર્વ અઙ્ગ સાક્ષાત જી ૩૨
સ્ત્રીપણુ તિહા જ્યક્ષનઇ આપ્યૂ સુણિ જનમેજય વાત જી
પિહિતુ જઈ સમરાનઇ મિલ્યુ જોઇ થયુ રતિઆતિ જી ૩૩

## કડવું ૩૦ મું—રાગ આશાઉરી

વૈશમ્પાયન કહઇ મુનિ, સાંભલુ સુધું, રાજન!
કાંઇ પાવન, પાચે પિત્ર તમ્હાના રે ૧

કાંઇ પરશંસીનઇ રખી રાણી, કાંઇ દયાલજીઇ દુખિણી જાણી,
વલી વાણી વૈકુણ્ઠનાથ ઇમ બોલિયા રે. ૨

ઢાલ—વૈકુણ્ઠનુ પતિ બોલિઉ, "તમ્યો સાંભલુ, રાજન!
કહણ કૌરવપતિ થયુ, આ વારનુ, અર્જુન! ૩
પ્રાગ્રણુ કાઢ્યા પ્રેમદાના, એણઇ કર્મ કર્યૂ અગાધ,
મહિમા તમ્હારુ રખિઉ, જેહનઇ ભજુછ, ભૂપાલ! ૪

સુખદુખ સરજ્યા દેહનઇ, હર્ષ છઇ તિહાં શોક.
લખ્યૂ વિખિત નહીં ટલઇ. કલ્પના કરી ફોક. ૫
આહિનઇ મારૂ, આહિનઇ રાજ દેઉં, આહિનુ આણૂં કાલ,
જિહાંલગઇ સઘલા કર્મના, વાંકુ ન થાઇ વાલ ૬

અધર્મ આગલિ નહીં વધઇ, તમ્યો જાણજ્યો નિરધાર.
ધર્મ જાતુ રાખતુ, તેહનઇ હરિ જેકાર. ૭
હાવઇ તમ્યો તમ્હારૂ કહી રહ્યા, સુખ દુખ કેરી વાત
માહરા કર્મની કાહ્ણી સાંભલુ, તમ્યો પાચે ભ્રાત! ૮

જિવારઇ રાજસુઇ તમ્યો રચિઉ, ભડ જિતિઆ ભૂપાલ,
મહિપાલ મોટા આવિઆ, તે માહિ હતુ શિશુપાલ. ૯
અવગુણ તિહાં અમ્હારા, તે કરઇ બહુ કોડિ.
શિરછેદ કીધુ સભા માહિં," ઇમ કહઇ શ્રીરણછોડ ૧૦

"અધવર (?) તેહ ગયુ, દ્વારામતી મુઝારિ.
શાલ્વનઇ શિશુપાલ સહુંતિ, હતુ અત્યાચાર. ૧૧
મેહ્લી દલ તે આવિઉ મુઝ સાથઇં કરિવા જૂધ,
દિવસ સત્તાવીસ વઢ્યુ. મુકુનઇ સાન નહીં ઘટિ સૂધ. ૧૨

એક વજ્રનૂ વિમાન હૂતૂ, આપિઉ ત્રિપુરારિ
તે મર્મ ભેદ ભાજિઉ," ઇમ કહઇ જુગદાધાર ૧૩

"પાપિઉ પતન પમાડિઉ, કરી અનેક પ્રકાર
તહ્મ કહ્યઇથુ ગયા પૂહઇ, હરી નવિ બઇઠા હારિ ૧૪

વલી દુષ્ટ દાનવ હણ્યા, કરચા ભેદ અનેક,
કવણુ ડિહિનૂ ભાભવઇ ? કિહિના નાવઇ છેહ ૧૫

કા તમ્યો કાયર થ નિઇં, બઇઠા પાચે વીર ?
સુભટનઇ આવી પડઇ છઇ મેહ્લીઇ નહીં ધીર ૧૬

હસ્તિનાપુરનુ નાથ તૂ, કાઇ દેખતુ નહીં આજ.
એક છત્ર માથઇ ધરચૂ નથી, બાકી છઇ સવિ સાજ ૧૭

નિત્ય નિત્ય નર્ક જમઇ આવડા કહીઇ તનલ, વીર !
રાજિ માહિ બન્ધન ઘણૂ, આહિ સુખે રહઇ શરીર ૧૮

અરે પાચિ બાન્ધવ ! સાભનુ કુહુ, કુન્તાના કુમાર !
એક પુણ્ય માટઇ તરુ છુ, તમ્યો પાચિ જણુ નિરધાર. ૧૯

ધર્મનઇ મ દુહવશુ સેના કરજ્યો અપાર
એહ્‌ના પુણ્ય-પ્રતાપથી, પામશુ દુખ-પાર ૨૦

વિપત્તિ આહિ આ વહી ગઈ, કહણુ છઇ જે કાલ,
કાલિ તહ્મનઇ નમાવૂં ભવિ ભોમિના ભૂપાલ ૨૧

દુર્યોધન-શિર દડવડઇ, તે ભનઇ પડશિ, ભૂપ"
પછઇ દ્વારકા જઈ રહ્યા, ઇમ કહી અકલ-સ્વરૂપ ૨૨

દ્યુમ્ન પાછુ વલિઉ, ધર્મનઇ લાગી પાય
"હાવઇ આપ મિલિશિ જુધ વિરઇ રખુ માહિ ૨૩

બાઇજી ! કાઇ કુ ઘુ ?" દ્રુપદીનઇ કહઇ બાત
"વીરજી ! તમ્યો જાણ્યો, દુખી થાની મારી માત ૨૪

પુત્રનઇ પરશંભજ્યો, પાચ મારા તન"
દ્રૌપદીનઇ રદન કરતા જોઇ, રોયૂ બાધૂ વન. ૨૫

ઋષીશ્વર બઇઠા હતા, તેહનઇ નેત્રિ ચાલી ધાર
'આ ભોગ જોઈત્યો કર્મના આ દ્રુપદની કુમારિ'　　૨૬
આશિષ લીધી બિહિનિની, ચાલિઉ દૃષ્ટદ્યુમન
વૈશમ્પાયન બોલિઆ, સુણિ, જનમેજે રાજન'　　૨૭

પછઇ પિત્ર તહ્મારા રે મિલી બઇઠા સાથિ
"હાવઇ આ વન છાંડીઇ,' બોલઇ જ્યુધિષ્ઠિર વાત　　૨૮
મહાનુભાવનઇં બોલ્યૂ નથી રુહુ, જે આશ્રમિ એકે હારિ
પછઇ તિહાંથા ઊઠિઆ, વન મેહ્લિયૂ નિરધાર　　૨૯

ઋષીશ્વર પૂહઇ ઘણા, અનુદિન આપઇ આહાર
દ્વૈત વન માહિ આવિઆ તે કુન્તા તણા કુમાર　　૩૦
૮૨૧

---

### કડવું ૩૨ મૂં—રાગ ધન્યાશ્રી

પછઇ તે વન છાંડિયૂ રે બીજે વનિ આ યા વીર
ઋષિ વણા-સાથઇ પરવરયુ રે ધર્મ ધુરન્ધર ધીર　　૧
દ્વૈત વન માહિ આવિઆ, સવિ ઋષીશ્વરશૂ રાઇ
વન તણી શોભા શી કહૂ ? ઇમ કહઇ વૈશમ્પાઇ　　૨

દ્રુમ-લતા વલ્લી વિવિધ પરિ, શ્રીફલ, દાડિમ, દ્રાખ
જમ્બીર, જમ્બૂ, કદની, શોભિત આમ્ર-શાખ　　૩
અઞ્જીર, પસ્તા, આંબલી, એલચી, લવિંગ, અખોડ,
ખજૂર, ખારેકશૂ સુન્દર, સોભઇ વિધવિધ છોડ,　　૪

ચારોળી, ચમ્પા, ચિઞ્ચિણી, બીજોરી નઇ બદામ,
સાગ, સીસમ, બેર, ખાખર કેટલા કહૂ નામ ?　　૫
ચીકન મહુડા અતિ ઘણા રાઇણ રાતી ચોન
બહુ વૃક્ષ તે મિહિકા તણા, વિચઇ અરીઠાની ઓનિ　　૬

મોર, બીની, મોર, કમ્મદા, લીબુ, લક્ષ પાર
વારૂ વનમા શોભીઇ તે વગ્સોનીની હારિ ૭
વડ વૃક્ષ-છાયા અતિ ભની મારુત મધુરા વાઇ
પીપના, પારમ-પીપની બીજા મુખિ ગણ્યા નવિ જાઇ ૮
વેલિ, વાલુ નિ કેતકી પુષ્પ નાના-ભાતિ
મોગરુ, મુચકુન્દ, કરણી, કમનની બહુ જાતિ ૯
જાઇ, જુઇ નઇ માનતી, અવરિ કહ્યા કાન
પોઇણુ, પંકજ, પુષ્પ-પાટલ, વળી જાતિ-ગુનાન ૧૦
ચ્યુ દિશિ નવપ નવ થૈ ગહઇ વૃક્ષ તા ગિરિ ગમ્ભીર
મોર, ચાતુક, અવરિ પંખી, હંસ, નમિત, કીર ૧૧
સરોવર જલનિધિ ભર્યા રે કમન વિકસિત માહિ
મધુકર ગુઞ્જારન કરઇ તિહા પવન મધુર વાઇ ૧૨
વેદાધ્યયન શ્રવણે સુણી મધુ, ઋષિ કેરા આશ્રમ,
ધૂમ દીઠું તવ હોમ તણુ ગનિઆતિ થયા રાઇ ધર્મ ૧૩
આરામ દીઠુ અનિ ભનુ ભ્રૂ હરખિઆ વન માહિ
'જુ ગમઇ સર્વે સાથનઇ તુ આશ્રમ કીજીઇ આહિ' ૧૪
પછઇ તુ સ્થિર થઇ રહ્યા બહુ ઋષીશ્વરનઇ સાથિ
દિન દિન તે તિહા આહાર પામઇ, દ્રૌપદીનઇ હાથિ ૧૫
અક્ષેપાત્ર જે આપિયૂ રે કશ્યપજાતે જેહ
ક્ષાતિ સહુનઇ વિસ્તરી, ત્રૈલોકિ આહિ તેહ. ૧૬
ધર્મ આવ્યા જાણિઆ તે દ્વૈત વન મુઝારિ
માર્કણ્ડ મુનિ તિહા આવિઆ દર્શન-અર્થિ અપાર ૧૭
સાત્સિક માહુમુ આવિઉ જાણ્યૂ 'જીરણ મુન્ય'
આઘાઉં થૈનઇ ચરણિ નમિઉ, યુધિષ્ઠિર રાજન ૧૮
ઉત્તમ કુશ-આસન રગી બેસાડિ ધર્યૂ મૃગચર્મ,
વિવિધ પઇરિ પૂજા કરી, ઇમ બોલિઉ રાઇ ધર્મ- ૧૯

"ભલઇ, ઋષિ ! તમ્યો પધાર્યા માહરૂ ભાગ્ય મોટૂ આજ.
મહાનુભાવના દર્શન થકી તે સરયા સઘલા કાજ." ૨૦
જીરણ ઋષિ જોઇ રહ્યા, "આવી વિવસ્તા, ભૂપ ?
કવણ-ગતિ આ કામિની ? તાપસના તનુ-રૂપ ૨૧
હૂ પાણ્ડુનંદ જાણૂં ખરુ જે વિચિત્ર કેરૂ તર્ન. -
પિતાનૂ સવિ કિહા ગયૂ રે ? તમ્યો આવ્યા વન્નિ ૨૨
ધનુર્ધારી સાભલ્યુ રે તહ્મારુ અર્જુન
ત્રૈલોકિ કાપઇ નામથી, કિમ આવવૂં પડયૂ વન્નિ ?" ૨૩
વચન એહવા સાભલી, બોલ્યા જ્યુધિષ્ઠિર રાઇ-
"ધૃતરાષ્ટ્ર-સુત પાપીઇ અહ્મ કાઢિઆ વન માહિ ૨૪
છલે દ્યૂત રમાડિઆ, પાડિઆ અવલા દાઇ,
રાજ્ય સર્વ હરાવિઉ, વલિ નીગમ્યુ મહિમાઇ. ૨૫
પ્રમદાનઇ એણઇ પરભરી, નહીં કરયૂ દુષ્ટજ કર્મ
તુહી અમ્યો મેલ્યુ નહી રે, અહ્મારુ તા જે ધર્મ ૨૬
ઊપરિ પોણુજ પાલવૂ, વન ભોગવવૂ વરસ બાર
તે માટઇ અમ્યો આવિઆ રે, દ્વૈત વન મુઝારિ" ૨૭

૮૪૮

---

## કડવું ૩૨ મૂં—રાગ એજ

જીરણ મુનિ તિહા બોલિઆ રે, "ધન્ય, તમ્યો પાચે ભ્રાત.
ધર્મિં ધડ નવિ મેહ્લિઉ રે, જુગિ રહી તે ક્ષાતિ ૧
ઢાલ-ક્ષાતિ જુગ માહિ.વિસ્તરી, પાપિઆ-ગિરિ પવ્રાત
ચક્ષ શૂ આરિ ગઇ, પિહિલા ધૃતરાષ્ટ્ર-ભૂપાલ ? ૨
હવ્યા ! નેત્ર નલવટના ગયા, શૂ ઋદ્દે વલિઆ ડાટ ?
ભત્રીજા-સુત અન્તર કરયુ, ફિટિ, ફિટિ, રે ધૃતરાષ્ટ્ર !" ૩
ધર્મ કહઇ, "મુઝ પિત્ર તણુ રે નથી ડાહ્યાઇ વાંક,
ચક્ષુ-હીન તે તા સૈ રહ્યુ છઇ, દીન દુર્બલ રાંક." ૪

"રાઇજી! ઇમ કા કુહુ છુ? વારઇ રૂડી પઇરિ.
આધલુ પણિ પિતા કહાવઇ. કુહુ કલેશ આણુઇ ધઇરિ?" ૫
"તે તાતનુ કાઇ વાક નથી રે; દુષ્ટ દ્રોગી તુચ્છ,
આપ-ગરવે આવરચા, મરડી રહ્યા છઇ મૂછ. ૬
પાપ પોતઇ અહ્મારા, તુ શૂં કરઇ રાઇ તેહ?
પાછિલા કુણુ ભોગવઇ, કૃત કર્મ કીધા જેહ?" ૭
જીરણુ મુનિ ઇમ બોલિઆ રે, "સત્ય કુહુ છુ, રાઇ!
ભોગ હુઇ જુ કર્મ તણુ, તે ભોગવ્યા વિન કિમ જાઇ? ૮
રઘુનાથ સરખુ કુહુ હશિ, ત્રૈલોક્ય કેરુ નાથ?
પટાનુ અભિષેક હૂતુ, તેહની રાતિ પરભાતિ. ૯
તેહ અમિ વનિ નીસરયુ, ભ્રાત-સ્ત્રીનઇ સઙ્ગિ.
કથા સુણુના તેહની રે, રોમાઞ્ચિત થાઇ અઙ્ગ. ૧૦
સુકુમાર અઙ્ગ બિહૂ જણા, તાપસી-વેશે ત્રણ્ણિ.
દુ:ખ માહિ દુ:ખ પડ્યૂ, જે પિતા પામિઉ મરણુ. ૧૧
કોઇ કુહુનઇ નવિ મિલ્યૂં. દુષ્ટે ગ્રહી નારિ.
લઙ્કા તણુ પતિ લેઇ ગયુ, તેહ કથા કહું વિસ્તાર? ૧૨
પુનરપિ રાજિ પામિઆ, જુ રાખિઉ સતિ-ધર્મ.
× × × × × × ૧૩
દુ:ખે રહ્યા તે પરજલી. સાભલુ સઘૂં તેહ.
કર્મ કુહુ મેલ્હઇ નહીં તુ કુહુનઇ કહીઇ એહ? ૧૪
તહ્મારઇ તિહાં અતિ ભર્યૂં, જે બાત-નારી પામિ.
કુહુ કિહિયા અલગા નથી ગવિ સગુ સામેશ્વરિ. ૧૫
આટલા તિહાં ઋષીશ્વરનઇ તઇ આપિઉ આદાર.
તહ્મારા ઘર-આગણ્યા મરખૂં ઘે રતૂં વન સુંદરિ. ૧૬
કાલિ તા તહ્મો પામશુ રે, પોતાનૂં તાં રાજિ.
ગઈ પૃથિવી વાળશુ રે, ભાજશિ મનની દાઝિ." ૧૭

વૈશમ્પાયન બોલિઆ, સુણિ, જનમેજે વીર !
માર્કણ્ડ મુનિ તિહાંથા વર્યા રે દેઇ ધર્મનઇ તા ધીર ૧૮
૮૬૬

---

## કડવું ૩૩ મું—રાગ એજ

તે દિન ગાઇનઇ તિમ ગયુ રે, બીજે દિન થયુ રે પ્રભાત
ઋષિ ઘણાશ્ર પરવરી રે બઇઠુ હસ્તિનાપુર તણુ નાથ ૧

ઢાલ-હસ્તિનાપુર તણુ નાથ બઇઠુ હુઇ નિગમના નિરોખ
સુણિ, જનમેજે ! વન માહિ, થૈ રહ્યુ છઇ બ્રહ્મલોક ૨

વેદ-શાસ્ત્ર-પુરાણ-સ્મૃતિ-કથા-કીર્તન જેહ,
કથા કહઇ ભગવન્તની ભીંજી રહ્યા રસિ તેહ ૩
મોટા મહાઋષિ આવિઆ, પાણ્ડવ જેણુ ઠામિ
બકદાલ્ભ્ય ઋષિ આવિઆ, ધર્મનૂ જાણી નામ ૪

વલિ રામના ગુરુ આવિઆ રે, વસિષ્ઠ ગુરુ કિહિવાઇ
વલિ અત્રિ ઋષિ આવિઆ આવ્યા . ઋષિરાઇ ૫
વલિ કશ્યપ નઇ ભૃગુ આવિઆ રે, અવરિ નવિ લહૂ પાર
સ્થાનક છાડી આવિઆ તે ધર્મ તણુ કુમાર ૬

આસન આપ્યા દર્ભના નઇ પૂજિઆ ઋષિ આપ
અવ હૂતા જન્મ અનેકના, તે ગયા પોતઇ પાપ ૭
"આજ હૂ અભાગિઉ માહરી નિરન્તા નહીં એક
કાઇ દાન-દક્ષિણા આપતુ, વનિ શિ કરૂં વિવેક ?" ૮

પછઇ કથા કહી તા કર્મની, સુખ-દુખ તણુ મહિમાઇ
બકદાલ્ભ્ય ઋષિ બોલિઆ "સાંભલુ, જુધિષ્ઠિર રાઇ ! ૯
સંસાર જોતા સવિ ગયૂ, રિદ્ધ-રાજિ સમૃદ્ધિ જેહ,
જ્ઞાન જોતા સર્વ છઇ રે, દૃષ્ટાન્ત સાંભલિ તેહ ૧૦

સત્ય, ધર્મ, કમલા, કૃષ્ણજી, એ ચ્યારિ એકે હારિ.
કોઇ કુહુથી નવિ રહઇ અલગુ, ક્ષણ માત્ર એકે લગાર. ૧૧

સત્ય વિના ધર્મ નવિ રહઇ, અનઇ ધર્મ વિના શ્રીરામ,
અનઇ રામ વિના તો નવિ રહઇ, રમા જેહનૂ નામ. ૧૨

તુ સત્યનઇ તમ્યો ધરી રહ્યા, તુ સકલ સમૃદ્ધિ પાસિ
પદારથ સઘલા મિલઇ, જિહા રહઇ શ્રીઅવિનાશિ." ૧૩

આશીર્વચન દેઇ ઋષિ મિધ્યા, ઋષિ આપ-આપણઇ ઠામિ;
એટલઇ વ્યાસ પધારિઆ, નારદ નઇ પરશુરામ. ૧૪

વલી ભૂપતિ ઊઠિઉ, ભાવશું એકે મનિ;
વિવિધ પિરિ પૂજા કરી, આપિઆ કુશ-આસન.' ૧૫

" કવણ ભાગ્યજ અહ્મારૂં, મહાનુભાવ આવ્યા આજ?
દર્શન દુર્લભ દેવનઇ, તે સરયાં સઘલા કાજ." ૧૬

પીડા કહી તે પિતામહનઇ. બોલિઆ દયા-નિધાન—
" થોડઇ દિહાડઇ પામશુ, તમ્યો સુખ તણૂં સ્થાન." ૧૭

ક્ષણમાત્ર રહીનઇ તે વલ્યા; પામિઆ અન્તર્ધાન.
વૈશમ્પાયન બોલિઆ, સુણિ, જનમેજે રાજાન! ૧૮

પછઇ તે ઋષિ ઊઠિઆ. તે થયુ સન્ધ્યાકાલ.
કુલધર્મ સઘલા આચરઇ. સુણ, જનમેજે ભૂપાલ! ૧૯

અર્ક અસ્તાગત થયુ. શ્યામા સમાગઇ સેજ.
નિદ્રાવશ નરપતિ થયા. સાભલુ, સઘૂં તેજ. ૨૦

૮૮૬



## કડવું ૩૪ મું-રાગ વિરાડી

કુશ-આસન વનના પાદડા, પાથરિઆ મૃગના ચામડા
ઓશીગે મેલી લાથડી, પાગતે અજિન ઓવડી ૧
તિહા અવનીપતિ આસુધુ થયુ, સુખિયુ નીમાસુ મુકિઉ
દ્રુપદ તણી તનયા અતિ રુઇ ભૂપતિના સુખ સાદ્રમ્ જુઇ ૨
એમ કહઇ પાઞ્ચાલી મતી, "રાજાજી ! દુખ સદ્વિયત્ નથી
કા ગયઉ ! ઘર આવુ ? એ રતિનઇ માથઇ શિના પડુ ૩
ક્ષત્રપતિનઇ એવડી શી ક્ષમા ? એણઇ જ્ઞાને વણ્ય દમ્યા
રાજન એહ। નવિ બુઝ ગક તઇ તા વાલિઉ આડુ આક ૪
ક્ષત્રી કેમ કહાવુ દીકિગ, કા આહવા કાયર નીપજ્યા ?
અમના-કરિ દોત હથિઆર, તુ પ્રાક્રમ દેખાડત સાર ૫
પૂર્વે જે પૂછિઉ પ્રહ્લાદ, બલિ રાજાઇ અતિ ઉન્માદિ,-
'કારણુ મુકુનઇ એહજ કહ્ઉ આપ, ક્ષમા ભલી કિ હિ, કહ્ઉ, પ્રતાપ ?' ૬
તે ઊપરિ દૃષ્ટાન્તજ સુણુ, સંવાદ પૌત્ર-પિતામહ તણુ
વનતા ઓલ્યા તે પ્રહ્લાદ, 'સાભલિ, પૌત્ર' કહુ ઉન્નાદિ ૭
રાજનીતિ તા એ ની છઇ અમના હુઇ તુ દેર જ રહઇ
ક્ષમાવન્ત જુ હુઇ નરેસ, તુ પોતાનુજ રહઇ દેશ ૮
પૃથ્વીપતિ ! એવૂ સાનજુ, જે પરગતિ નુદિ આનનુ
નામેથી છૂટઇ નિર્વાણ દવે પડતા જાઇ પ્રાણુ ૯
તાપે તુ મૂજઇ ત્રૈલોકિ, તૃણ્ણા રુ નુહિ સન્તોખ
ક્ષમા-દયા આણેની તિહા, પ્રાણીમાત્ર પીડાઇ જિહા ૧૦
પોતા તણુ હુઇ જે વૈરિ, તેહ ગુરુ ન કરવી કશી
સઘલા પાતુ જુ સત્ય નિ ધર્મ, તુ દ્યૂત રમ્યા તે મ્હ્ં ધર્મ ? ૧૧
જુ રમ્યા બહ । ગર્જિ-માટઇ, તુ કહુ આેાડી તે શા માટઇ ?
ઊપરિ કહુ ઓડયે નવિ સર્યૂ બહુધા વિ .... ણુ ઘણુ કર્યૂ ૧૨

આણી સભામા તુહ્નુ સમઇ ઊપજિ દુષ્ટ દુશાસન દમઇ
મરણુ વચન તવ બોલિઉ કર્ણ, તિહાંઇ વિદુરિ ન આપઇ ધરણિ ૧૩
કોઇ તણી હુઇ પૂતલી, તેણઇ અવસરિ ઊરઇ બલી
ક્ષત્રી નીચા ધાનઇ કાન, કીધુ ધર્મ, તે કહુ રાજાન ! ૧૪
પોતાની તિહાં સ્ત્રી વગુઆઇ, ક્ષમા લીજિઇ તુ ધર્મ જાઇ
કોહ શાસ્ત્ર-વેદ-પુરાણ ? કોહ સ્મૃતિ બોલઇ વાણિ ? ૧૫

અસનાના કાઢઇ પ્રાગણ, નરપતિ નીચૂ નિહાલઇ ધરણિ
વેદ-પુરાણ તા સઘલા નહ સાભલિ, સ્વામી ! સાચૂ કહૂ ૧૬
ગોબ્રાહ્મણ નઇ સંકટ પડઇ, ક્ષત્રી રહઇ તે વારે ચડઇ
જુ જાણી નઇ રહઇ મન માહિ, કુમ્ભીનરકે તેહ પચાઇ ૧૭

પોતાની સ્ત્રી વગુઆઇ આપિ, જુ ટોલીજિ તુ લાગઇ પાપ
એતલી ચાલિ તહ્મારઇ હશિ, સભા માહિ તા સ્ત્રીનઇ કશી ૧૮
જે ભવિ મેહલી સન્ન્યાસી થયા, વાનપ્રસ્થ જે વન માહિ ગયા
તેહનઇ જલપાત્ર ધોઇ લાકડી, તે જાતા ઊરઇ ધડધી ૧૯

રાજ-નાજ નીગમ્યા, તુરી ભૂપ ! તે ધરી ક્ષમા ?
સ્વામી હૂ તા કહાવૂ સતી માહરઇ કાજિ કિહિતી નથી ૨૦
જુ હૂ અર્થ મૂહૂ આપણી, તુ નરક જાઇ પાપિણી
સ્ફટિક મહામણિ તણા આવાસ પિરિપિરિના ચિત્રામણ ખાસ ૨૧

ચન્દન-ચર્ચિત તે આગણા, ચોક ચોરાસી ચીની તણા
સુન્દર સોનારૂપ પર્યંક રત્નજડિત ઝલહલતા નગ ૨૨
તે ઊપરિ તણી, કમલપત્રથુ કમલ ઘણી
તિહાં, પિઉડા ! તમ્હો પુઢતા હ પાગ તળાસૂ નઇ ધોરતા ૨૩
માખણ જેહવુ તહ્મારુ પિણ્ડ સ્વામી ! કિમ વેઠૂ વન-ખણ્ડ ?
દર્ભ-શલાકા ખૂચઇ તનિ તે માટઇ નથી ગિહિનૂ મન ૨૪
આ પિલ્લિનુ બાહુ અર્જુન, નામે કમ્પઇ ત્રિણ્ય ભુવન.
તે બાહુ કુણ તાણઇ ચાંગ ? માઇ કવણુ જણ્યા જે વીર ? ૨૫

તેણઇ શાસિ આક્રંણ આપ, ખમા ભલી કિહિ, કુણ, પ્રતાપ ?
ભીમસેન ભૂખ્યુ નવિ રહ્યુ, આહિ આવ્યુ અર્ધ ડીલિ થયુ ૨૬
કૌરવ એહ્‌ની છઇ સુખડી કુણ બોલઇ એહ્‌નઇ મુખી ચઢી ?
તે લેઇ ગદાનઇ બઇસઇ આપ, ક્ષમા ભલી કિહિ, કુણ ? પ્રતાપ ? ૨૭
નાહ્‌નડિઆ નિકુલ-સિહદેવ, લાડકવાયા તે અવશ્યમેવ
નાના રમઇ પિરિ-પિરિના રંગ, કમલપત્રપઇ કોમલ અંગ ૨૮
કુન્તા-કરિ કરતા ભોજન, અતિ સુન્દર માદ્રીના તન
તેણઇ તમ્યો તા દીઠા, બાપ. ક્ષમા ભલી કિહિ, કુણ ? પ્રતાપ ? ૨૯
કૌરવ મનિ તો હસતા હશિ,
' અમ્યો નગરિ, એ વગડિ વસિ " ૩૦

૬૧૬

---

## કડવું ૩૫ મું—રાગ સામેરી

જ્યુધિષ્ટિર તો બોલિઆ, " સાભલિ સુંધૂ, નારિ '
સંસારી સરખી તૂ થઈ, દ્રુપદ કરી કુમારિ ૧
જુ રાજિની હુઇ કલ્પના તુ જાણ્યો તદ્ભાગ્ય દેશિ
અભાગ્ઇ રાજિનુ ખપ નથી, ઇમ બોલ્યા ધર્મ-નરેશ ૨
" ગણી ' જેણઇ જેહ્‌નુ ઉપખ્યુ, તે તેહ્‌નાનઇ ધાઇ
કવણે રાજ્ય વાછિઉ, કવણે સત્ય નઇ ક્ષમાઇ ૩
ભાઇ ઋષીશ્વર ' તમ્યો સાભળુ," ઇમ કહઇ જ્યુધિષ્ટિર વાત
" સ્વભાવ હુઇ જેહનઇ એહ્‌નુ, તે પડઇ પિણ્ડ પ્રતિ સઘાતિ ૪
જુ કૌરવે રાજિ વાછિઉ, તુ કરુ બઇઠા ગાજિ.
આપણ્ઇ સત્ય-ક્ષમા, તુ મર્મ છઇ," ઇમ કહઇ જ્યુધિષ્ઠિર રાજ. ૫
સત્યે તુ સૂરજ તપઇ, નઇ સત્યે તારા-સોમ.
સત્યના મારણ માટઇ, રહ્યુ છઇ આ વ્યોમિ. ૬

સત્યે તુ સર્વ ઔષધ રે, ફલઇ બારે માસિ
મેઘ-મારુત સત્યથી, સત્યે તુ અવિનાશિ ૭
સત્યે તુ શેષ ધરી રહ્યુ રે ક્ષમા, નહી પણ ખેદ
સત્યે વહ્નિ પરજલઇ રે સત્યે ચ્યારે વેદ ૮

સત્યે લિહિ લોપઇ નહી, સમુદ્ર સત્ય-અધીન
સત્યે તો સવિ દેવતા તે મન્ત્રના આધીન ૯
સત્યે વનિ ઋષીશ્વર રહ્યા કરીનઇ આશ્રમ
યજ્ઞ-યાજન-સ્નાન-સન્ધ્યા, સત્યે સઘના ધર્મ ૧૦
સતિવન્ત તુ આગઇ હવુ, ત્રિશઙ્કુ તણુ હરિચન્દ,
ભૂપતિ માહિ રાજિઉ, તુ આપણિ કવણુજ મન્દ ? ૧૧
વિશ્વામિત્ર-વસિષ્ઠનઇ ર પડ્યુ મોહનઇ વાદ
'હરિશ્ચન્દ્ર સતિ ચૂકઇ નહી,' ઇમ કહઇ વસિષ્ઠ ઉહ્લાદિ ૧૨
વિશ્વામિત્ર કહઇ, 'ચૂકઇ' સહી પોણુ પામી જાઇ
પરપચ્ચ તો પોહુરા કરયા, પણિ સત્ય ન ચૂકઇ રાઇ ૧૩

રિધિ રાજસમૃદ્ધિ સવિ હાર્યૂ છન કરિઉ બ્રાહ્મણિ
ઊપરિ તો રણિ કરિઉ રે, ભવા ભાર સુવર્ણ ૧૪
તન-તાત તેહઇ નીસર્યા રે, આપવાનઈ રણ
અગ્નિ તો તડકુ પ ઇ, ધામી ન્હા તા ધરણ ૧૫
રોહીદાસ કુઅર નાહનડુ, ભોજાઈ પિહિરી ચરણિ
બ્રાહ્મણે ઊદાતી લીધી, 'આપિ માહરુ રણ ૧૬
સતિવન્ત તુ એ ર ૯નુ, નિહિચાણા ડુમ-હાથિ
સ્રી-અગ્યાર પડ્યા જૂજુઆ, વેદ પુરાણે વાત ૧૭
ઉરણ બ્રાહ્મણનઇ થયુ, ને આપિ સભાભાર
અન્તરિ શ્રી ગોવિન્દજીઇ રે, કરી તેહની સાર ૧૮
હરિશ્ચન્દ્ર પુરી-અન્તરિ વસ્યુ, જુ સત્યે રાખ્યૂ આપ
તે માટઇ, રાણી ! માન યો, જે ધિક પડુ પરતાપ ૧૯

સતિવન્ત રાઘવજી હવા, દશરથ તણા કુમાર;
પિતાનૂં વચન શિરિ ધરી, ચાલિઆ વન મુઝારિ, ૨૦

ભાર્યા, લઘુ ભ્રાત સાથઈ. તવ ચઢાવી રીસં,
અપર માતાઈ જે કહ્યૂ, તે વચન ધરયૂં શીસિ. ૨૧

રાન વગડઇ રડવડઇ નઈ વસ્ત્ર-વિહોણા વીર,
એહ્‌વા માંહિ નારી ગઈ, તુહી ન મેહ્‌લ્યૂં ધીર. ૨૨

તેહ્‌ની સ્ત્રી વલી નઇ રાજિ પામ્યા, પણિ સત્ય ન ચાલ્યૂં જાય.
તે માટઈ, રાણી ! માનજ્યો, જે ધિક્ક પડ પરતાપ. ૨૩

સતિવન્ત રાજા બલિ હવુ, પ્રહ્લાદજી તણુ તન.
જ્યગ નવાણૂ કરયા તેણઇ, જિતવા ઇન્દ્રાસન. ૨૪

એક તણુ આરમ્ભ કીધુ, ખલભલ્યા સુરરાજ;
પરમેશ્વરનઇ પ્રારથ્યા, ' હાવઇ રાખિ, શ્રીમહારાજ ! ' ૨૫

બલિ-દ્વારિ વામન વેષ ધરી, કરઇ નિગમના નિર્ઘોષ.
અન્તેઉર માહિથુ આવિઉ, તિવારઇ રૂપ દીઠૂ તોક. ૨૬

રાઇ અતિ રલિઆતિ થયુ, ' માગિ, માગિ કાઇ દાન.'
' ઊંઠ કરમ મેદિની અહ્મનઈ, આપીઇ, રાજાન ' ૨૭

ત્રિણિ લોક ત્રિણિ પગ લેઇ કરયા, પછઇ અર્ધનુ નહીં ઠામ;
પૂંઠે પગ દેવરાવિઉ; પાતાલનુ કીધુ સ્વામિ. ૨૮

તેણઇ સતિ મૂક્યૂ નહીં, જુ ક્ષમા રાખી આપ.
તે માટઈ, રાણી ! માનજ્યો, જે ધિક્ક પડ પરતાપ. ૨૯

જે નરકગામી જીવડા, જે પડયા છઇ મોહ-પાશિ,
થોડઇ દાહડઇ જાણજ્યો, જે અધર્મ થાશિ નાશ." ૩૦

૯૪૬

## કડવૂં ૩૬ મૂં—રાગ એજ

ભીમ આવી ઊભુ રહ્યુ; રાઇનઇ કરયુ જુહાર,
" કાઇ એક કહૂં, તે સાંભલુ. તમ્યો મ કરશુ તિરસ્કાર. ૧
કૌરવ મનિ હસતા હશિ; કરતા હશિ મનિ ગેલ.
સિંહ મેહ્લિઉ સાંકલી. એક વાર છૂટુ મેહલિ. ૨

જાણીઉ, હસ્તિનાપુર દૂરૂં નહીં, કૌરવ કુલસૂં બન્ધ.
ગૃહ–હામિ......પાધરૂ, તુ તૂં સેવિઉંતુ સત્ય. ૩
એ અકર્મી અભાગિઆ, અન્ધ તણા કુમાર;
ચીર એહ શું તણાવઇ, બઇઠા સભા મુઝારિ ? ૪

ગદા મેહ્લૂં વેગથી રે, કરૂં કચ્ચર ત્યાંહિ.
બીજા જે કુરુ બોલતા તે આવતા ઓઝલ માહિ. ૫
મુઝનઇ મૃત્યુનૂં મનમાં નહીં, જ્યમ લોકનુ નહીં ત્રાસ;
હૂં અગ્નિથુ નવિ ઉસરૂ, પણિ પડિઉ તાહરઇ પાશિ. ૬

એક વારની દિઉ આગન્યા, હૂં લાગૂં તહ્મારઇ પાઇ.
કિહિશિ, 'અધર્મ પાણ્ડવે કરિઉ,' લૌકિક માંહિ કિહિવાઇ. ૭
તે માટઇ તહ્મનઇ હૂં કહૂં, તે માહરઇ શિરિ ગાલિ.
એકવાર જુ નવિ આથૂં, તુ નવિ સમઇ અન્તરિ જાલિ. ૮

બીજૂં તુ કાંઈ દુઃખ નથી, પણિ એક છઇ મનમાંજ,
કિહિશિ, 'માડીપણૂં કર્યૂં.' એ મનિ મોહ્ટી દાઝિ. ૯
જૂઠા પાસા પાડિઆ; અરે કાઢિઆ વનિ મહ્લ;
મૂછિ ઊપરિ કર ઘાતતુ, એ રિદઇ મોહ્ટી શલ્ય. ૧૦

કદાચ કિહિતા મરીશિ; ઓરતુ રહઇ મનમાંજ.
બીજૂં તુ કાંઇ દુઃખ નથી, પણિ દુઃશાસનની દાઝિ. ૧૧
' વહનિ વાકઇ ચીર કાઢ્યા,' વીસરઇ કિમ વાત,
દુર્યોધન નઇ દુઃશાસન જુ એકવાર આવઇ હાથિ ? ૧૨

મુહુનઈ ગતિ જાઇ તુ દિવમ નહીં, દિવસ તુ નહી રાતિ.
ઇમ વરસ તેગ્જ કીહા જ્વા ?", લેઇ ધરણિ કૂટઇ હાથ. ૧૩
" એક વાર તા, ધર્મજી ! આપીઇ મુઝ શીખ.
મૃત્યુથૂં અદકૂ નહીં, એવડી શી છઇ બીહ્ક ? ૧૪
પોતાના ઘર નીગમુ, લોકની ગખુ છુ લાજ.
દુ:શાસનનૂં રુધિર પિઊ તુ સમઇ માહ્રી દાઝિ" ૧૫
" ભીમ ! તૂં તા સત્ય કહઇ છઇ," વચન બોલ્યા ધર્મ,
" મુહુનઈ એ મતિ કિહા હવી, જે રમવા દ્યૂતજ કર્મ ? ૧૬
નીપજનાર નીપનૂં રે, હવૂં તે હોનાહ્ર.
તમ્યો તવ મુહુનઇ ૮ણુ, મ્યની બાન્ધવ ચ્યારિ. ૧૭
અધર્મીનઈ મારતા, સ્મૃતિ આપઇ ન્યાય."
ભીમ વચનુ બોલિઉ, " ઇમ કા કુહુ છુ, રાઇ ? ૧૮
અમ્યો ન થાઊ તહ્ય ઊફરા. તમ્યો સાંભળુ, મહારાજ !
એટલૂ કિહિવૂ તુ પડ્યૂ છઇ, જુ નથી રિહિતી દાઝિ." ૧૯
૯૬૫

---

## ૩ કૈરાતપર્વ—

### કડવૂં ૩૭ મૂં—રાગ દેશાખ

નિતિ નિતિ આપઇ આહાર ઋષિનઇ સર્વથા;
ભજન કરઇ ભગવાન, બીજી કાઇ નહીં કથા. ૧
મૃગયાઇ જાઇ વીર, કિહિ આમિષ મુખ આગલિ ધરઇ
ક્ષત્રીનઇ જે કર્મ કહ્યા છઇ, તે સઘલા કરઇ. ૨
ઢાલ–કુલધર્મ સઘલા સાચવઇ, આપાપણઇ અધિકારિ,
તિવારઇ વ્યાસ મુનિ તિહા આવિઆ રે, દ્વૈત વન્ન મુઝારિ. ૩
તિવારઇ હસ્તિનાપુરધણી હરખિઉ રે; બઇઠુ થયુ તેણી વાર.
પાઞ્ચાલીજી પાગિ લાગી, કરયા બહુ નમસ્કાર. ૪

આસન જે મૃગચર્મના, ઊપરિ બઇસાર્યા તે તાત
વિવિધ પરિ પૂજા કરી, સ્તવ્યઇ સઘના ભ્રાત. ૫
પછઇ પરાશર-સુત બોલિઉ, " તૂ, ગયસુ ! અવિધારિ
તમ્હો તહ્માર્ઇ પાલિઉ તે વચન, જે વિહિવારિ ૬
તહ્મારઇ આહિ અતિ ભલૂ છઇ, રાજની પઇરિ, રાઇ !
અનેક ઋષિ તિહા આહાર પામઇ, તેણઇ વિસ્તરિઉ મહિમાઇ ૭
તમ્હો તુ જાણતા હશુ જે, સુખી હશિ દુર્યોધન
ઝબકિ તેહ્નઇ અતિઘણી રે, એહ તહ્મારી, રાજન ! ૮
પ્રથમિ મન માહિ ઘણૂ, તેહ્નઇ તહ્માર ત્રાસ
ધિગ્ પણુ તે રાજિ માહિ ભલુ, ભલુ આ વનવાસ' ૯
વલી વ્યાસજ બોલિઆ, " તમ્હો સાભલુનઇ, ધર્મ !
આ વન થકુ કહીં વેગલુ, તમ્હો કરી રહુ આશ્રમ ૧૦
મોટા મુનિવર ધ્યાન-જોગી, દેહ દમઇ છઇ આપ
તેહ્નઇ તહ્મ જોઇ કરી, મનિ ઊપજઇ પરિતાપ ૧૧
અનના અર્થી નથી, જેહ્નઇ મહા છઇ સન્તોષ,
તેહ્નઇ જીવ-હિંસા જોઇ કરી, મનિ ઊપજઇ છઇ શોક" ૧૨
" અપાર, કા ? સ્વામિ ! કા નહીં ?' બોલ્યા રાઇ તેણી વાર
' આજ આ વનમા રહૂ છૂ, મનિ બીજઇ કારણિ ૧૩
જે અહ્મ થકી દુખ ઊપજઇ, તે કા કરીઇ, નાથ ?
અમારુ આહિ શૂ આછઇ ? રહી બાપની મીરાતિ ?" ૧૪
વલી વ્યાસજ બોલિઆ, " તમ્હો સાભલુ, નરેશ !
ગ્રન્થ ધર્મનઉ સાભલુ, એક મન્ત્ર કહૂ ઉપદેશ. ૧૫
તે ભીમ દિહિ વનિ દ્રોણ જાણતા, અવર નહીં કુણ પાસિ
તે રાગ તિ જાતા હશિ, તે મન્ત્ર કહૂં પ્રકાશ ૧૬
મૃત્યુ-સ્મૃતિ નામ દેવા, શીખવૂ, રાજન !
અર્જુન વિણુ નવિ આપીઇ,' કહી થયા અન્તર્ધાન ૧૭

પછઇ તે વન મેહ્લિઉં, આવિઆ કામ્યક વનિ,
વિદ્યા હુતી વ્યાસની તે શીખવિઉ અર્જુન. ૧૮
"આગઇ તા અર્જુન તણુઇ, વિદ્યાની ચ્યારિ આખિ.
પઞ્ચાયણુનઇ પાપથુ, વલી ગરવ-ધરનઇ પાખિ." (?) ૧૯
પછઇ ભ્રાત પાચે મિલી બઇઠા, કરિઉ મનિ વિચાર.
× × × × × × ૨૦
"સવિ શત્રુ સબલા આપણા, તે ભીષમ દ્રોણ ચ્યારિ. ૨૧
દુર્જ્યોધન પુત્રજ તેહ તણુ, જે વણવટઇ નાપઇ રાજિ,
જેણુઇ અબલાના પ્રાગ્રણ કાઢવા. તમ્યો વિચારુ મનિ, મહારાજ! ૨૨
તે માટઇ હું સ્વર્ગિ જઈનઇ, ભણુ તો વિદ્યાઇ
શત્રુનઇ ઇમ જિતીઇ, બીજુ નહીં ઉપાય ૨૩
દુહુવણિ મનિ આણી રહ્યા, વલી દ્વારકાપતિ ઈશ
તે માટઇ જુ તપ કરૂ, તુ સન્તોષૂ જગદીશ." ૨૪
ગદગદ કણ્ઠે બોલિઆ રે જ્યુધિષ્ઠિર રાજન,
"માહ્રુ મન કુણુ રાખશિ રે, તૂ વિના, અર્જુન? ૨૫
આ ભીમ રીંગો, નિકુલ નાહ્નો, સુભટ છઇ સિહિદેવ,
પૂછ્યા વિણુ બોલઇ નહી, વીર તો અશ્વમેન ૨૬
એકલી જે દ્રૌપદી, પુહુચઇ કેટલઇ હાહ્નિ?
નિતિ નિતિ કેટલા ઋષીશ્વરનઇ, આપેતુ આહાર. ૨૭
માહ્રઇ બલ તા જીભનૂં, અર્જુનૂ નહી આપ
એ માટઇ કુહુનઇ દુખ નહી, માહ્રઇ પોતઇ પાપ ૨૮
તુઝ વિના માનઇ નહી, વીર! તે માહ્રૂ મન.
જિમ રામનઇ લક્ષ્મણુ ભિઆ, તિમ મુહ્નનઇ તૂ, અર્જુન!" ૨૯
અર્જુન કહઇ છઇ, "રાયજી! તમ્યો દુઃખ ધરુ શા માટિ?
ચરણુ પાછા તુ ધરૂ, જુ વાત ધાતુ ધારિ." ૩૦
પછઇ વીર સઘલા તેડિઆ. અર્જુન કહઇ છઇ ઇમ્મ
"ધર્મરાઇનઇ દુહુવ્યાના મુહુનઇ કરુનઇ નીમ. ૩૧

આ ભીમ જિમતિમ બોલશિ. રાઇ ધરશિ શોક.
તમ્હો કુહુ તુ આહિ રહૂં; ન જાણૂં સુગ્લોકિ." ૩૨
પછઇ વચનિ ટાઢા કરયા; વલી ચરણે ધાલ્યા પાણિ.
"સ્વામીજી! રામ તહ્મારા, નહી દુહુવીઇ ધર્મરાણ." ૩૩
પછઇ અર્જુન ચાલિઆ, સવિનઇ નામી શીસ.
"કારજ્ય સવલા સિદ્ધ થાન્યો," એ સતી દિઇ આશીસ. ૩૪
પછઇ વિદ્યા હૂતી વ્યાસની, તે ઉરિ ધરીનઇ આપ,
અન્તરિક્ષ એહનુ ચાલિઉ, ભડ વિદ્યા તણઇ પ્રતાપિ. ૩૫
૧૦૦૦

---

## કડવૂં ૩૮ મૂં—રાગ એજ

વૈશમ્પાયન બોલિઆ, સુણિ, જનમેજે રાજન!
ઇન્દ્રકીલ પર્વત ઊપરિ, આવિઉ અર્જુન. ૧
સ્વર્ગ તિહાથૂં સમીપિ હુઇ. શક્રનઇ થયૂં તે જાણ,
'અર્જુન આવિઉ મુઝ ભણઇ, વિદ્યાનઇ નિરવાણ' ૨
પછઇ વિપ્રવેશે આવિઉ, વૃક્ષની બઇઠુ છાહિ.
અર્જુન-આહુ ઊતરિઉ; કહઇ, "સુભટ! જાએસ ક્યાહિ? ૩
દેવ, દાનવ અનઇ માનવ, જ્યક્ષ, કિન્નર વીર,
દીસઇ છઇ કુહુ પાઉનુ ધનુર્વિદ્યા તણુ ધીર. ૪
આહણુ છઇ કરિ ચાપના. તુણીર-ભરિઆ પાશ.
આહિ સગઇ કિમ આવી રહ્યુ? વચન વદનિ પ્રકાશિ." ૫
"તુ ધર્મ તણુ હૂં અનુજ કહાવૂં. હસ્તિનાપુર મુઝ ગામ.
કુન્તા તણુ હૂં દીકિરુ. અર્જુન માહરૂં નામ. ૬
પિત્રાઇઇ પરભવ્યુ; કાઢિઆ વન માહિ.
તેણઇ સ્વર્ગિ જાઉં શીખવા, ઇન્દ્ર રહઇ વિદ્યાઇ." ૭

કિહારઇ ભૂતગણસ્યું પરવરયુ, કિહારઇ ભૂતજ અગ્નિ.
વેદ ભેદજ લિહિ નહીં, જેહનઇ જટા માંહિ ગઙ્ગ. ૨૧
કિહી વારઇ રૂપ એહવું ધરઇ, લોક-પ્રલેકર જાણ.
કિવારઇ દૃષ્ટિયૂં અમૃત ઝરઇ, સવિ લોકનઇ કલ્યાણ. ૨૨
એહવુ જુ ઉમયાપતિ એકમનિ તાં આરાધિ,
તે તુહનઇ તૂઠા પછઇ, સર્વે થાશિ સાધ્ય." ૨૩
અગોચર એક મન્ત્ર ઇન્દ્રે, આપિઉ અભિધાન,
"તુહનઇ મિલશિ મહાદેવજી," કહી થયા અન્તર્ધાન. ૨૪
વૈશમ્પાયન બોલિઆ, સુણિ, જનમેજે રાજન !
પછઇ તિહાથી ચાલિઉ, ઉત્તર દેશિ અર્જુન. ૨૫
૧૦૨૫

---

## કડવું.૩૯ મૂં--રાગ ...

આવિઉ પર્વત-પાસિ, અર્જુન તેહ સમઇ.
સુન્દર સોભઇ વન, વિહઙ્ગમ બહુ રમઇ. ૧
વૃક્ષ-પૂષ્ફ તણી બહુ ભાજ, તે નવિ લહૂં.
કવિ કહિ, રસના એક, તુ હૂં કિમ કહૂં ? ૨
સુન્દર-નીર તડાગ, પિરિ પિરિ ભાતિનાં.
ભરિઆ જલ ગમ્ભીર, કમલ બહુ જાતિના. ૩
ચાતક, હંસ, ચકોર, મોર ઝીગારતા.
પઙ્ખી કોકિલ કીર, ભ્રમર ગૂંજારતા. ૪
એહવિ શ્રવણિ સુણ્યા શબ્દ દુન્દુભિ દેવના.
ત્ર્યક્ષ બોલિ જેકાર ગુણ મહાદેવના. ૫
વાજઇ ચઙ્ગ મૃદઙ્ગ, નાચઇ અપછરા.
વીર વિચારઇ મનિ, "હર આહિ છઇ ખરા. ૬

ઢાલ–મહાદેવજી આંહિ છઇ ખરા, જે જગતના સર્વેશ.
ઢાવઇ ખેપ ખરી કરૂં," કહઇ હસ્તિનાપુર-નરેશ. ૭
પછઇ અર્જુન બોલિઉ, "જુઉ અમ્બુ તણુ આશ્રમ."
ભાયા ભોમિ મેહલિઆ, પાથરઇ મૃગચર્મ. ૮
પછઇ નમસ્કાર કીધા ભાનુનઇ, આલિઉ જલમધ્ય;
સ્નાન-સન્ધ્યા, ધ્યાન-સ્મરણિ, અઙ્ગ કીધૂં શુદ્ધ. ૯
પુનરપિ બાહરિ આવિઆ, ધરયા ચાપ-તૂણીર;
જિહાં વૃક્ષની છાયા નહીં, તિહાં આવિઉ પછઇ વીર. ૧૦
એકાન્ત સ્થાનકિ અરણ્ય માહિ, પાથરયૂં મૃગચર્મ,
"મુઝ મન્દ તણુ, મહાદેવજી! તૂં સફલ કરિજ્યે શ્રમ." ૧૧
પછઇ ઉત્તર દિશિ આડૂ પડી, કરયા બહુ નમસ્કાર;
જે ધ્યાન ઇન્દ્રે આપિઉં, તે ધરયૂં રિદઇ મુરારિ. ૧૨
પછઇ ધનુષનઇ આધારિ ઊભુ, ઇશાનની ગ્રહી કુણ;
એકાન્તરા આહારી રહઇ, ફલ જે મિલઇ જીરણ. ૧૩
એક માસજ ઇમ ગયુ, બીજઇ એહ અભ્યાસ,
અમ્બુપાન કરી રહઇ; બીજી નહીં કાઇ આશ. ૧૪
તેહ માસ તુ ઇમ ગયુ, ત્રીજઇ વનનુ આહાર.
ચિત્ત ચપલ જાતૂં વારિઉં, અન્ય બીજઇ દાદૂરિ. ૧૫
મન વેધ્યૂં મહાદેવશું, મીન જલની પરિ.
કમલશું ઇમ ભ્રમર વેધિઉ, પ્રાણ છાડઇ વઇરિ. ૧૬
અઙ્ગુઠ ઊપરિ રહુ ઊભુ, જટા ઝાલી પાણિ.
શરીર તાં સૂકી ગયૂં, વલગી રહ્યા કહીં પ્રાણ. ૧૭
તપ, ધ્યાન, જોગેશ-સાધન, પવન કીધુ રોધ:
અઙ્ગુઠિ અણુમાત્ર અવનીઇ, રહુ તે તાં જોધ. ૧૮
પછઇ અર્જુન તણી જટા માંહિથી, પ્રગટ થૈ તાં જ્વાલ.
ત્રૈલોક લાગૂં ડોલવા, જાણ્યૂં, 'હાવઇ પ્રલેકાલ.' ૧૯

આરાધઇ ઉમયાપતિ; અન્તરિ લાગૂં ધ્યાન.
કૈલાસથા મહાદેવજી, થયા કમ્પાયમાન. ૨૦
સપ્ત ઋષિ તિહાં ખલભલ્યા; ચલવલ્યા રવિ–ચન્દ્ર.
અમર ઓલાણા ઘણું, પછઇ આવિઆ જિહાં ઇન્દ્ર. ૨૧
સવિ સુર મિલી આવિઆ, જિહાં બઇઠા ગિરિજાનાથ,
"અર્જુને કીધા આકલા; હાવઇ શીમિ મેહલુ હાથ. ૨૨
તપ તણૂં તા તેજ એહવૂં, ત્રૈલોકિ લાગી જ્વાલ.
તહ્ય વિના કુહુનઇ કહૂં ? દયા કીજિઇ, દયાલ!" ૨૩
કૈલાસપતિ વલતા વદઇ, "તમ્યો જે ન આણુ, દેવ!
અર્જુન આવઇ મુઝ ભણુઇ; તપ માડિઉ અવશ્યમેવ. ૨૪
તમ્યો તહ્યારઇ ઠામિ જાઉ, ઉદાડી સહૂ આજ."
પ્રણામ કરી પાછા વલ્યા, સરચાં સઘલાં કાજ. ૨૫
પછઇ ગઙ્ગાધર ગિરિજાપતિઇ જોયૂં, ગ્યાન ધરી મન માંહિ;
'અર્જુનનૂં મન મુઝ ભણુઇ, ક્ષણમાત્ર અલગૂં ન થાઇ.' ૨૬
હર પારધિ પોતઇ થયા; જોઆરિ સેવક સઙ્ગિ;
કાછ પિહિરિઉ કટી લગઇ; ગાતડી બીડી અઙ્ગિ; ૨૭
કામઠૂં એક કરમધ્યે ધરયૂં; ભાલોડિઆ બે ચ્યારિ;
કૈલાસથા ઇમ ઊતરયા, ત્રૈલોકિપતિ ત્રિપુરારિ. ૨૮
ભવાની થયા ભીલડી; પિહિરયૂં અર્ધ અમ્બર અઙ્ગિ;
વાઘનૂં [ચર્મ] કટીઇ વીંટયૂં, શબરી બિહૂ–સ્યૂહ સઙ્ગિ. ૨૯
અર્જુનજી જિહા તપ કરઇ, આવિઆ તેણઇ ઠાહરિ;
ધનુ ભાથા પેખિઆ, પછઇ વિમાસઇ ત્રિપુરારિ, ૩૦
'મુહુનઇ દેવ–દાનવ બહુ મિલ્યા, તપ કરઇ વન માહિ,
આયુધ કવણે નવિ ધરયાં. હાવઇ જોઇઇ એહનઇ સાહિ. ૩૧
કિહિવુ છઇ બાણાવલિ ?' ઇમ વિચારઇ હરભૂપ.
એક મૂકિઉ ગણુ પોતા તણુ; તેણઇ શૂકરનૂં ધરયૂં રૂપ. ૩૨

પૂંઠે તા પોતઇ થયા, કરિ શર-સન્ધાણ;
આગલથા તે ધસમસઇ, મહાદેવ મારઇ બાણ. ૩૩
હૂંકારા સબલા કરઇ, શમ્બર તણુ બહુ સાથ.
અર્જુન તિવારઇ જાગિઉ, કરચૂં કાંવડ હાથિ. ૩૪
ચાપિ શર-સન્ધાણ કીધૂં; કોપિઉ કટ વીર;
વીજની પઇરિ વેધિઉં, માયા શૂકર-શરીર. ૩૫
એહ દિશિથા બાણ આવઇ; પ્રાણ જાઇ છઇ કાઇ.
મહાદેવ કહઇ, 'મઇ મારિઉ,' 'મઇ મારિઉ,' કહઇ અર્જુન રાઇ. ૩૬
"અરે ભવના ભીલડા! તૂં મેહલિ મિથ્યાવાદ.
પ્રાણ જાશિ તુઝ નીસરી, એકિ બાણિ મુહુનઇ બાધિ." ૩૭
બિહિને તા બોલે ચડ્યા; ઓસાર નાપઇ કોઇ.
જનમેજે રાઇ' સાભલ્ય, ઝૂઝ દારણ હોઇ. ૩૮

૧૦૬૩

---

## કડવું ૪૦ મું—રાગ આંદોલ

સ્વામી' એ હર-નર તણુ સઙ્ગ્રામ, એ નરક નિવારઇ રે,
જેહના નામ થકઇ રે. ૧
સ્વામી' પિહિલા ઇશ મિલ્યુ;
બાણ તુ મારી કરીનઇ અર્જુન કરયુ આકલ્યુ ૨
હાલ-અર્જુનનઇ આકલુ કરયુ. કોપિઉ કિરીટી વીર;
અગણિત પાછા પ્રેરિઆ; ભેદિઆ શઙ્કર-શરીર. ૩
વિશ્વવ્યાપક ઇશિ રીમે, મેહ્લિઆ જવ બાણ,
અર્જુન આખુ ઢાકિઉ, વાદલ માહિ જિમ ભાણ. ૪
પારથે પાછા કરી, નારાચ સાધ્યૂં એક;
ચાપિ-શર-સન્ધાણ કીધૂ, તિવારઇ શઙ્કિઆ સુર-શેપ. ૫

તે શિરઇ માંહિ ભેદિઉં, હર થયા તવ નિશ્વાસ.
ઉમયાપતિ ઇમ બોલિઆ, 'હાવઇ મેહ્લિ માહરી આશ.' ૬
વલી પૂઠિ પૂરિઆ અગણિત તે તા બાણ,
ઈશ આપા ઢાંકિઆ, વાદ્દલ માહિ જિમ ભાણ ૭

એક મુહૂર્ત મૂર્ચ્છા રહી. પછઇ ઊઠિઆ ત્રિપુરારિ,
અર્જુન ઊપરિ બાણ મૂકઇ, તેહ્નુ નવિ જાણું પાર. ૮
ઉરિ બાણ સન્ધઇ, રુધિર ચાલઇ, વાવશ જેહ્નુ વર્ણ.
ત્રૈલોકિ-પતિ મહાદેવ, વલી આહિ સખા-જગજીવન ૯
અર્જુનઈ જે બાણ મેહ્લઇ, તે તે લિઇ મહાદેવ,
આગઇ પાછઇ આવતા, ભાથા માહિ અક્ષમેવ. ૧૦

પછઇ હાથ ભાથઇ ફેરવિઉ. એકે નહીં માહિ બાણ.
પારથ કહિ, "ભાઇ અહિસગ!, હાવઇ પાડ્યા માહરા પ્રાણ. ૧૧
માહરા અખિ ભાથા અગ્નિઇ આપિઆ," ઇમ કહઇ અર્જુન રાય,
"ક્ષણ એક માહિ ખૂટી ગયા કારણ કાઇ કહિવાઇ ૧૨
મઇ દશોદિશના રાય જિત્યા, કરીનઇ બહુ જૂધ
ઇન્દ્ર મુઝથી ઓસરયુ, હૂ આહિ થયુ અબૂધ ૧૩
અરે ભવ તણુ બીહુ, કિરાત છઇ કુણમાત્ર?
માહરા અક્ષિ જુ ક્ષિં પામિઆ, તુ કવણક પોહ્તૂ પાત્ર" ૧૪

વિમાસણ મન માહિ કરતા, ન પુછઇ કાઇ વાત,
"આગઇ કષ્ટ પડઇ તિહાં આવતા; હાવઇ હરિઇ મેહ્લ્યા હાથ. ૧૫
હરિ! પોતાના જે કીજિઇ, તેહ્નઇ હાથિ વધીઇ શીસ
વનાણી નવિ મારીઇ, સ્વામી શ્રીજગદીશ! ૧૬
ક્ષત્રીના અમ્હો દીકિરા, તૂ સખા, શ્રીમહારાજ!
એ બીહડુ મુકુંનઇ માગથિ, તુ લક્ષ્મીવરનઇ લાજ." ૧૭
અર્જુનઈ તિહાં આલોચઇ, હર આવ્યા તેણઇ ઠામિ,
"ઊઠિ, તાપસી! શૂ બઇઠુ? કીજિઇ સંગ્રામ." ૧૮

બાણુ વિના જૂધ શિ કરઇ ? પછઇ ધનુષ દ્દૂ હાથિ
ઈશ ઊપરિ નાખિઉ, કરવાનઇ ઉપવાત ૧૯

નાખતા તે નિરખિઉ, વનતૂ ન દીઠૂ વીગિ
અદૃષ્ટ થૈનઇ તે ગયૂ એકનુ આપ રાગરિ ૨૦

તુહી નમી નર આપઇ નહીં, પાસઇ પડ્યા પાષાણુ
ઈશ ઊપરિ નાખિઆ કોઇ ન મૂકઇ માણુ ૨૧

તેહ તુ ખૂટી ગયા પછઇ વિમાસઇ ભડ વાત
અર્જુન નઇ મહાદેવ પછઇ આવ્યા બાથોબાથિ ૨૨

ગરુગ તા બહુ વામ રની. નીગાણે કરઇ નાદ
વન ગ્લૂ મવનઇ ધમવમી પંખી ન પાડઇ સાદ ૨૩

ટીંચણિઆ, કુહણી સહી પ્રહાર-પાટૂ ભાન
અર્જુન નઇ મહાદેવજી, તણિઇ જેરીમ ન ૨૪

વનગતા ભોમિ પડઇ, વળીનઇ ખડા થાઇ
જટા ઝાલઇ ઈશની કૈલાસપતિ કર ખાઇ ૨૫

અર્જુન વસ્તુ વાધિઉ હરદેવિ ખાધી હાણિ
મારી ખીધા જાજગ અર્જુનિ શ્રીત્રિપુરારિ ૨૬

પછઇ હર ભોમિ પડ્યા નહીં કાંઇઇ સાન
આકાશ થકુ જુ જાણીઇ પડિ પૃથ્વીઇ ભાણુ ૨૭

અર્જુન એક પામઇ બહુ સુખ સામ નવિ માઇ
શિવનુ કીહ ભમઇ, અનઇ રાવણે સવિ કાઇ ૨૮

૧૦૮૧

## કડવું ૪૨ મું—રાગ એજ

ઋષિજીનઇ પૂછઇ રાયજી,
મન માંહિ સન્દેહ અતિ ઘણૂં એ. ૧

× × × ×

[ એકલઇ અર્જુનિ ઈશ હણ્યુ એ. ] ૨

ઢાલ-એકલઇ અર્જુનિ કિમ હણ્યા, એ વિશ્વવ્યાપી ઈશ ?
તે ભ્રાન્તિ ભાંજઇ મન તણી. હૂં કહૂં નામી શીસ. ૩
વૈશમ્પાયન વલતૂં વદઇ, તમ્યો સાંભળુ, ભૂપાલ !
ભક્તનઇ વશિ ભસ્મધારી, દયાસિન્ધુ દયાલ. ૪

અપત્યના અપરાધ બહુ, નવિ ગણઇ માઇ નઇ બાપ.
છોરૂનઇ છેહ આપઇ નહીં; દુ:ખ સહઇ બહુ આપિ. ૫
નહીં તુ અર્જુનનુ કિહા આસરુ, જે સૃષ્ટિ તણુ સંહાર,
મીટ કરતી જાઇ ક્ષણમા, કરઇ જે પ્રલેકાર ? ૬

ભક્તનઇ લડાવવા, જોવા બલનૂં માન,
અર્જુનથા તેણઇ ઓસરયા, હિદઇ આણી ભગવાન. ૭
એક મુહૂર્ત મૂર્ચ્છા રહી છઇ. ઊઠિઆ ભવ-ભૂપ;
અર્જુનજીનઇ દયા કરવા, ધરયૂ કેવલ રૂપ. ૮

મ કિહિ, ' એહનઇ ગમ નહીં.' સાંભિ પડઇ સુર-શેષ.
મન્દ તણુ કિહા આસર ? કારઇ કહૂં વિશેષ. ૯
જે રૂપ-વર્ણનઇ સાંભરઇ, એકાગ્રિ લહીનઇ મતિ,
જનુની-જઠરિ આવઇ નહીં; શિવલોકિ જાઇ જન. ૧૦

જટાધરની જટા એહવી, કનક-કાન્તિ કેરડ઼ઃ
જિમ ચમકઇ વીજલી તિમ ઝલહલઇ માંહિ ગઙ્ગ. ૧૧
રવિ-ચન્દ્ર-પાવક પરજલઇ, ત્રિહ્ નેત્ર માંહિ પ્રચણ્ડ.
ભમાની છબી તાં અર્ધાં, જાણિઇ કામનુ કોદણ્ડ. ૧૨

શુક-ચઞ્ચ. શોભિત નાસિકા, બીજ રુચિર હીરાજ્યોતિ.
મણિરત્ન કુણ્ડલ ઝલહલઇ; ધરઇ નીલગ્રીવા-કપોત. ૧૩

પઞ્ચ વક્ત્ર વિશાલ એહવાં, ભુજા દણ્ડ-પ્રમાણ;
કટી-લંકું જાણિઇ કેસરી; ગજ-સૂંઢિ જઙ્ઘા જાણિ. ૧૪

પદ્મપદ અતિ પાગ કોમલ; નખજ્યોતિ હીરા જાણિ.
ચ્યારિ ષોડશ, ચ્યારિ ઊણા, અઙ્ગિ ઉદરિત ભાણ. ૧૫

રિદઇ શીતલ શમ્ભુનૂં, તે ભક્ત તણુ આરામ.
કવિ કહઇ, હૂં શૂં કહૂં રે ? સકલ-શોભા-ધામ. ૧૬

ડાક ડમરૂ ત્રિશૂલ આયુધ, પીનાક છઇ વલિ પાણિ.
અનન્ત આયુધ છઇ ઘણાં, એ ભુજઙ્ગભૂષણ જાણિ. ૧૭
વાઘચર્મ કટીઇ વીંટિઉં. ગજચર્મ ઓઢયૂ અઙ્ગિ.
વાહન વૃષભ બલિષ્ટ છઇ રે. સતી છઇ વલિ સઙ્ગિ. ૧૮

વામભાગિ ભવાની સોભીઇ રે. કોટીઇ કોમલ જન્ત.
અકસ્માત અર્જુનિ દીઠા; થયુ રોમાઞ્ચિત્ત. ૧૯
કેટલા સુરજ્ય કહૂં નઇ કેટલા કહૂં કામ ?
એહેવી શોભા કહૂં જુ ન જાણું તેહનૂં નામ ? ૨૦

વાદલ માહિ જિમ વીજલી, કરઇ ચમકાર,
અર્જુન આગલિ ઈશ ઊભા, થૈ ગહિઉ ઝાટકાર. ૨૧
અર્જુન તવ અકળાઇ રહ્યુ. ઊભુ અઙ્ગિ ન થવાઇ.
દીંચણુ-ભરિજ ભડ થયુ. ચરણે નમિઉ ગાઇ. ૨૨
" અરે માહરા બાપજી ! આહવી ન જાણૂં વાત,
' ભીલ થૈનઇ ભોલવુ;'' ભ્તવતુ હોઉ સાક્ષાત. ૨૩
૧૧૧૪

## કડવૂં ૪૨ મૂં—રાગ [ગોરી]

" તલનઇ મારિઆ ઘણુ, ગિરિજાધણી રે।
મઇ કીધૂ કામ અઘોર કિહિ કણે નીનમણિ રે 1
મઇ અન્યા મોટુ કરિઉ, ગિરિજાધણી રે।
હ તુ તસ્કર ચોર, કિહિ કણે નીનમણિ રે 2
ભીન થઈ મુકુનઇ ભોનવ્યુ, ગિરિજાધણી રે।
તમ્યો ગીધૂ રૂપ-કિરાત કિહિ કણે નીનમણિ રે 3
તેણઇ હ સાસઇ પડયુ, ગિરિજાધણી રે।
માનિ પડ્યા ગુરુ-શેખ, કિહિ કણે નીનમણિ રે 4
તૂ અમનિત કનણિ નવિ કર્યુ, ગિરિજાધણી રે।
તાહરી મોટી માયા લેખિ કિહિ કણે નીનમણિ રે 5
શુક નારદ મોટા મુનિ, ગિરિજાધણી રે।
તૂ અકનિ કરુ નવિ જાઇ કિહિ કણે નીનમણિ રે 6
હરિ નાથ થકુ તૂ ઊપનુ ગિરિજાધણી રે।
તેહનઇ સામુ થાઇ કિહિ કણે નીનમણિ રે 7
નારાયણ તુહનઇ નમઇ, ગિરિજાધણી રે।
તુ અંશ હ કુણ માન? કિહિ કણે નીનમણિ રે 8
મહ જેના બીજુ નથી ગિરિજાધણી રે।
તુઝ મગમૂ પોઢ પાન કિહિ કણે નીનમણિ રે 9
સહસ સાગર તાહરી કૃપામા ગિરિજાધણી રે।
અઢઇ ગુણ નગર માન, કિહિ કણે નીનમણિ રે 10
રવિ-શશિ-વહ્નિ ધરી રહ્યા, ગિરિજાધણી રે।
શિરિ ગંગા ઝાકઝમાન, કિહિ કણે નીનમણિ રે 11
તૂ તુ ઓલખિઉ નવિ જિનઇ, ગિરિજાધણી રે।
જે મોટા નવિ મરન્ત, કિહિ કણે નીનમણિ રે 12

મુઝ ઊપરિ દયા કરુ, ગિરિજાધણી રે!
થયુ તૂં કરુણાવન્ત, કિહિ કણ્ઠે નીલમણિ રે." ૧૩/૧૧૨૭

---

## કડવું ૪૩ મૂં—રાગ વસન્ત

વલતા શમ્ભુ એણી પિરિ બોલ્યા, "સાંભલિ, તૂં અર્જુન!
મનસા વાચ્યા નઇ કર્મણા, હૂં સન્તોષાણુ મન્નિ. ૧
શા માટઇ થૈ રહ્યુ સણમણુ, તૂં અર્જુન! અબૂઝ?
અજાણ્ય તઇ પ્રહાર કીધુ, તે કીધી માહરી પૂજ. ૨
તે ઊપરિ દષ્ટાન્ત કહૂં; અર્જુન! તૂં અવિધારિ.
સર્વ થકી તા ગિરિજા મુહુનઇ, વાહલી તાં નિરધાર. ૩
તેથી ભક્ત ઘણૂં મુહુનઇ વાહલા, જિહા તેડઇ તિહા જાઊં.

× × × × × × × " ૪

તે માટઇ શમ્ભુ ઇમ કિહિ છઇ, "અર્જુન! તૂં અવિધારિ.
મઇ તુ તાહરી પૂજા માની, જે તઇ કીધ પ્રહાર." ૫
'અર્જુનનઇ અગ્નિ ઘણી આપદા,' મનિ જાણી કીધા મીટિ;
પૃષ્ઠ ઊપરિ પછઇ હાથ ફેરવ્યુ. પહુરી કીધી સવિ પીડ. ૬
શમ્ભુઇ પછઇ બાહિ ગ્રહી કહ્યૂ, "બઇઠુ થા, રે બાપ!
આ અક્ષિ ભાથા લિહિનઇ તાહ્રગ. લિહિનઇ તાહરૂં ચાપ. ૭
શૂં તુહુનંઇ કહૂં? મુહુનઇ ઘણૂં સન્તોષ્યુ, તે હૂં, અર્જુન! જાણૂં.
બદરીનારાયણ ઋષિ તપ કરતૂ, સહસ્ર વર્ષ મન્થાણૂં. ૮
નર-નારાયણ તમ્યો અવતરયા, કૃષ્ણાર્જુન તા જોડિ.
તાહરુ સ્વાંમી 'પૂર્ન્સ-આહારુ,' કહઇ શમ્ભુ કર જોડી. ૯
"માગિ; માગિ, માગિ, રે અર્જુન! જે માગઇ તે આપૂં.
તુહુનઇ તુષ્ટમાન થયુ છુઃ સ્થાનક સ્થિર કરી સ્થાપૂં." ૧૦

વલતા અર્જુન એણી પિરિ બોલઇ, "બિં વર મુહનઈ આપુ.
પાશપતાકા અસ્ત્ર આપુ; સ્થિર કરીનઇ સ્થાપુ. ૧૧
માહરઇ ભીષ્મ દ્રોણ તણુ બિ મોહ્દુ, કૌરવશું જૂધ થાશિ;
તે માટઇ એ અસ્ત્રજ આપુ, તેહ્નુ કરેવા નાશ." ૧૨
વલતાં શમ્ભુ એણી પિરિ બોલ્યા, "કાંઇ બીજૂં માગુ, બાલ!
એ અસ્ત્ર અમ્યો તિવારઇ વાવરૂં, જિહારઇ હુઇ પ્રલેકાલ." ૧૩
કહઇ અર્જુન, "સ્વામી! સાંચવશું. એ વિદ્યા આપીજિ."
"અપાર, આના! શુદ્ધ થૈ આવુ. એ વિદ્યા તાં દીજિ." ૧૪
અર્જુન સ્નાન કરીનઇ આવ્યુ; ઇમ કહઇ કરુણાવન્ત.
"અરે અર્જુન! એ મન્ત્ર તણુ, તુહનઇ દેખાડૂં દષ્ટાન્ત." ૧૫
મહાદેવિ કહ્યૂ કરણાવન્ત, મન્ત્ર તણૂં અભિધાન.
'જાણઇ આગઇ હૂતૂં આવડૂં,' એહ્વુ ચતુરસુજાણ. ૧૬
તે મન્ત્ર તણુ ઉચ્ચાર કરતાં, પર્વત હૂતુ પાસિ;
ફાટીનઇ બિ ફાડિ થયુ રે, એહ્વુ તેજ–પ્રકાશ. ૧૭
"અરે અર્જુન!" ઇમ કહઇ ઉમયાપતિ, "અન્તર તણી જુ સાખિ.
દેવ-દૈત્ય કહઇ નથી આપિઉ, તે તુઝ પાસઇ રાખિ. ૧૮
વિશુ-પીછઇ કહીં નવિ મેહ્લશુ," ઇમ બોલ્યા શમ્ભુ વાણિ;
"એ મન્ત્ર તુઝ પામઇ એન્તુ, તેણઇ હશિ તુઝ કલ્યાણ." ૧૯
"હા, સ્વામી! મુઝ પાસઇ રાખિશિ," ઇમ અર્જુન બોલિઉ વાત;
પુનરપિ તા ચરણે લાગુ; સ્તુતિ કરી સાક્ષાત. ૨૦
પર્વત જે બિ ફારિ થયુ, તે સીંચિઉ અમૃતધારિ,
કીધુ તા તેહ્નુ નઇ તેહ્નુ, તેણઇ સમઇ ત્રિપુરારિ. ૨૧
વર આપીનઇ ઈશ વલ્યા; પુહુતા જૈ કૈલાસિ.
અડ્ડૂંપટ્ડે તવ જુઇ અર્જુન, 'હવડાં હૂતા પાસિ.' ૨૨
ચક્ષ ચોલીનઇ જુઇ અર્જુન, 'તેજ નથી મુઝ પાસિ.'
સવ્યસાચી તવ સામઇ પિંડિઉ, 'મઇ દીઠુ તેજ–પ્રકાશ.' ૨૩

પુષ્પ-વૃષ્ટિ અન્તરિક્ષથીં હુઇ; દુન્દુભિ વાજઇ દેવ,
'ભલુ, ભલુ,' સુર સહૂ કહઇ, 'તુહુનઇ ત્રૂઠા શ્રીમહાદેવ. ૨૪
ક્રોડ વરસ જુ કાઇ કષ્ટઇ તુહીં એ વર નાપિ,
તે પાર્વતીપતિ પ્રસન્ન થૈનઇં, પછઇ પાશપતાકા આપિ.' ૨૫

પૂર્વથા પછઇ ઇન્દ્ર પધારયા, પશ્ચિમદિશથા વરણ,
દક્ષિણથા પછઇ ધર્મ પધારયા; અર્જુન લાગઇ ચરણિ. ૨૬
ઉત્તર દિશ તણઇ પાસઇથા ઇશ તણુ ભણ્ડારિ,
ધનદ નામ તા તેહૂનૂં કહીઇ. વરતિઉ જેજેકાર. ૨૭
વરણિ વારુણા-અસ્ત્ર આપ્યૂં. દણ્ડ આપ્યુ યમરાજિ.
કુબેરે એક અસ્ત્રજ આપ્યૂં, શત્રુ તણાં દલ ભાજિ. ૨૮

વર આપીનઇં ઇશ વલ્યા, પછઇ બોલ્યુ ઇન્દ્ર વચન,
" સ્વર્ગ થકી તુહુનઇ રથ મોકલૂં. બઇશી આવિ, મુઝ તન! ૨૯
પછઇ તુહુનઇ વિદ્યા ભણાવૂં. અભિલાષા હુઇ મન્નિ,"
ઇમ કહીનઇ ઇન્દ્ર ઉત્પત્યા; પુહુતા સ્વર્ગ-ભુવન્નિ. ૩૦

રત્નજડિત એક રથ મનોહર. અશ્વ જોતરયા ચ્યારિ,
દારુકનઇ પછઇં દીધી આજ્ઞા. આવિઉ તેણઇ ઠારિ. ૩૧
અન્તરિ આવીનઇ રથ રાખ્યુ. સુણિ, જનમેજે! વાણિ.
અકસ્માત અર્જુને દીઠુ, પ્રગટિઉ બીજુ ભાણ. ૩૨
ઇન્દ્ર તણુ દારુક ઇમ બોલિઉ, " રે અર્જુનજી! અવિધારુ.
આણઇ રથિ બેશીનઇ, સ્વામી! સ્વર્ગ-મધ્યિ પધારુ." ૩૩

વલતા અર્જુન એણી પિરિ બોલ્યા. " દારુક! તૂં અવિધારિ.
ત્રણિ જણા એણઇ રથિ બઇસઇ. મુહુનઇ નહીં અધિકાર. ૩૪
કિહિ બઇસઇ શઙ્કર, સુરપતિ કિહિ, બઇસઇ વિશ્વાધાર.
હૂં કુણમાત્ર અજ્ઞાન અલ્પથી, જે મુહુનઇ અધિકાર?" ૩૫
વલતૂં દારુક એણી પિરિ બોલઇ, " સ્વામિ! ઇન્દ્રિ આજ્ઞા દીધી."
પછઇ અર્જુનિ આઘુ આવી, અશ્વ તણી સ્તુતિ કીધી. ૩૬

પછઇ રવિ તાં પોતઇં બઇઠું, ઊલટિ આણી મનિ;
નેત્ર તણુ નિમેષજ કરતા, પુહુતઇ સ્વર્ગ-ભુવાન. ૩૭
૧૧૧૪

---

## ૪. ઇન્દ્રલોકાભિગમનપર્વ—

### કડવું ૪૪ મું—રાગ એજ

વૈશમ્પાયન એણી પિરિ બોલ્યા, જનમેજે! અવિધારિ.
ઇન્દ્રમદનિ પછિ અર્જુન આવ્યુ, વરત્યુ જેજેકાર. ૧
સુરપતિ તુ પછઇં સાહ્મુ આવ્યુ, લેઇ નાના ઉપહાર;
વિવિધ પઇંગિ વધાવ્યુ અર્જુન, ઇન્દ્ર તણી જે નારિ. ૨
પઞ્ચ શબ્દ વાજિત્રજ વાજઇ, રમ્ભા નાચઇ ગાનિ.
પાણિ ગ્રહી પાસઇં બઇસારયુ, સુર કેરઇ ગજાનિ. ૩
વિવિધ પઇંગિ તવ પૂજા કીધી, પુષ્પ–નાના સંયોગિ.
સ્વર્ગ તણા સુખ ભલા ભોગવઇ, સર્જું વિના અન્ય ભોગ. ૪
સુરપતિ હેત કરઇ સુત જાણી, આણી દયા તે મનિ;
મોટા મન્ત્ર હતા વિદ્યાના, શીખવિઆ અર્જુનિ. ૫
અસ્ત્રવિદ્યાના ભેદ શીખવ્યા, ધનુર્વિદ્યા કહિવાઇ,
સ્વર્ગ માહિ જે સાર હતું, તે શીખવિઉ સુરરાઇ. ૬
એક વાર ઇન્દર જે કિહિતા, તે ગ્રહતુ અર્જુન વીર.
‘ જાણિઇ, આગઇ હતું આવડ,’ એહવુ વિચક્ષણ વીર. ૭
વૈશમ્પાયન કિહિ, સુણિ, ભૂપતિ! જનમેજે રાજન '
સુરપતિપઇં તેજસ્વી દીસઇ, બઇઠુ અર્ધ–આસાન. ૮
આગઇ સખા સારંગધર દેગ, વલી મિલિઆ મહાદેવ.
ઇન્દ્રે અર્ધ આસનિ બઇસાર્યુ, સુર–નર કરઇ જેહની સેવ. ૯
તેહના સ્વરૂપ–કલા–ગુણ આગલિ, સંકોચઇ સુર માન.
જાણિજ ભૂપતિ ન્હાન હતુ, પણિ પારથ સરખા પાત્ર. ૧૦

સ્વર્ગ માહિ છઇ ઘણી અપછરા, તે મધિ મુખિ છઇ ચ્યારિ.
ધૃતા, તિલોત્તમા નઇ મેનકા, ઉર્વશી નિરધાર. ૧૧
નિતિ નૃત્ય કરઇ અપછરા, રીઝવના સુર-મન.
અર્જુનનૂં મન ક્ષણુ નવિ ચલતૂં. એક વિદ્યાનું અધ્યન. ૧૨
અર્બુદ ગાન્ધર્વ સઙ્ગ્રાયઇ, અર્જુનનઇ થૈ પ્રીતિ.
પ્રેમ કરી તેણુઇં શીખવિઉ, પારથનઇ સઙ્ગીત. ૧૩
પૂર્વૈ ગાન્ધર્વ હુઇ સુન્દર, જે દીઠઇ મન મોહિ.
પણિ અર્જુન કેરૂ રૂપ દેખી, ચકિત થયુ તે જોઇ. ૧૪
એક સમઇ ગાન્ધર્વ ગયુ, પોતાનઇ તા દ્વારિ,
ગર્જભરિ રમતા વાત નીસરી, "ઉર્વશી! તૂં અવિધારિ. ૧૫
ત્રણિ ભુવન માહિ તેહ નથી, જે માહૂં તાહ્રઇ પાસિ.
અર્જુન જુ અઙ્ગિ નવિ ભજિઉ, તુ તૂ રહી ગર્ભવાસિ. ૧૬
તેહ્નૂં સ્વરૂપ-કલા-ગુણુ-લાવણ્ય, મઇ મુખિ શૂં કિહિવાઇ?
ધન્ય જનુની, જેણીઇં ગર્ભ ધરિઉ, પ્રસવ્યુ અર્જુન રાઇ." ૧૭
ત્યારિ ભમર-ધનુષ ચઢાવી બોલી, "અર્જુન કેહી માત્ર?
જેણુઇ કામિ કરચા તા કિંકુર, તે મઇ પાડચા પાત્ર. ૧૮
જન્મ થિકા જે હતા જોગી, સ્ત્રીપુરુષ-વિગત નવિ જાણિ,
અધવચિ તપ મકીનઇ ઊઠચા, મુચ્છાંતે મોહબાણિ. ૧૯
અર્જુન તણુ તે કવણુ આસરુ? હવડા અહીનઇ લ્યાવૂં.
સુરત તણા ગ્રમુ નવિ વિરમઇ, તુ હૃ બિરદ ધરાવૂ." ૨૦
ઊગટ અઙ્ગ કરચા અધિકેરા, વેણી વિચિત્ર ભરાવી,
ભૂષણુ-વસ્ત્ર સજ્યા તે સુન્દર, મન્મથમાન હગવિ ૨૧
નેત્ર તણાં તીક્ષણુ શર અદ્વા, ઉર-અધવચિ તા ચાલિ;
કામ-કટક-દલ-સાથ સાઝ, ભમાઇ ચાપ ચઢાવી ચાલિ. ૨૨
અર્જુનનઇ અધ્યન વિદ્યાનૂં. અનુદિન એ અભ્યાસ.
વ્યોમ થકી જાણિ વીજ વછૂટી, ધાખી પિરિ આવી પાસિ. ૨૩

અર્જુનિ ઊંચૂં જવ નિહાલ્યૂં, નયણે તે સનકારિ.
ઊઠી અર્જુન પાસઇ આવ્યુ; તે કાંઇ નહીં અહંકારી. ૨૪
વિનના વચન હશીનઈ બોલી, "સાહિનછે, અર્જુન! હાથ."
ચાલા ચપલ કરઇ અધિકેરા, કામ–કટક–દલ સાથિ. ૨૫
"આવુ છ આપણિ રમીઇ. જે રમીઇ રાસવિલાસ.
આંહિ આવ્યા તમ્યો શાં સુખ પામ્યા, જુ નાવ્યા મુઝ પાસિ?૨૬
અલ્પમાત્ર ઇન્દ્રાસન ખઇહૂ, તે સુખ મનિ મ જાણ.
સ્વર્ગ તણાં સુખ તિવારઈ લિહિશુ, જિહારઈ અહ્મનઇ સેજિ આણ.૨૭
સુરત તણઇ રસિ કરુ ઝકોલા. અમ્યો આલિંગન દીજિ.
અધર-અમૃત પીતાં નહીં ધ્રાઉ. સુખસેજ્યા–રસ લીજિ." ૨૮
વલતૂં અર્જુન ઇણી પિરિ બોલ્યુ, "સાંભલિ સુધું, નારી!
જિહાંલગઇ અમ્યો વિદ્યા ભણશું, તિહાંલગઇ રહૂં બ્રહ્મચારી. ૨૯
હવડાં હૂં તુઝ સાથઇ વિલસૂં. પણિ ઇન્દ્રે સાહી હાથિ.
તે પાસઇ હવડાં હૂં શીખ્યુ, તુ તૂં માહરી માત." ૩૦
વીરજય–ખલણ થયૂં તા તેહૂનૂં, સુણતાં એહવી વાણી.
માનભઙ્ગ થઈ મન માંહિ; [ સુણી વાત ] પછતાણી. ૩૧
"પ્રાર્થના મુઝ ભઙ્ગ કરી, એક વરસ ઇમ થાજ્યે;
માહરુ શાપ તા તુહનઇ, અર્જુન! પુરુષ માંહિથુ જાજ્યે." ૩૨
વૈશમ્પાયન કિહિ, સુણિ રાજા, જનમેજે તૂં વીર!
શાપ પ્રયુ, પણિ સતિ નવિ મૂક્યૂં, કાછ–વાચ–દણ્ડ–ધીરિ. ૩૩
ઉવશી તાં ગઈ તપતી, પામી અન્તર્ધાન.
તે વાહણા માંહિ વાત સાંભલી, સુર કરઇ રાજાનિ. ૩૪
ઉર્વશીનૂં સ્વરૂપ દેખી, ત્રિણિ ભુવન તા ડોલિ.
તે અર્જુને એમ ત્રેવડી, તૂલ તણઇ તાં તોલિ. ૩૫
મઘવા મનિ રલિઆતિ થયુ, "ધન્ય માહરુ સુર–લોક.
અર્જુન આહિ ભણવા ભલિ આવ્યુ." અન્તરઇં અવિલોકિ. ૩૬

પછઇ રથિ બઇસારી સુરપતિ, લેઇ આવ્યુ સ્વસ્થાનિ,
અર્ધઆસનિ પોતઇ બઇસારયુ, સુર કેરઇ આસનિ. ૧૨
એ સન્દેશુ જઇનિઇ કિહિજ્યો, જિહાં છઇ ધર્મરાજન
ઋષિ ! એ કાર્ય નથી તહ્મ યોગ્ય, પણિ અમ્યો તહારા તન" ૧૩
"વારૂ, બાપ ! જઇનિઇ કિહિશ, ભૂપતિનઇ સન્દેશુ"
અધક્ષણ માહિ અનનીતલિ આવ્યા, જિહાં છઇ ધર્મનરેશ ૧૪

માનુભાવ મુનિ મોટા જાણી, ધર્મરાજ ગયા ચાલી,
વિવિધ પરિ તાં પૂજા કીધી, કુશ–આસન તાં આલી ૧૫
વાત કરઇ, નયણે જલ ટલકઇ તવ પૂછઇ છઇ ઋષિજન–
"સ્વામી ! માહરુ અર્જુન લઘુવઇ ચાલ્યુ, ભણુવા ઇન્દ્રસદનિ ૧૬
તે વીર વિના મુંનઇ ક્ષણ વર્ષ સુ ધિક્ક પડુ એહ
સ્વર્ગ થકુ સીધ કો લેઇ આવઇ, મુઝનઇ ચિન્તા એહ ૧૭
અરે અમ્યો અકાજ રહ્યા માહરૂ વૃદ્ધ શરીર
ભીમ તણુઇ મનિ ત્રુ આનઇ તુ પાઇ ટીપૂ નીર ૧૮
લાડગિહિલુ નિકુલ નાહનડુ, જિમતિમ મુખિથુ બોલિ
વિણુપૂછ્યઇ સિહદેવ નવિ બોલઇ સ્ત્રી ઘૂઘટ નવિ ખોલિ ૧૯
જે કોઇ વીર વિચક્ષણ હતુ, ચતુર–શિરોમણિ શૂર,
તે અર્જુન મૂકીનઇ ચાલિઉ, નેત્રિ વહઇ જલ–પૂર ૨૦
મુઝ પાપી માટઇ એ પાચિ, રડવડિઆ માહિ વન
પઇરિ પઇરિ પ્રભવી પ્રમદા, જેહનૂ કોમલ તન ૨૧

તુહી તાં સુખદુઃખ નિર્વાહી, લિહિતા હુતા કાલ,
અધવચિં અર્જુન મેહ્લી ચાલ્યુ, અન્તરિ સલગી ઝાલિ ૨૨
અર્જુન વિના અમ્યો જે જીવૂ, તારા વિના જિમ ચન્દ્ર
અર્જુન વિના અમ્યો જે જીવૂ, અમર વિના જિમ ઇન્દ્ર ૨૩
અર્જુન વિના અમ્યો જે જીવૂ, નેત્ર વિના મુખ જિમ્મ,
પતિ વિના જિમ પ્રમદા સોહિઇ, અર્જુન વિના અમ્યો તિમ્મ" ૨૪

વલતા લોમશ ઋષી પિરિ બોલ્યા, મનિ આણી અતિ પ્રેમ,
"અર્જુન કેરૂ દુ:ખ મ ધરશુ; તેહનઇ કુશલી ખેમ ૨૫
સ્વર્ગ થકુ હૂં આવ્યુ હવડાં; સુખિઉ છઇ અર્જુન;
હેત કરી ઇન્દ્રે બઇસારયુ, પોતાનઇ અર્ધ આસનિ, ૨૬
એકવારકુ નવિ ઉલખાણુ, ઇન્દ્ર અનઈ અર્જુન્ન.
પાસઇના પૂછી જોતા પછિ, ટલિઉ સન્ધેન્મન્ન ૨૭
ઊરીનઈ મુઝ પાસઇ આવિઉ; વાત કહી વિસ્તાર.
તહ્ન પાસઇથી ગયા પછઈ એહનઈ ગ્રૂહા ત્રિપુરારિ, ૨૮
પાશપતાકા અસ્ત્ર ઈશે, સ્થિર કરીનઇ સ્થાપ્યૂ.
યમ, વરણ, ભવ-ભણ્ડારી, તેણઇ અસ્ત્ર અકેકૂં આપ્યૂં. ૨૯
પછઈ રથિ બઇસારી સુરપતિ લ્યાવ્યુ, ઇન્દ્રાસન સુઆરિ,
વિદ્યાઇ તા પરિપૂરણ થયુ છઇ, મ કરશુ ચિન્તા લગાર." ૩૦
વાત કરી, નઇ હર્ષાશ્રુ, નયણે ચાલ્યા ધાર.
ઊરીનઇ ઋષિ પાસઇ આવ્યા, "કુહનઇ બીજી વાર.  ૩૧
સ્વામી! કીસે કેહવુ અર્જુન ? વાત કુહનઇ વાલી."
તે સ્તુતિ સાભલવા ઋષિનઇ પૂકે રહ્યા પાઞ્ચાલી. ૩૨
ખેમ-કુશલની કહી વારતા, પ્રીછવિયા ગજન્ન
જનમેજે પૂછઇ ઋષિજીનઇ, સન્ધે મોહ્ટુ છઇ મન્નિ, ૩૩
એક પાન પાણ્ડવનઇ આપ્યૂ, કશ્યપ તણઇ કુમારિ,
સહસ્ર અઠ્યાશી તેણઇ પાત્રે કરઇ છઇ નિતિ આહાર. ૩૪
ત્રૈલોકે જે ક્ષાતિ વિસ્તરી, અર્જુન અતુલ-મહિમાઇ,
જૂધ કરી મહાદેવ જીત્યા, વલિ ત્રૂઠા સુરરાઇ. ૩૫
હસ્તિનાપુરથૂ જોજન બાર તા હૂતૂ કામ્યક વન્ન.
કૌરવે જાણ્યૂં કિંહિ ન જાણ્યૂ, તે સન્ધે ટાલુ મન્ન. ૩૬
વલતા વૈશમ્પાયન બોલઇ, જનમેજે' અવિધારિ.
તિ વાર પછઈ તા કથા તણુ, સાભલિ, કહૂં વિસ્તાર. ૩૭

## કડવૂં ૪૬ મૂં—રાગ મારુણી

લોમશ કેરાં વચન સાંભલી, વીર થયા રલિઆતિ.
રાતિ-દિવસ ચિન્તન અર્જુનનૂં, કરઇ છઇ તાં ભ્રાત. ૧
"જે મહાદેવ અયોનિ શમ્ભુ, શેષ તણુ તે સ્વામિ,
તે, લોમશજી ! અનુજિ અહ્મારઇ, પ્રતિક્ષ બઇઠુ પામિ. ૨
સ્વદેહેં સ્વર્ગિં જઈ બઇઠુ, ભલુ વીર, ધનિ ધન્ય,
તે અર્જુનનઇ ઉરવરિ ગાઢે, કયાહ્રિ દેશિ આલિંઘન ?" ૩
વૈરી તણા ગુણ મુખિ વરચા રે, સાંભલિ સઘૂં, રાઇ !
હાવઇ સઞ્જેનઇ પૂછઇ ધૃતરાષ્ટ્ર, હસ્તિનાપુર તે માંહિ. ૪
"અરે સઞ્જે ! કિહિ, કેંહિ નીસરી, પાણ્ડવની છત હામિ ?
કવણ નગર બ્યષિ વાસ રહઇ છઇ, કવણ દેશિ, કુણ ગામિ ? ૫
કવણ વિવરતાઇં દિન લિહિ છઇ ? કવણ વનિ છઇ વીર ?
રાજભોગ તણા સુખકારી કિમ વેઠઇ ઉરણ શરીરિ ? ૬
દ્રુપદસુતા કુલવહૂ અહ્મારી, કોમલ જેહ તણુ દેહ,
વાઘ-સિંહ્ તણુ ભિ માહે ચઢ઼ી, સઞ્જે ! લિહિવાણૂં કાંઇ તેહ ?" ૭
સઞ્જે કિહિ, "પાસઇ છઇ પાણ્ડવ, કામ્યક વનમા વશિઆ."
વાત સુણીનઇ નેત્ર પાથરી, ધૃતરાષ્ટ્ર રાઇ હશિઆ. ૮
"અરે સઞ્જે ! પાણ્ડવ પાસઇ કિહાંથા ? એ શું બોલઇ ગિહિલૂં ?"
સઞ્જે કિહિ, "મુહુનઇ સમ્ભલાવ્યુ, છેત્રટ બ્યાસે પિહિલૂં. ૯
પણિ રાજનીતિ તાં એહ્વી છઇ, જે વિણુપુત્ર નવિ કહીઇ,
પણિ તેહ તણા પ્રતાપ થકી, રાઇ ! અમ્યો સર્વસ લહીઇ." ૧૦
"અરે સઞ્જે ! તે કુશલી છઇ, તે કવણિ વલી રાખ્યા ?"
સઞ્જે કિહિ, "તેહ્નઇ સહી કુશલ છઇ, જેહ્નઇ સખા સારઙ્ગધર સરખા. ૧૧
જેહ્નઇ પૂંઠિ પુરુષોત્તમ પૂરઇ, નઇ રથની રાસિ સમ્ભાલઇ,
તેહ્નઇ કષ્ટ કશું, રે રાજા ! જે અતિ-ધર્મ આપણિ પાલઇ?" ૧૨
"અરે સઞ્જે ! અમ્યો એહ સાંભલ્યૂં; વાત સાચી કિહિ જૂઠી ?
'કુન્તાકૂંઅર રિહિ વન માંહિ, અર્જુન ચાલિઉ ઊઠી. ૧૩

जूध करी महादेवजी छत्या,' એहवूं लोकावत किहिवाइ.
'आज लगइ स्वर्ग–माहि भणयु छइ, भणइ छइ विद्याइ." १४
किहि सञ्जे स्वामीनइ साचूं, लोकावत किहिवाइ,
"आज लगइ स्वर्ग–माहि भणयु छे, भणइ छइ विद्याइ.'' १५
किहि सञ्जे, "स्वामी ! ते साचू, लोकावत એहवी वात.
अर्जुननइ सहू को जाणइ छइ, अतलीमत्र विख्यात. १६
जेणइ जरासन्ध सरखु जूधि जित्यु, खाण्डववन सरखूं बाल्यूं.
એ अर्जुनथी इन्द्र ओसरयु, अग्नि–अजीरणु टाल्यू. १७
राजसोइमा मकन गइनइं जेणइ मेल्हाव्या माण,
એ पाय माहि, सुणु धृतराष्टर ! अतलीमत्र अर्जुन जाणि १८
तू किहि, हावइ शूं थासि, आगइ એ अर्जुन ?
वज्रे घडीनइ अमीइ सींच्यू, अमर थयू तेह्नू तन" १९
"पञ्चायणु जेह्नइं करि मोहइ, जेह्नइं मारथि कृष्णु,
माहरा पुत्र हावइ थ वढशि, जिहा ऊभु अर्जुन ?" २०
किहि सञ्जे, "सांभलि, रे राजा ! हु बोलेश साचू.
ताह्‍रइ कूअरि कर्म करयामा, मेह्ल्यू छइ काइ पाछूं ? २१
रजस्वला ता बहुडी हती, पाण्डव केरी नारी
सभा माहि तेह्ना चीर कढाव्या, कवणि न राखिउ वारी २२
ते महानुभाव सुखिया नवि बोल्या, धर्मधुरन्धर धीर.
ग्रही गदा तीव यै ऊठयु, वृकोदर भड वीर २३
धर्में तेह प्रशंसी राखिउ, देइनइं प्रतिबोध,
रिधि–समृद्धि लूटी सवि तेह्ती, वास वसाव्या ज्योध २४
जेह्ना पति देखता प्रमदानइं प्रभवी, किम जाता हशि तेह्ना दिन ?
अर्जुन, भीम, निकुल नइं सिहिदे, परजलता हशि मन्नि. २५
એ च्यारि चाप–बाण ग्रहीनइ, सभा माहि जव कोपइ,
त्याह्‍रि शूं ऊगरइ, धृतराष्टर ! ज्याह्‍रि समुद्र मर्यादा लोपइ ? २६

ધર્મ-ઊપરિ વિરૂ ન થાઇ, એહવા ચતુર વીર તા ચ્યારિ,
એહવઇ પુણ્યિ તેહનઇ કરી, પાણ્ડવનઇ દુઃખ જેકાર ૨૭
દુર્મતિ તાહરા દુર્યોધનની, તે તા જાણઇ સર્વ,
ભીષ્મ-દ્રોણનૂં કહ્યૂં ન માન્યૂં, એહવુ ચઢિઉ ગર્વ ૨૮
તેહનઈં તા નિભ્રંછી નાખ્યા, કાંઇ કામ ન કીવૂં વાર
કિહિ, 'અગ્ર જેટલી ભોઇ ન આપૂં,' તે કીહા ડાહૂપણ સાર? ૨૯
શૂ પોતઇ રાજિ તણુ અધિકારી? પાણ્ડવ આવ્યા ચોર?
છલે દ્યૂત રમાડી વનિ કાઢ્યા તેણઇ માગ્યા ભોગિ ૩૦
પઞ્ચાયણિ એ કાનિ પ્રગટશિ, કુન્તી તણા કુમાર,
ધર્મ, ભીમ, અર્જુન નઇ સિહદેવ, નિકુલ વીર જૂઝાર ૩૧
મારી મહિ નિહિશિ સઘલી, શૂર સોહશિ જ્યારિ
તાહરા દુઅરજુ પુરુષારથ, ગયા! ત્યાહરિ ૩૨
આદિ બાંધ્યા એ જિમતિમ ભરઇ, પણિ પ્રગટશિ અનર્થપૂર
ભીમ તણી જવ ગદા ઊછલશિ, વખાણેશ દૂ ઘર" ૩૩
"કિહિ, સઞ્જય! આપણિ શૂ કરીઇ? જે તા જેહવૂં કરિશિ,
વૃદ્ધ વડેરાનૂં નહી માનઇ, બાપ! તે તેહવૂં નિર્વહિશિ ૩૪
મૂનથી માહરૂં કહ્યૂં ન કીધૂં કારણ થયુ તવ પુત્ર
દાયિઉ એણઈં દૂર કરીનઇ ભાજ્યૂં તા ઘરસૂત્ર ૩૫
હૂં તા અજ્ઞ ચૈનઇ ગઇ હૂં જન્મ થકી જે અન્ધ
જુ એ માહરૂં કહ્યૂં કરત તુ ન હોત આવૂ ધન્ધ ૩૬
હવઇ ભીષ્મ-દ્રોણ-વિદુર મિલીનઇ, એહવી રચુનઈં પરિ,
એહવુ ઉપાય કરુ, ભાઇઓ! જિમ પાણ્ડવ આવઇ ઘરિ ૩૭
આપાપણા સ્થાનિ કરુ લીલા મહૂનઈં રહઇ સન્તોષ।
કલેશ ભાન્તા જાઇ ઓનીઇ તુ તેહનુ નહી કાંઇ દોષ।" ૩૮
કિહિ સઞ્જય, "સાંભલિ, રે રાજા! કહી સત્ય મઇ વાણી,
પણિ તાહરા કુઅરનઇ જે કહીઉ, ઊંઘઇ ઘડા જિમ પાણી ૩૯

ભીષ્મ-દ્રોણનૂં કહ્યૂં ન માનઇ; કાંઇ મામાની મતિ ચાલઇ.
શુકન-દુઃશાસન મિલઇ એકઠા, તહ્માઙ્ં ઘર ઘાલઇ." ૪૦
"તુ, સઞ્જે! માહ્‌રા સાથમાં, કો ધર્મ તણુ નહીં સઙ્ગી.
જે જે મિલ્યા કૂંઅર માહ્‌રાનઇં, અધર્મ તણા તે અઙ્ગી. ૪૧
સઞ્જે! તે સુહુનઇં આજ સાંભરયૂં, વ્યારેં કહ્યૂં વચન;
તે રિદઇ હૂં રાખી રહ્યુ, જ્યાહ્‌રિ જન્મ્યુ દુર્યોધન. ૪૨
સુઇ પુત્ર પ્રગટ થયા જ્યાહ્‌રઇ, આવીનઇં વેદવ્યાસિ,
સુત કેરૂં વદન નિહાલી, મેહ્‌લિઉ મુખિ નિઃશ્વાસ, ૪૩
ત્યારિ વ્યાસનઇ પટન્તરિ પૂછ્યૂં, 'કારણ કુહુનઇં, તાત!
શા માટઇં તમ્યો વિગ્ન થયા, તે સમ્ભલાવુનઇ વાત.' ૪૪
'જુ તૂં કુલ માહિ કુશલ વાઞ્છઇ, તુ આ પુત્ર છઇ જેહ,
ગર્ઙ્ગાનઇ ઉપકણ્ઠ જઇનઇં, જલિ વિહિતુ મૂકુ તેહ' ૪૫
તે વ્યાસ તણૂં મઇં વચન ઓલઙ્ગ્યૂં, તે સુહુનઇં લાગૂં પાપ.
સઞ્જે! કવણે પેટ તણુ તા, છઞ્છેડ્યુ હતુ સાપ? ૪૬
.............................., દુઃખ ન દીઠૂં રેખ.
શૂં વીત્યૂં, હવઇ શૂં વીતશિ? અકલ વિધાતા-લેખ. ૪૭
હવઇ ભીષ્મ-દ્રોણ-વિદુરનઇં તેડી, કો આણુ મુઝ પાસિ."
તેડાવતા તે તત્ક્ષણ આવ્યા, "શી દિઉ છુ અહ્મ આશ?" ૪૮
૧૨૮૬

## કડવૂં ૪૭ મૂં—રાગ એજ

લડથડતુ ઊઠ્યુ ધૃતરાષ્ટ્ર, આખડીઇં અશ્રુપાત.
ગુરુ-પિતાનઇ ચરણે લાગી, બોલિઉ રાજા વાત. ૧
"અરે ભૂંડાઓ! તહ્મ છતાં, કુલ-કુટુમ્બ નિકન્દન થાશિ.
હૂં તુ માહ્‌રઇ અન્ધ છૂં, પણિ લાજ તહ્માંરી જાશિ. ૨

કિહિશિ, 'એહ્‌ના રાજિ વ્યપિ કો ગુહ્નના પરધાન;'
એહ્‌વા તે અપયશ છઇ તહ્મનઇ. જુઓ ધરીનઇ ગ્યાન. ૩
ભત્રીજા માહ્‌રા વન માંહિથા, જિમ આવઇ નગર-મુઝારિ,
ઘોડ઼ઇ ઘણુઇ સમઝાવી આપુ. માહ્‌રઇ દુષ્ટ કુમાર." ૪

કહઇ ભીષ્મ, " અમ્યો શું સમઝાવું ? વાન છઇ માંહિ વાંકી.
તાહ્‌રા કુંઅરનૂં રિદઇ કઠણ, જિમ પાહ્‌ણિ ન લાગઇ ટાંકી. ૫
એણુઇ અબલાનાં પ્રાણ તાણિઆં. સાંભલિ, સુધું, રાઇ !
તે પાપીનઇ શું કહીઇ ? અમ્યો પરજલીઇ મન માંહિ. ૬

સતી માધવી લાજ વિના તે સભા માંહિ તાણી આણી.
રાજકુલી જિહાં મઘલા બઇઠા, તિહાં ચીર કઢાવ્યાં તાણી. ૭
કિહિ, ભાઇ ! આહિ તુ કરવૂં નથી. પાણ્ડવ તણુ શુ વાંક ?
જૂઠું બોલી સર્વે લીધૂં, તુહી ન બોલ્યા રાંક. ૮

ક્ષુધા-તૃષાથી વનિ ઘુલાવ્યા, તુહી ન આવિઉ છેક.
તાહ્‌રા કુંઅરનૂં શું કહીઇ, જુ રસના મુખમા એક ! ૯

એ એહ્‌નૂં લેખાવટ માટઇ, અર્ધ બાપનૂં રાજિ.
તે માહિ તે કવણુ ત્યજાવઇ ? સુણિ, ધૃતરાષ્ટર રાજ ! ૧૦
ઇમ કરતાં એ સઘવૂં લીધૂં. રહ્યા છઇ તાં સાખી.
અદકૂં એહ્‌નૂં કવણ કરઇ ?" ઇમ ભીષ્મ બોલ્યા ભાખી. ૧૧

કહઇ ધૃતરાષ્ટર, "સુણુ, પિતામહ ! એ ગોઢ઼ઇ ઓછું માગઇ.
વેદ-વદીનૂં સહકો જાગુઇ, એ અર્થ એહ્‌નૂં લાગઇ." ૧૨
કહઇ ભીષ્મ, "સુણુ, ધૃતરાષ્ટર ! એ જૂઇ-જાહરની વાત.
તે જાણુઇ, કાંઇ કરવુ નથી, પણિ સમઝાવૂં નથી વાત. ૧૩

પવનપુત્ર તુ રણુ પરજલી, પ્રજલી જે પાઞ્ચાલી,
તે વારાનુ ભીમસેન, રહ્યુ નથી મુખ વાલી. ૧૪
તાહ્‌રા કુંઅરનૂં રુધિર દુઃકે, ભીમસેન તે પીસિ."
કહઇ વિદુર,"અમ્યો સવિ જાણું છું", જૂઇ થાશિ નિરાશ કહીશિ."૧૫

કહઇ ધૃતરાષ્ટ્ર, " જૂધ ન થાઇ, એહ્‌વી ગ્યુનઇ પઇરિ.
દુર્યોધનનઇ આહિ તેડાવુ, હૂ ચરણે લાગૂં આ વહિરિ." ૧૬
તેડાવતા દુર્યોધન આવ્યુ, " શૂ કુહુ છુ અહ્મ, તાત ?"
પાણિ ગ્રહી પાસઇ બઇસારયુ, વદને ફેરવ્યુ હાથ ૧૭

" અમ્યો માત પિતા તહ્મ પાસઇ માગૂં કહ્યૂં કરુનઇ, તન્ન !
ભીષ્મ – દ્રોણુ - વિદુર કહઇ, કરજ્યો, દુર્યોધન્ન ! ૧૮
પુહુચુ પાચિ કરીનઇ સગલુ, એ છઇ આપણૂ અઙ્ગ.
દુર્યોધની વાતેં લાગી નઇ, કા કરુ ગજિ માહિ ભઙ્ગ ? ૧૯
સન્મુખ થૈનઇ આજ્ઞા દિઉ તુ પાણ્ડવનઇ તેડાવૂ.
જુ તહ્મારા ચિત્ત માહિ આવઇ તુ કિઞ્ચિત ડાઇ અપાવૂં. ૨૦

એહ્‌નઇ વીતક ઘણા વીત્યા છઇ, ચોર તણુ જિમ ન્યાય
રાજ્યભ્રષ્ટ કરીનઇ ઊપગિ, વુલાવિઆ વન માહિ ૨૧
ભીમસેન નઇ હસ્યા દ્રૌપદી, તહ્મનઇ સભા મુઝારિ
તઇ જોતા એહ્‌ના ચીર તણાવ્યા, તે ઉહુવાણા અઙ્ગાર. ૨૨
' પાણ્ડુ તણા સુત વનિ જૈ વગિઆ ', તે શિરિ છઇ મોટી ગાલિ,
તમ્યો કુહુ તુ આહિ તેડાવૂ, ગિદઇ કરુ, દયાલ ! ૨૩
પાચ ગામડા આપુ એહ્‌નઇ પરી ગિહિશિ એક પાસિ,
તહ્મ ઊપગ્વિટ એ નરી થાઇ અહ્મનઇ હઇ વિશ્વામ ૨૪

વલી તમ્યો કુહુ તુ વાત તણુ, આજ અપાવૂ મોલ.
ભીષ્મ–દ્રોણુનઇ વચિમા આપૂ, જુ ફરઇ કોઇ ફોલ ૨૫
જગજાણીતુ તૂં તુ મરથઇ, પૃથ્વીપતિ રાજાન !
પાણ્ડવનૂં ઓઢૂ ધરીઇ, જિમ આખિ આડા કાન ૨૬
તે માટઇ તમ્યો કહ્યૂ અહ્માર, કરુ, દુર્યોધન પુત્ર !
આપાપણિ સ્થાનકિ કરુ લીના, જિમ ગઇઇ ગિહૂ ઘરસૂત્ર." ૨૭
કહઇ દુર્યોધન, "સુણુ પિતાજી ! કિહિતા મ કરશુ રીસ.
મુઝ જીવતા સરજ્યૂં નથી, ' પાણ્ડવ છત્ર ધરાવઇ શીસિ.' ૨૮

મુઆ પછઇ પછિ સર્વે લિહિન્યો, પણિ જીવતા વાસ નવિ આપૂં.
બીજૂં વચન કહુ તે, સ્વામી ! સ્થિર કરીનઇ સ્થાપૂં. ૨૯
જુ ચ્યારિ જણના ચિત્ત માહિ આવઇ તુ હૂં જાઉં વનમાંજ,
ભીષ્મ-દ્રોણનઇ તા સુખ થાશિ, જુ પાણ્ડવ કરશિ રાજિ. ૩૦
હૂં જાણૂં, માહરૂ હિત કરઇ, પણિ કાકુ રાધરનુ તરશુ,"
દુર્યોધન કહિ, "પ્રાણજ કાઢિશ, જૂ પાણ્ડવનૂં કાંઇ કરશુ." ૩૧
એહવૂં કહી દુર્યોધન ઊઠ્યુ; ગયુ મુહુલ માહિ રીસિ.
કહઇ ધૃતરાષ્ટ્ર, "વલુ, રે ભાઇઓ ! જે સરજ્યૂ હશિ જુગદીશિ. ૩૨
વૃદ્ધપણઇ મુઝ આડા આવ્યા, પૂર્વજન્મના પાપ.
કર્મ તણા મસ્તકિ છોડાવૂં, જે મઇ કીધા આપિ ? ૩૩
કિહિ મઇ ગાઇના ગોચર ભાજ્યા, કિહિ સ્વજન કુટુમ્બ વિરોધ ?
મિલતા રસ ભાજ્યા મઇં કિહિના, સાસરવાસા સોધિ ? ૩૪
કિહિ વાહ્લા તણા વિયોગ પડાવ્યા, કિહિ ખોલ્યા કુહુના મર્મ ?
દુર્બલનઇ મત્કાર કરતા વિગ્રહ કીધુ અધર્મિ ? ૩૫
કિહિ કુહુનુ પરિવાર પીડિઉ, કિહિ વિષ્ણુ-ભક્ત ઊપરિ ખેદ ?
સુણુ, પિતામહ ! માહરા કુલનુ, તેણઇ પાપિ થયુ છેદ." ૩૬
કરી પ્રણામ નઇ તે તા વલિઆ, કહિતા ગયા મુખિ વાણિ–
"यतो धर्मस्ततो जय. રે, પાણ્ડવનઇ કલ્યાણ" ૩૭
૧૩૨૩

---

## કડવું ૪૮ મૂં—રાગ એજ

દુર્યોધનેં કહ્યુ ન માન્યૂં. દુખી થયુ તે તાત.
ભીષ્મ દ્રોણ-વિદુર એ ત્રણિ ગયા ઝાટકી હાથ ૧
ધૃતરાષ્ટ્રનૂં પાપજ પ્રગટ્યૂ, ઊપનુ કુલ-અંગાર,
હોનારનઇં પ્રતીકાર નહી, જનમેજય ! અવિચારિ. ૨
કોટિ ઉપાય કરીનઇ કીજિઇ, ભાવિક લખ્યા કુઇ લેખ,
પૂરવનુ પશ્ચિમ જુ ઊગઇ, ચલઇ નહી તે રેખ. ૩

તિહાં ભીષ્મ-દ્રોણ-વિદુર શ્યૂ વારઇ, જુ એ લિત-લીના ઈશ ?
પાઞ્ચાલીનૂ નિમિત્ત કરવૂ, પણિ કર્તા શ્રીજગદીશ　૪
શ્રીકૃષ્ણે કહ્યૂ હતૂ, 'કૌરવની સ્ત્રીના વપન કરૂ કેશ'
તેહ વાઇડુ આગલિ કરતુ, તુ કિમ માનઇ નરેશ ?　૫
તુ મઇ ભેદ કહી સમઝાવ્યુ ભૂપતિ થયુ રલિઆતિ
લોમશ-વચન સુણીનઇ વલતૂ શ્યૂ કીધૂ મુઝ તાતિ ?　૬
મૃગયા તુ જાઇ વન માહિ, આમિષ લ્યાવઇ જેહ,
ઇચ્છા-ભોજન ઋષિનઇ આપઇ, પીરસઇ દ્રૌપદી તેહ　૭
બાપ ! અક્ષિપાત્ર પાણ્ડવનઇ આપ્યૂ, કશ્યપ તણઇ કુમારિ
સહસ્ર અઠ્યાશી તેણઇ પાત્રે, કરઇ છઠ આહાર　૮
કૃષ્ણકથાઇ કાલ નીગમઇ, અર્જુન-વિરહે અપાર
તેણઇ સમઇ બૃહદશ્વ ઋષિ આવ્યા, જિહાં આશ્રમ-ધર્મકુમાર　૯
ત્યારિ આદરશ્યૂ ઊઠ્યુ અવનીપતિ, આપ્યૂ શુભ આસન.
શીઘ્રપણઇ તા દ્રુપદસુતાઇં, કરિ કરાવ્યૂ ભોજન　૧૦
નાગરવેલિ તિહાં બીડી સમર્પી, ચન્દન લેપ્યા અઙ્ગ,
ચરણોદક તા પ્રેમે કીધૂ, હિઇ ધરી અતિ રઙ્ગ　૧૧
કોમલ કુશની સેજ્ય સમારી, પાથરિઆ મૃગચર્મ
તે ઊપરિ ઋષિ થયા આસીન પાઇ તલાસઇ ધર્મ　૧૨

દ્રુપદ તણી તનયા વા વીજઇ સ્તવતા બાન્ધવ ત્રિણ્ય
તેહવા માહિ અર્જુન સાભરિઉ, ચાલઇ નેત્રિ નિર્ઝરણ　૧૩
ધર્મનઇ આંસૂ ચાલ્યા ચક્ષથી બીજાણ્યા ઋષિ-પાગ
મુખપાન પાછુ દેઇ જોયૂ, "કા ભૂપ ! ધરઇ વૈરાગ ?　૧૪
ધર્મધુરન્ધર ધીર-શિરોમણિ ! ઇક પરિ તુઝ મન
તૂ અજ્ઞનઇ પ્રતિબોધી રાખઇ કિહાં જ્ઞાન ગયૂ, રાજન ?　૧૫
ધર્મ ! વારતા સુણવા તારી, હૂં આવિઉ તુઝ પાસિ
આનન્દ શ્યૂ અશ્રુપાત કરઇ છઠ ? વાણી વચન પ્રકાશિ"　૧૬

" ધર્મ નહીં, હું પાપિરૂપ છું, સ્વજન-કુટુમ્બ-દુઃખદાઇ.
કો કુટુમ્બ માંહિ મોટા ઊઠઇ. હું વંશ-વિડારણ ભાઇ. ૧૭
દુર્યોધનિ અમ્યો દ્યૂત રમાડિઆ; પાસ્યા અવલા દાઇ;
રિધિ-સમરિધિ લીધી સવિ લૂંટી; પછઇ વુલાવ્યા વન માંહિ. ૧૮
હાથ થકી હથિઆર તિજાવ્યાં. સતિ રાખઇ શું ચાલઇ ?
પ્રમદાનાં ગ્રાગ્રણ કાઢ્યાં તે દુઃખ દિનદિન સાલઇ. ૧૯
રાજભોગ, પિરિ-પિરિનાં ભૂષણ; નવિ વેઢ્યાં રવિકિરણ.
વિકટ પન્થ, વસુધા કાંટાળી, અમલા વેઠઇ અરણિ. ૨૦
ભીમસેન ભૂખ્યુ નવિ રિહિતુ; લિહિતુ અનર્ગલ આહાર.
એક વાર વેલાની વેલા, પામઇ અધૂરુ આહાર. ૨૧
લાટગિહિલા અનુજ અમારા, કોમલ જેહનાં તન;
માન તણૂં પાસૂં નવિ મેલ્યૂં; કોમલ તેહનૂં વદન. ૨૨
ખઇટલ તન અમારૂં, ઋષિજી ! પાસૂં કાં........ઇ.
રાજભોગ થકી નવિ વિરમ્યુ; અર્જુન તણુ પસાઇ. ૨૩
અનેક લાડ લડાવ્યુ વીરિ, પિતા તણી પિરિ પાલઇ.
જુ કિવારઇ એક વયણ કહઇ તુ પાછુ બોલ નવિ વાલઇ. ૨૪
અમ્યો પાંચ ભાઇમાં મુગટ તુ હતુ, ચતુર-શિરોમણિ શૂર;
અધવચિ અર્જુન લહી ચાલ્યુ, નેત્રિ વહઇ જલપૂર. ૨૫
જે અર્જુન તણઇ પ્રતાપે, સ્વામિ ! મિલ્યાં અરિદલ ભાંજઇ.
રાજસુઇ અમ્યો તુ કીધુ, જુ અર્જુન શિર પરિ ગાજઇ. ૨૬
અગ્નિકાજિ ખાણ્ડવ વનસ્યુ રે, મઇદાનવ મધિ ઝાલ્યુ.
મણિ-ગદા, રત્ન-કલશ, સભા સુશોભિત આલ્યુ. ૨૭
પછઇ કરગત્યુ કૃષ્ણિ મૂકાવ્યુ, હૈયે...........મીન.
'જ્યાહરઇ સમરિશ, ત્યાહરઇ આવિશ, અર્જુન તણુ આધીન.' ૨૮
તેણઇ રાજસુઇમાં સભા રચી; મોટા માંડઇ મર્મ.
સુરનર મુનિવર સહૂકો મિલઇ, ભૂપતિ ભૂલ્યા ભર્મિ. ૨૯

ચ્યારિ દિશિ જિતીનઈ ત્યાવ્યુ, આવ્યુ તવ મુઝ પાસિ;
ખાણ્ડવનૂં ફલ મુહુનઈ આપ્યૂં, તે સાન્નિધ્ય શ્રીઅવિનાશ. ૩૦
અનુશાલ્વ-શિશુપાલ-આદિ દેઇ, અનેક રાઇ જેણઈ આણ્યા;
કુન્તા-રૂપેં રતન રલૂ, તુ પાણ્ડવ પૃથ્વીઈ જાણ્યા. ૩૧
તેહ તણુ સખા શ્રીનારાયણ, નરરૂપેં અર્જુન.
તે પલવટ ભીડીનઈ પોતઈ, કરઇ જલ [ પાન ]-આશન. ૩૨
તે મેહ્લી વીર ગયુ વન માહિ, ભણુવા ઇન્દ્રાસન્નિ.
તેહ્‌ના ગુણ મુહુનઈ સાંભરતા નેત્રેં આવિ રુદન. ૩૩
ભૂખ-તરસ નઈ હૂં ઉશિઆલુ, મનસા ફિરિ ફિરિ થાઇ.
ભીમ તણા જુ મનમા આવઇ, તુ ફલ લિહિવા વનિ જાઇ. ૩૪
તે ભાઇ તણુ મુહુનઈ ન ભરોસુ. વલી એકલુ ધરાઇ.
અણુ-પ્રીછઇ કાઇ અનલ કરઇ, તુ કવણ ઊઠીનઈ ધાઇ ? ૩૫
જુ અર્જુન મુઝ પાસિ હુઇ, તુ નાણું મનમા શંકુ
આજ દોહિલિ દિવસ લીધા, ઋષિજી[1] રંકુ તણા અમ્યો રંકુ ૩૬
નાનડિઆ જે અનુજ અહ્મારા, તેહ તુ વાધ્યા રમતે.
તેહ તણા જુ મન માહિ આવઇ, જાઇ મનનઇ ગમતે. ૩૭
વણુ-પ્રીછ્યઇ એ વીર વાઉલા, જૂધ કરતા નવિ થાકઇ.
દાનવ-દેવ વસઇ વન માહિ, અર્જુન હુઇ તુ હાકઇ ૩૮
જુ સઘલા જાઇ અહ્મ સાથઈ, તુ કુહુનઈ ભોલવૂ આસના,
અતિ સુન્દર રૂપશિરોમણિ[2] જ્યાહ રાક્ષસ વનિ સમસા ૩૯
એહ્‌નાઇ કો હરીનઇ જાઇ, તુ સીતાની પરિ થાઇ.
તેહ્‌નઇ માથઇ સમરથ હતુ, સ્વામી શ્રીરઘુરાઇ. ૪૦
સર્વગુણ-સમરથ સ્વામી, સાહ્‌ર અનુજ ભાઇ,
તેહ્‌ના ગુણ સાંભરતા, મુહુનઈ આવઇ ચક્ષ ભરાઇ. ૪૧

૧૦૬૪

## કડવૂં ૪૯ મૂં—રાગ મલ્હાર

બૃહદશ્વ ઋષિ તવ બોલ્યા સુણી, "અરે પાણ્ડવ ! ક્ષાત તહ્મારી ઘણી,
તહ્મનિ અભિધાન આપ્યૂ કશ્યપસુતિ, સહસ્ર અઠ્યાશી પોષઇ
નિતિ ૧

અનેક ઋષિ આ વનમા હતા, જીરણ પત્ર વઇ જીવના,
તે રહઇ જલપાન ભખી, દેહ દમતા થાતા અતિ દખી, ૨
પેટ ભરીનઇ પામિ આહાર, તે તહ્મનઇ થાઅઇ જેકાર
તે પુણ્ય તણુ ચાલ્યુ પ્રવાહ, તેણઇ નિરોકિ વાધ્યુ મહિમાઇ ૩
તે અર્જુનના ગુણ મુખિ વિસ્તરિ, તેહ્‌ની ચિન્તા શી મનિ ધરિ ?
[તેહ્‌નુ] ઓગ્રુ કીજિઇ ઘણુ, જે ગ્ર ઙઇ દીન ક્ષમણ ૪
એ અર્જુન જ્યાહરઇ આદરિ, મારીનઇ સવિ પ્રરે કરિ
ભણ્યા ગયુ તે કાનિ આવશિ, વિદ્યારૂપિઉ ધન લ્યાવશિ ૫
જ્યારિ વીર નઇ ચતુર પાઞ્ચાલી, નિશ્ચિન્ત એકઠા બઇસુ મિલી,
સનિકો તહ્મારી સેર કરિ, માગુ જન, પઇ આગનિ ધરિ ૬
ભાઇ અર્જુન વાહલુ નહી, તુ સ્વર્ગ વ્યરિ ગીધ મ્રાધ કહી ?
તે અર્જુનની [શી આપ]દા ? ભૂપ ! પટન્તરિ સુણિ વારતા ૭
એ નલ નૈષધનઇ પડી તેહ્‌ની સ્ત્રી હિંડા હિંડા રડવડી ?
તેહની કથા સાભલતા વલી, ઊભી થાઇ રોમાવલી
રિધિ-સમરિધિ મેહ્‌લી વનિ ગયુ" સાભલતા ગઇ મૂર્છા થયુ
"એક વનિ તહ્માગમા ઉત્પન, વીરસેન હોઉ રાજન ૮
તેહ તણ તન નૈષધભૂપ, ત્રૈલોકિ માહિ નથી તેહ્‌વૂ રૂપ
વિદર્ભ દેશનુ ભીમક રાઇ, તેહ્‌નઇ ઘરિ હતી કન્યાઇ ૧૦
નામિ દમયન્તી તે સુન્દરી, લાવણ્ય-રૂપ-ગુણ-ગુણભરી
સુ વર-મુનિવર જે સાભલિ, જોતા દેહ્‌ની સુધિ ટલિ, ૧૧
વિદર્ભ દેશના માગણ ાર, આવઇ નલની સભા મુઝારિ
દમયન્તીન્ કરઇ વિખાણ, મોહ પામ્યુ નર ચતુર-સુજાણ ૧૨

ફરી આવઇ દમયન્તી પાસિ, 'અરે બાઇ ! તૂ રહી ગર્ભવાસ,
જુ તઇ નન નૈષધ નવિ વરયુ, તુ ભૂતન તણુ ફેરુ પડયુ,' ૧૩
અન્યોઅન્ય તા એહ્‌વૂ કહ્યુ, એકએક માહિ ઊપનુ વિરહુ
ઇમ કરતા ત્હા વિહિવા મિ'યુ સમાચાર સુરપતિ સાભલ્યુ ૧૪
સ્વર્ગ લગઇ તે વાતજ ગૈ મઘવાનઇ મનિ ચિન્તા થૈ
ઇન્દ્ર ધર્મ વરુણ મિલ્યા એકઠા, [ચોથુ અ]નલ વિપ્ર થૈ બઇઠા ૧૫
ઇન્દ્ર કહઇ, 'કાઇ કરુ રે પઇરિ, એ કન્યા જિમ આવઇ ઘઇરિ'
વરુણ કહઇ, 'શુ કરવુ મન્ત્ર ?' પાવક કહઇ, 'કરુ પરપન્ચ'
જ્યાહ્‌રિ નન આવી તોરણિ રહ્યા, નન સરિખા તે ચ્યારિ થયા
પછિ ભ્રમ પડયુ જોતા ભૂપાન, બાઇ કુહુનઇ ઘરસ વરમાન ? ૧૭
એક મુહૂર્ત તિહા સ્તુતિ કરી     વિને–સ્તુતિ કરી
'જે ગ દૈત્ય દાનવ નઇ નાગ, કા ધર્મ [ તણુઇ ] ગિરિ મેહલુ
પાગ ? ૧૮
મઇ તુ નીમ કરયુ મનિ આપ, નન પાખઇ નર ભાઇ નિ બાપ?'
વિનતા–વચન સુણી તે કાનિ, દેવ થયા તે અન્તર્ધાન    ૧૯
નન પરણીનઇ પાછા વળ્યા, ત્યારિ ઇન્દ્રે કરી અનકના
'આપણિ એ શ કરયૂ વિજ્ઞાન ? કુહુ કાઇ દીજિઇ વરદાન' ૨૦
પછિ અશ્વમન્ત્ર આપ્યુ દયા કરી, '[ધારઇ] તેહના ચાલઇ તુરી
એ જુઇ વર તહ્મનઇ, ભૂપાલ ! નહીંતર કરમાઇ કણ્ઠથી માન' ૨૧
પાવક કહઇ, 'સાભલુ, નરેશ ! તૂ અગ્નિમા કરઇ પ્રવેશ,
નહી પ્રભવિ તુહ્‌નઇ, રાજન ! [તુઝ] વૈશ્વાનર રાધઇ અન્ન' ૨૨
વરણ કહઇ, 'તૂ સાભલિ, રાઇ ! નિર્ભે ચાલુ પાણી માહિ
બીજુ વર તહ્મનઇ, ભૂપાન ! સમગ્રિ તિહા આવિશ તત્કાલ' ૨૩
ધર્મરાજ ઇમ વાણી વદઇ, 'નિર્મલ તાહરૂ રિહિસ્યો હિઇ,
અન્તકાલિ તે માહરા જન, નહી પ્રભવિ તુહ્‌નઇ, રાજન ! ૨૪
વર આપીનઇ તે તા ખસ્યા, દ્વાપર–કલિજુગ આવી ધસ્યા
અન્યોઅન્ય પ્રણામજ કીધ ઇન્દ્ર કહઇ, 'તમ્યો જાશુ સીધ ?' ૨૫

'ભીમકરાઇ રચ્યુ સ્વેવર; તિહાં લગઇ અમ્યો જાશું ખરા.
દમયન્તીનૂં રૂપ સુણ્યૂં, તે જોવા મન તત્પર થયૂં.' ૨૬
ઇન્દ્રે તવ વાણી ઉચરી, ' તે તો નૈષધિ ગોરિ વરી.'
ત્યાહરિ કલિજુગ વાણિ ઉચરિ, 'તમ્હ ઊભાં માનવ કિમ વરિ ! ૨૭
એ કન્યા તાં દેવજ-યોગ્ય. માનવી કિમ કરઇ સમ્ભોગ ?'
નૈષધ પરણી મન્દિરિ ગયુ, નલ-પૂંઠે પછિ કલિજુગ થયુ. ૨૮
બાર વરસ તાં નલનઇં નડયુ, પણિ સતિવાદી રાઇ છલિ ન પડયુ.
સતિવાદી આહનિશ નરેશ, પુણ્યવન્ત પ્રાણી સઘલઇ દેશિ. ૨૯
પોતાની પત્નીશું રમઇ. પરનિન્દા કુહુની નવિ ગમઇ.
કો કુહુના નવિ ખોલઇ મર્મ, ચ્યારિ વર્ણ ચલાવઇ ધર્મ. ૩૦
કલિજુગનૂં બલ ચાલઇ તિહાં, અન્યા-અધર્મ પ્રવર્તઇ જિહાં.
સતિવાદી તિહા સઘલુ દેશ; કલિજુગ કહીંથી કરઇ પ્રવેશ !" ૩૧
૧૩૯૪

---

## કડવું ૫૦ મું-રાગ એજ

કહિ બૃહદશ્વ, "યુધિષ્ઠિર ! અવિધારિ, છલિ પાડયુ રાજ એક વાર.
લઘુશંકા કરી ધોયા પાગ; ઘૂંટણનુ રહ્યુ કોરુ ભાગ. ૧
પઇઠુ શરીરમાં પ્રવેશ કરિ, સતિવાદીની બુદ્ધિ હરી.
પિતરાઇ સાથઇ રમિઉ જૂત; હારી રાજ થયુ અવધૂત. ૨
એક વસ્ત્રિ નર નઇ નારિ; રડવડિઉ તે વન મુઝારિ.
પઇઠઇ વસ્ત્ર પહિરી મેહલી ગયુ; રડવડતુ અપોઆ રહ્યુ. ૩
નલ સરિખુ મોહુ છત્રપતિ, ઋતુપર્ણ-નાગિ રહ્યુ સારથિ.
તેહની સ્ત્રી વનચરિ રડવડી; ચેદક નગર બાપિ આણી ઘડી. ૪
રાજભોગ, પિરિપિરિના રંગ; બહુ દાસી; સેવક બહુ સંગિ;
જાનુ-જેહ હતાં બહુ ભાતિ, નવિ લિહિતી નિશા-પ્રભાત. ૫

તે પ્રકાર કરી પેટજ ભરઇ, તુહી કિઞ્ચિત દુઃખ મનિ નવિ ધરઇ."
પૂછઇ જ્યુધિષ્ઠિર વારોવાર, "કિમ મિલિયાં સ્ત્રી નઈ ભરથાર?"
કિહિ ઋષિ, "સાભલિ રાજા! વાણિ, પીહરિ બાઇનાઇ થયૂં તવ જાણ.
પછઇ વિપ્ર મોકલ્યા ઠામોઠામિ, 'ખોલી કાઢ દમયન્તી-નામ.' ૭
ઇમ કરતાં સિધિ લાધી ખરી, પીહરનાઇ ભેટી દીકિરી.
અન્ન-ઉદક કરી બઇઠી તાજ; 'સોધાવુ, માહરુ નલરાજ.' ૮
રાઇ બોલ્યા દેશ વિદેશ. નવિ લાધુ તેહ નરેશ,
સેવરા-મણ્ડપ કીધુ ફરી, રાજા તિહા આવ્યા પરવરી. ૯
જોવરાવનાં બહુઇ પ્રાણિ, પ્રગટ થયુ નલ ચતુર-સુજાણ.
પછિ અક્ષમન્ત્ર શીખવિઉ રાઇ, કલિજુગ આવી લાગુ પાઇ. ૧૦
પછિ પોતાનુ લેઇ પરિવાર, આવિઉ વિદર્ભ દેશ મુઝારિ.
પછિ દ્યૂત રમ્યુ, જિત્યુ નલરાઇ; પિતરાઇ કાઢિઉ વન માંહિ. ૧૧
રિધિ-સમરિધિ હૂતી જેટલી, ફેરી નલ પામિઉ તેટલી.
તમ્યો કાલિ પામશુ સઘલૂં રાજિ. ભાજશિ મન કેરી જે દાઝિ. ૧૨
સખા તહ્મારઇ વૈકુણ્ઠનાથ. માયઇ અર્જુન-સરખા ભ્રાત.
તે આગલિ તહ્મનઇ દુઃખ કશૂં?" સુણતા રાઇનઈં આવ્યૂં હસ્યૂં. ૧૩
જે અર્જુનનઇ વિરહિ પરજલિ, સાભલતા મનિ શાતા વલી.
પુનરપિ રાજા લાગુ પાઇ. આશીર્વચન કહી ઋષિ જાઇ. ૧૪
નૈષધકથા સોતી જેટલઇ, નારદ મુનિ આવ્યા તેટલઇ.
અવનીપતિ ઊઠ્યુ આદર કરી, આસન આપ્યૂં પૂજા કરી. ૧૫
ઋષિ પાછલિ રાવિ બઇઠા ફરી; સ્તુતિ કરવા લાગી સુન્દરી.
"ભલઇ પધારયા, ઋષિજી! તમ્યો. કૃપા કરી સમ્ભારયા અમ્યો. ૧૬
સહજ માંહિ અમ્યો કરયા સનાથ.
કાઇ કુહુ હસ્તિનાપુરની વાત." ૧૭
૧૪૧૨

સ્વામી! કિરીટી કહણ થયુ, અહ્મ ઊપરિ આ વાર.
તે સવિ ગોવિન્દજીનઇં ગમતૂં. સાભલિ, બ્રહ્મકુમાર! ૧૩
હસ્તિનાપુરમા અમ્યો હૂતા, તિહારઇં પ્રભુ આણુતા પ્રીતિ.
સહજ માહિ દર્શન હરિ દેતા. ચતુર્ભુજ કરતા ચિન્ત. ૧૪
તે કારણ, કુન્તાજી માટઇ, સગપણ–ભાવ જણાવઇ;
ઊગરતુ વલી અર્જુન માટઇં; નર–નારાયણ કહાવઇ; ૧૫
કિહિ સગપણ સુભદ્રા માટઇં; બીજૂં કારણ એહ.
અમ્યો અભાગિઆ અલગા મૂક્યા. કા નાથે ઊતાર્યુ સ્નેહ? ૧૬
કુન્તાજી હસ્તિનાપુરિ રાખ્યા. હરિ દ્વારાવતીઇં વશિઆ.
અર્જુન ઊઠી ભણવા ચાલિઉ, અમ્યો અગણિ માહિ કશિઆ.૧૭
વાહ્લા! વિપત્તિઇં કાઢી મૂકયા, અહ્મ ઊપરિ બહુ ખેદ;"
કહઇ જ્યુધિષ્ઠિર, "સુણ, નારદજી[1] ભૂધરિ કીધુ ભેદ." ૧૮
વચતા ઋષિજી ધણી પિરિ બોલ્યા, "મિથ્યા કલપઇ, રાઇ!
સ્વામીનઇ મુખિ ભેદ નથી, હૂ તેહ્નુ કહૂ મહિમાઇ. ૧૯
શી કુન્તા નઇં શુ અર્જુન? એ જૂઠી વાત વિચારિ.
હરિ તણુ કો નહીં સગુ સહોદર, નહી વાહ્લુ, નહિ વૈરી. ૨૦
જિહા દાન, દયા નઇં સન્ત-સમાગમ, સદા ધર્મમતિ, વીર!
ગૌ, બ્રાહ્મણ ગોબ્યન્દનઇં વાહ્લુ, તિહા વસઇ સ્યામશરીર. ૨૧
તે તહ્મારઇ સદા નિરન્તર ચાલી આવઇ ચાલિ.
તે માટઇં તા કૃપા કરશિ સ્વામી દીન-દયાલ." ૨૨

૧૪૩૪

—∘—

### કડવું ૫૨ મું–રાગ એજ

પ્રતિબોધીનઇ રાજા રાખ્યુ, વલતૂ કહઇ નરેશ,
"નારદજી[1] મુહુનઇં કૃપા કરીનઇં, એહ્' દિઉ ઉપદેશ. ૧
અગણિમા મુહુનઇ થાઇ ઉધામા, બઇઠા દિન નવિ જાઇ.
અર્જુન વિણ મુહુનઇં ક્ષણ ન જાઇ. એહ્વુ કુહુ ઉપાય. ૨

મહીમણ્ડલ ઊપરિ જે તીરથ, દિવ્ય ભોમિ પાવન,
કૃપા કરીનઇ, કહુનઇ, ઋષિજી! હૂં કરૂં અવગાહન. ૩
પાણ્ડવ તણુ તાપ સમઇ, અનઇ પાવન થાઇ દેહ,
ચિન્તન કરૂં ચતુર્ભુજ કેરૂ, સમ્ભલાનુ, ઋષિ! તેહ." ૪
વલતા નારદ ઇણી પિરિ બોલ્યા, "સાભલિ, રાજા! વાત.
પૂર્વે તા પૌલસ્ત્યનઇ પૂછ્યૂં, ભીષ્મ તાહરઇ તાતિ, ૫
તે તુઝ પ્રતિ હૂં કહૂં, તીરથ-નાના-ધર્મ.
એકમનુ થૈનઇ સાભલજ્યે, ધર્મ તણુ જે મર્મ. ૬
ધર્મ, નેમ નઇ સૂધાં સાધન, તીરથ, વ્રત-ફલ જેહ,
નારાયણના નામ-પટન્તરિ નાવઇ બાજૂં તેહ. ૭
અડસઠિ તીરથ પદ-અમ્બુજ વિષિ; ધર્મરૂપ હરિ કાહવઇ.
અમ્બર કોડિ કરઇ જે તીરથિ, તુ નામ-પટન્તરિ નાવઇ, ૮
જુ જાપરા કરઇ તુ એહનઇ ઇચ્છઇ, તપ કરી આરાધઇ,
ધૂમપાન કરીનઇ એહનઇ પઞ્ચ અગ્નિઇ સાધઇ; ૯
ભોજન-આદિ એહનઇ અર્પું, નાના ધર્મ તા જેહ,"
કહઇ નારદજી "સુણ, જ્યુધિષ્ટિર! દાન ભોગ તા એહ." ૧૦
વલતૂં રાજા ઇણી પિરિ બોલઇ, "તમ્યો કહુ તે સતિ.
કિમ આગઇ માહન્તિ તીરથ કીધાં, જેહની ઉત્તમ મતિ?" ૧૧
"બાપ! તેહનઇ પ્રત્યક્ષ હુહુતુ, પામઇ સ્વામી જુગજીવન.
તે માટઇ મન નિર્મલ કરવા, કીધા અવગાહન. ૧૨
તોહી તો હરિનઇ નવિ પામ્યા, કીધા કોટિ ઉપાય.
પૂરવ પુણ્યિ તહ્માગઇ, રાજા! પ્રત્યક્ષ જાદવરાય." ૧૩
"તુ સ્વામી! તહ્મ વચન-પ્રસાદે, તીરથ-દર્શન મિલિઆં;"
કર જોડીનઇ રાઇ ઋષિનઇં, દીન વચન ઉચ્ચરિઆ. ૧૪
"ઇમ કરતા તાહરા મન માહિ, ભાવ થયુ છઇ, ભૂપ!
શીઘ્રપણઇ તમ્યો વાર મ લ્યાવુ; સમરુ અકલસ્વરૂપ. ૧૫

પ્રથમ જાજ્યો પ્રભાસ વિધિ, જિહાં દેવલોમિ પાવન્ન,
મધુમતી નદી છઇ મોહ્‌ટી, કરજ્યો અવગાહન્ન. ૧૬
પછઇ તમ્યો તાં પૂજા કરજ્યો, ઉલટિ આણી અઙ્ગિ.
સદાકાલ તણુ છઇ રે શમ્ભુ, સોમેશ્વરનૂં લિઙ્ગ. ૧૭
દર્શન-માત્રે કોડિ જન્મના અઘ તણુ આવઇ અન્ત.
સુરનર-મુનિવર સવિકો સેવઇ, ઉત્તમ એહ્‌નુ આ કન્થ. ૧૮
પછઇ તમ્યો તિહાંથા જાજ્યો મુક્તિપુરી કિહિવાઇ.
શ્વાન, શ્વપચ જે તિહાં મરઇ, તેહ્‌ના ચક્ર તિહાં થાઇ. ૧૯
નદી ગોમતી સાગર-સઙ્ગમ, ભૂ-વૈકુણ્ઠ તે કાહ્‌વઇ.
કુશસ્થલીનૂં દર્શન કરતા, માત-ઉદરિ નવિ આવઇ. ૨૦
તે માટઇ અવગાહન કરજ્યો, જુ મનમાં છઇ કોડ.
ચૌદ ભુવનપતિ તિહાં બઇઠુ છઇ, સ્વામી શ્રીરણછોડ. ૨૧
મૂલ-દ્વારકાં તિહાંથા જાજ્યો; બેટ શઙ્ખોદ્ધાર.
તેહ્‌વા નરનૂં દર્શન કરતા, પુનરપિ નહીં અવતાર. ૨૨
પછઇ તમ્યો તિહાંથા જાજ્યો, પુષ્કરેશ કિહિવાઇ.
તેહ તણુ મહિમા છઇ મોહ્‌ટુ. મઇ મુખિ કહ્યુ નવિ જાઇ. ૨૩
ગઙ્ગા, જ્યમુના અનઇ ત્રિવેણી, શુદ્ધ સરસ્વતી નાહ્‌જ્યો.
એ ધર્મારણ્યનુ મહિમા મોહ્‌ટુ, તુ તમ્યો તિહાં જાજ્યો. ૨૪
જિહાં રાઘવજી હત્યા મૂકાણા, ધરણિક્ષેત્ર પાવન્ન,
શીઘ્રપણઇ સૂરજ-કુણ્ડમા કરજ્યો અવગાહન્ન." ૨૫
ત્યાહ્‌રિ ધર્મપુત્ર તે વલતૂં પૂછઇ, "રાઘવનઇ શુ લેપ ?
તેહ્‌નૂં, ઋષિજી ! કુહુનઇ કારણ, સાંભલવા મુઝ ખેપ. ૨૬
ત્રણ હત્યા તાં જાઇ તેહ્‌ની, રાઘવજીનઇ નામિં;
તેહ્‌નઇ એ તાં કિમ પ્રભવઇ ? વાત પડી વિરામિ. ૨૭
બ્રહ્મહત્યાર, ગોહત્યારુ, સ્ત્રીહત્યારુ જેહ,
બાલહત્યારુ તેથી અધિકુ. સ્પર્શ ન કીજિઇ દેહિ. ૨૮

એહ્‌વા જે પાતકના કર્તા, વલી પશુઘાતક જેહ,
નામેથા નિર્મલ તે થાઇ; વૈકુણ્ઠિ જાઇ તેહ. ૨૯
તેહ્‌નઇ તનિ હત્યા કિમ લેપઇ ? મુહુનઇં કુહુનઇ મર્મ."
વચતા ઋષિ એણી પિરિ બોલ્યા, " સાભલિ સૂધું, ધર્મ !" ૩૦
૧૪૬૪

---

### કડવૂં ૫૩ મૂ-રાગ એજ

" તઇ કહ્યૂ તે સત્ય સત્ય રે, તેમા નહિ કાયા ભેદ.
રામ શબ્દ કિહિતા રસનાઇ, વૈકુણ્ઠિ વશીઇ, વેદ. ૧
હત્યાનૂં કારણ તઇ પૂછ્યૂ. તે તુહુનઇં ભાજૂ ભ્રાન્તિ.
એકમનુ થૈનઇ સાભલજ્યે, ધ્યાનકિ સ્થિર કરી ચિત્ત. ૨
મનખ્યાદેહિ રઘુનાથ અવતરયા, પૃથ્વી પાવન કરવા,
ખગ, મૃગ, જન્તુ, ચરાચર ભૂચર, દુસ્તર સ્થાનક તરવા. ૩
દેવ તણા દોહિલા દિન જાણી, અવતરિઆ રઘુવીર;
વસુધા અવિ નિર્દોષ કરીનઇ, નરપતિ ઊતારયા નીર. ૪
રામ-ચરિત વિસ્તાર કરેવા, પામર જન ઊધરવા,
પ્રગટ કરયા પૂરુષ બિ પોહ્‌દા, કીરતિ જુગિ વિસ્તરવા. ૫
રાવણ નઇં કુમ્ભકરણ બિ, એહ્‌વા ઈશ-ઉપાશી જેહ,
સુરનર, મુનિવર સવિકો પીડયા; દમ્યા દેવના દેહ. ૬
બ્રહ્મસદન-ઇન્દ્રાસન લોપ્યૂ, યમપુરિ જેનઇ વાગુ
રવિ-શશિ-વહ્નિ-પવન-ઘન-મારુત-શેષ-સઅલ-દલ ભાગૂં. ૭
ચૌદ ચોકડી ઈશે આપ્યૂં, તોહિ ન ટલી ધાખ
સીતાનઇં તે હરી ગયુ. રાઘવ તણુ શુ વાક ? ૮
પોતઇ હરિ માથઇ નવિ લીધૂં. તેહ્‌નઇ પાપે પડિઉ.
દેવ તણા દોહિલા મન જાણી, રામચન્દ્ર તિહા ચઢિઉ. ૯
ઋષ્યમૂક પર્વત પાસઇ આવ્યા, સ્વામી શ્રીભગવાન.
પ્રીતિઇં તેહ્‌નઇ આવી મિલિઆ, સુગ્રીવ નઇ હનુમાન. ૧૦

પવનપુત્ર તાં સીધ લેઇ આવ્યુ, પોહુતુ જેહ પ્લવઙ્ગ.
સુગ્રીવિ સેનાપતિ તાં કીધુ અઙ્ગદ વાલિતુ અઙ્ગ. ૧૧
અઢાર પદ્મ તાં વાનર પૂઠે, બુહુત્તરિ કોટિ રીંછ [વીર.]
કપિ-કટક તણુ બન્ધ કરીનઇ, આવ્યા સાયર-તીરિ. ૧૨
પાષાણે તાં પાજ રચીનઇં, જલનિધિ ઇમ ઊતરિઆ.
ધર્મધુરન્ધર રામચન્દ્ર તે, અઙ્ગદશું ઊચરિઆ. ૧૩
'સ્મૃતિ તણુ તાં ન્યાય એહ્‌વુ છઇ, જે સહસા કામ ન કીજિઇ,
જુ અબલા આવઇ આપણનઇં, તુ સકલ પદારથ શીઝઇ.' ૧૪
વાલિપુત્ર વિષ્ટિઇ મોકલિઉ; પોતઇ શિરિ નવિ લીધૂં,
તેહ તણૂં તાં કહૂં ન માન્યૂં, પછઇ મહાજૂધ કીધૂં. ૧૫
મારીનઇં સીતા મૂકાવી; આપ્યૂં વિભીષણ રાજિ.
વસુધા સવિ નિર્દોષ કરીનઇં, સારયાં સેવક-કાજ. ૧૬
બ્રહ્મરાક્ષસ તાં રાવણ કહીઇં; તે મારિઉ શ્રીભગવાનિ.
તેહ તણી હત્યા શિરિ બઇઠી. જુઉ ધરીનઇં જ્ઞાન. ૧૭
જદ્યપિ રાવણ રાક્ષસ સહી, પણિ પુલસ્ત્યથી ઉત્પન્ન.
'બ્રહ્મબીજ! નમોઽસ્તુ તે,' એહ્‌વૂં વેદ-પુરાણ-વચન્ન. ૧૮
'તે વેદ તણુ હૂં માર્ગ લોપીશ, તુ કવણ રાખશિ ધર્મ?
તે માટઇ કાંઇ પ્રાશ્ચત કરવૂં,' એ વિચારઇ પરિબ્રહ્મ. ૧૯
'બ્રાહ્મણ પૂજઇ હૂં પૂજાઉં. બ્રહ્મ તુ મુઝ અંશ.
બ્રહ્મ તાં જેહ્‌નઇં રૂડૂં ઇછઇ, તેહ્‌નુ વાધઇ વંશ. ૨૦
બ્રહ્મ જેહ્‌નઇ કૃપા કરીનઇં, દિઇ શુભ આશીર્વાદ,
તેહ્‌નઇ કુલિ કલ્યાણજ વરતઇ, વચન તણઇ પ્રસાદિ. ૨૧
તે બ્રહ્મથી રાવણ ઊપનુ,' વિચારઇ શ્રીજુગદીશ;
'તે જૂધ સમઇ મઇં પ્રાજે કીધુ, તે હત્યા બઇઠી શીસિ. ૨૨
કવણ તીર્થ તાં છઇ રે એહ્‌વૂં, વેગિ વછેદે જેહ,
હત્યા તણુ તાં દોષ ટલઇ, અનઇં પાવન થૈઇ?' ૨૩

તેહનઇ તનિ કિમ હત્યા લેપઇ ? પણિ લોકાચાર દેખાડ્યુ
બીજૂ કારણ માનવ માટઈં, તે માટઈં તન તાડ્યૂ ૨૪
અનેક તીર્થ તે સમઇ કીધા, તુહી નવિ થાઈ અલગી,
સ્નાન કરી ઉપકણ્ઠે આવઇ, તિહા આવઇ વલગી ૨૫
ધર્મારણ્ય વિચરતા આવ્યા, અન્તગત અનિનોકિ
સૂર્યકુણ્ડમા સ્નાનજ કરતા, નાગીમ થયૂ નિરખિ ૨૬

તઈ મુઝ પ્રતિ પૂછ્યૂ હતૂ, હતૂ મારણ જેહ,
નવી જિહા મનિ મન્ધે હુઇ, કહિજ્યો, ભૂપતિ ! તેહ" ૨૭
"સ્વામી ! એ મન્વે મુઝ ભાગુ,' બોલિઉ ધર્મકુમાર,
પુનરપિ ઋષિનઇ પાગે લાગિઉ, પૂછ્યા બીજી વાર ૨૮
"તે કુણ્ડ માહિ અવગાહન કરજ્યો દક્ષિણા દેજ્યો, ગાઇ !
જૂઠ કર પ્રાશ્ન હુઇ, તે પાપ તહ્મારૂ જાઇ ૨૯
તહ્મારઇ પ્રત્યક્ષ છઇ સ્વામી પાપ નથી તા રેખ.
રાવન મરખે ધ્રમ કર્યૂ, તુ બીજા કેહી લેખિ ? ૩૦
પછઇ તમ્યો તિહાથા જાજ્યો, જિહા છઇ બદરી આશ્રમ
નર-નારાયણે તપ કીધુ પાવન થાશુ શર્મ ૩૧

ગોદાવરી નદી તિહા, ગ ની કાવેરી મેહાર
મહી તણુ મહિમા છઇ મોહટુ કહિતા નાવઇ પાર ૩૨
નાનાવિધના દેવ તીરથ તિહા તમ્યો તા જાજ્યો
કશિ-ઉગ્રસ્થલથી તે પ્રગરી નીર-નર્મદા નાહજ્યો ૩૩
તીર્થ પ્રાગ તા જાજ્યો, ભાઇ ! ગયા-શ્રાદ્ધ તા કરજ્યો
માત-પિતા-ગોત્રજ હુઇ તે અરગનિઆ ઉધરજ્યો ૩૪

પછઈ તમ્યો તિહાથા જાજ્યો, શુચિ સરસ્વતી જેહ
સરસ્વતીમા સ્નાન કરન્તા, ચન્દ્ર થયુ શુભ દેહ ૩૫
સેતુબન્ધ રામેશ્વરિ જાજ્યો પૂજા-દર્શન કરજ્યો
સકલ ધર્મ . તે, તમ્યો ચિત્તમા ધરજ્યો" ૩૬

એમ કહી નારદજી વલિઆ; પામ્યા અન્તર્ધાન.
ત્યાહ્‍રે પૂંઠે પાણ્ડવે કીધું, તે સાંભલિ, રહું, રાજન!" ૩૭
૧૫૦૧

## કડવૂં ૫૪ મૂં—રાગ એજ

એમ કહી નારદજી વલિઆ, પછઇ યુધિષ્ઠિર બહુ બલિઆ.
"કુણનઇ, લોમશજી! શું કરવૂં થઇ રે? ૧
દાસ-કુણ, લોમશજી! શું કરવૂં અવસઇ? અમનઇ અગમ્ય એ પન્થ.
તે માટઇ તીરથ-ગુરુ થૈનઇ, કૃપા કર, મહન્ત!" ૨
(પછઇ) અનુદિન જેહનઇ આહાર આપતા, તેહ કરી વિદાઇ,
વાનપ્રસ્થ, બ્રહ્મચારી, સન્યાસી, તેહ બોલ્યા ગાઇ ૩
"સ્વામી! અમનઇ જાવૂં પડિઉ, તીરથ-અવગાહનિ
તે માટઇ કૃપા કરીનઇ, દેન્યો આશીર્વચન ૪
મઇ મન્દમતિઇ તમ્યો મહાનુભાવની ન થઇ સેવ
કો અવસરિ મઇ દુહવ્યા હુઇ, તુ દયા કરન્યો, દેવ! ૫
અર્જુનના વિરહ માટઇ તીરથિ, જાવા કીધુ મન"
સન્તોષાણા ઋષીશ્વર, એમ દિઇ આશીર્વચન, ૬
"તઇ ઇચ્છા-ભોજન અમનઇ આપ્યા," મુનિવર બોલ્યા વાણિ,
"તાહ્‍રા તીરથ સફલ થાજ્યો. મારગમા ખેમ-કલ્યાણ" ૭
તે ઘાટઇ તા ભોજન કરાવ્યા, મનગમતા તા ભૂપિ
પૂજી, અર્ચી પાગે લાગ્યુ, સન્તોષ્યા દ્વિજ-રૂપ. ૮
આશીર્વચન દેઇનઇ વલિઆ, આપાપણિ આશ્રમિ
લોમશ-ધૌમ્ય થયા તવ આગલિ, પૂછે રાજા ધર્મ. ૯
અન્ન તણા જે અર્થી હતા, તે પૂંઠે પલવિઆ
શુદ્ધ મુહૂર્ત આપ્યૂ સહદેવે રાજસુત સમન્યિા ૧૦
કાલિન્દીનઇ તીરે આવ્યા, મહઇ કીધૂ સ્નાન
દેવાર્ચન-જપ-હોમ કરીનઇ, આપ્યા દક્ષિણા-દાન ૧૧

અગ્નિહોત્ર તણુ સાજ હતુ, તે શિરિ લીધુ સહદેવિ
પછઇ વીર તિહાંથા પરવરિઆ, સમરયા દેવાધિદેવ, ૧૨
દેવ-ભોમિ, દેવ નદી તીરથ, મહાન્ત તણા આશ્રમ,
લોમશ તેહના નામ કહઇ, દર્શન પામઇ ધર્મ ૧૩

નાનાવિધ પૂજા-ઉપહારે, મનમા શુદ્ધ પાવન
'લોમશ-વચને સવિ પરિપૂરણ,' કર જોડી કહિ રાજન, ૧૪
મોટા મહાઋષિ જ્યહા કર્યાં'તા, દેખાડયા તે ઠામ
તે સ્થાનક જોઇનઇ પાણ્ડવ, મનિ પામઇ અભિરામ ૧૫
નાનાવિધના નદી સરોવર, લોમશ કહિ, "અવિધારુ
એમા સ્નાન કરુ, રે ભાઇઓ! કુલ-ગોત્ર આપણુ તારે" ૧૬

એમ તીર્થ-અવગાહન કરતા, આથઇ ઋષિ તણુ સાથ
પ્રભાસપારણુ વિધિ સવિ આવ્યા સુણિ જનમેજે! વાત ૧૭
મધુમતી નદી છઠ મોટી, તેમા સહુઇ કીધૂ સ્નાન
ત્યારિ તીરિ નઇ ચતુર અન્નાદિ આપ્યા દક્ષિણા-દાન ૧૮

ગજ-રથ-અશ્વ તણા તા ગાઇ, મન માહિ કીધુ નેમ.
તે તટમા બ્રહ્મભોજ કરાવ્યુ આપ્યા દક્ષિણા હેમ ૧૯
પૂજી, અર્ચી, પાગે લાગી, સન્તોષ્યા દ્વિજરાજ
નાનાવિધ ઉપચાર લેઇનઇ, સન્મુખ-શમ્ભુ થાઇ ૨૦

પદરિ પદરિ બહુ પૂજા-પ્રકારે, ચન્દન કરતા સેવ,
અગર ધૂપ તા આણી દીપે મા, ભગી કરી તા સેવ. ૨૧
સુખડ માહિ સુગંધ ભરેગ પચ્ચામૃતે પખાલિ
નિર્મળ નીર નદીના લીનન, ભરિઆ કુમ્ભ વિશાળ ૨૨
પાર્વતીપતિ પ્રેમે પૂજ્યા, કૃષ્ણાગર ધૂપે મા,
ફૂલ-અગરની કરી બહુ રચના શમ્ભુ હલી પિરિ નેત્યા ૨૩
નાનાવિધના દેવન તીરથ, પૂજા વિવિધ પિરિ કીધી
પચ્ચરાત્ર તીરથમા રહ્યા પછી ગુરની આજ્ઞા લીધી ૨૪

લોમશ-વચને સવિ પરિપૂરણ, તીર્થ સફલ કરી વલિઆ.
વૈશમ્પાયન કહિ, સુણિ, ભૂપતિ! પછઇ પિત્ર તહ્મારા તરિઆ. ૨૫
૧૫૨૬

---

## કડવૂં ૫૫ મૂં—રાગ કેદારુ

પાણ્ડુપુત્ર તિહાં જાઇ. સાથઇ છઇ બહુ ઋષિરાઇ.
મન માહિ ઊલટિ અતિ ઘણી રે. ૧
ઢાલ—અતિ ઊલટિ રિદે રાજાનઇ. દુહુવણિ ન કિહિની રેખ.
બ્રાહ્મણ સવિકો જમ્યા પછઇ ઊગરતૂં લિહિ શેખ. ૨
ઇમ કરતા એક વન આવ્યૂં. સુણિ, જનમેજે! વાણિ.
મોટા મહર્ષિઇ જયન્ન કરયા, તે લોમશ દિઇ એ ધાણ. ૩
" આહિ જયમદગ્નિ-સુતિ જયન્ન કર્યું'તુ." તે દેખાડિઉ ઠામ.
પ્રદક્ષિણા દેઇનઈં પાણ્ડવે, સાષ્ટાઙ્ગ કરયુ પ્રણામ. ૪
મોટા મુનિવરના મઠ હતા, તિહા દર્શન કરવા જાઇ.
લોમશ તેહના નામ કહઇ, વલિ પૂજા-દર્શન થાઇ. ૫
" આહિ શિબિ-રાજાઇ જયન્ન કરયા'તા, સન્તોષ્યા દ્વિજરાઇ.
એહવુ સતિવાદી તે શિબિ. નથી કો જુગ માહિ. ૬
આદિ-અન્તિ એ વસુધા ઊપરિ, ભલા હવા ભૂપાલ, "
કિહિ લોમશજી," સુણ, જ્યુધિષ્ઠિર! શિબિ મોહટુ મહીપાલ. ૭
જેણઇ પુત્ર પોતાનુ હાથિ વધિઉ, અઙ્ગ આપણૂ કાપ્યૂ.
પણિ જે કો આવી તેહનઇં જાચ્યૂં, પાછૂ વચન ન આપ્યૂ." ૮
રાઇ સુણી તિહા વિસ્મે પામ્યુ, રોમાઞ્ચિત થયુ આઙ્ગ,
" લોમશજી! મુહનઇં સમ્ભલાવુ, કથા તણુ પરસઙ્ગ. ૯
અઙ્ગ આપણૂં કિહી પિરિ કાપ્યૂ ? પુત્ર વધ્યુ કિમ હાથિ ?
ધન્ય શિબિ તે મોહટુ રાજા, જેહની જુગ-જુગાન્તરિ ક્ષાતિ." ૧૦

તે સ્થાનકિ સ્થિર થૈનઇ બઇઠુ, “આજ આપણિ આહિં રહિઇ
એહની માનુભાવની કથા, સાંભળતા પાવન થેઇ.” ૧૧

પછઇ પૂજ્યા, અર્ચ્યા લોમશજી–આદિ જે હતા માંહિ
એકમનુ રાજા થૈ બઇઠુ પછઇ લોમશ બોલ્યા વાત ૧૨

૧૫૩૮

---

## કડવું ૫૬ મું–રાગ એજ

લોમશ વાણી ઉચરઇ રાજા તો શ્રવણે ધરઇ
“એકમના થૈ તમ્યો સાંભળુ રે ૧

ઢાલ–એકમના થૈ તમ્યો સાંભળુ,” લોમશ વદઇ વચન,
“ઉશીનર તો રાજા મોટકુ, શિબિ તેહનુ તન ૨
પ્રજાનઇ ભલી પઇરિ પાલઇ માહમિક મધનુ દેશ
અધર્મની વાત ન જાણઇ એક-પત્નીવ્રત નરેશ ૩

જે કો આવી તેહનઇ જાચઇ, મુખથી નહી નાકાર
તેહ તણી તો ખ્યાતિ વિસ્તરી, ત્રણિ ભુવન મુઝારિ ૪
એક વાર તો અતિથિરૂપે, આવ્યા શ્રીભગવાન
આસન આપ્યૂ પૂજા કીધી મુખિ બોલ્યા રાજાન ૫

‘માહરા સ્વામી આજ્ઞા દીજિઇ વચન કરુ પ્રમાણ
મણિ–માણિક–મુક્તાફલ–હીરા વલિ પ્રકાશુ વાણિ ૬
ગજ–રથ–અશ્વ અનોપમ આપૂ, આપૂ નરવાહન,
અન્ન–વસ્ત્ર–ભૂષણ ધન આપૂ સ્વામી ! માગુ કાહા ન ?’ ૭
વલતુ અભ્યાગત ઇમ બોલ્યા, ‘માહરઇ તે શા કાજિ !
પેટ ભરયા નગિ સિરિટ અપારઇ, જાણિઇ પામ્યા રાજિ. ૮
વૃદ્ધાવસ્થા છઇ અતિ દોહિલી મનસા ફિરિ ફિરિ થાઇ
અતિથિ તણી ઇચ્છા કુણ પૂરઇ ? સાંભળિ સધૂ, રાઇ’ ૯

આમિષનુ મનિ ભાવ થયુ છઇ, જુ ઇચ્છા અપુ આહાર.
જુ મુહુનઇ ના કુહુ, તુ જાઉ બીજઇ દ્વારિ.' ૧૦

સ્વામી! આમિષ-શાહનૂ ભાવઇ? મૃગયા જાવૂ વન માહિ
તમ્યો કુહુ તે આણી આપૂ, જે ભાવ હુઇ મન માહિ' ૧૧
'તૂ પશુ વધીનઇ આમિષ લ્યાવઇ, મુઝ શિરિ બઇસઇ પાપ
આગ ફેરવી પેટ ભરૂ છૂ કીહા છૂટૂ તે આપ?' ૧૨
ઉઠીનઇ ચાલિઉ સન્ન્યાસી રાઇ સાહ્યુ તન પાણિ,
'કહ્યા વિના તા હૂ શૂ જાણૂ?' મહિપતિ બોલ્યા વાણિ ૧૩
'મનુષનૂ આમિષ મુઝ ભાવઇ, જુ પૂરુ મુઝ આશ
ઘણા દાહાનુ ભૂખ્યુ છૂ, જુ રાધી પીરસુ માંસ' ૧૪

'સ્વામી! માહરી કાયા કોમલ, જુ તહ્મ આવઇ ભાગ્યિ,
અંગ વધીનઇ આમિષ આપૂ, પૂરૂ તહ્મારી આશ' ૧૫
'પૃથ્વીપતિ રાજા તૂ મોહુટુ, અનન્ત તણુ આધાર
તાહરૂ આમિષ આહાર કરૂ, તુ કિહા છૂટૂ સંસારિ?' ૧૬
'માહરી સ્ત્રીનૂ અંગ સુકોમલ, જુ નાણઇ મનિ ખેદ
લવતુ અભ્યાગત ઇમ બોલ્યુ, સ્ત્રીનૂ માંસ નિષિદ્ધ' ૧૭
'તુ માહરા સ્વામી! શૂ સ્યઇ? તુ શાહનુ કરવુ આહાર?'
રાજા આગલિ રમતુ હતુ, કોમલ-અંગ કુમાર ૧૮

પાચ વરસનુ સુત શરીરે, સૂરજ્ય-કોટિ-પ્રકાશ
અતિથિ રહ્યુ રહ્યુ દષ્ટિ ફેરવઇ, ભક્ષ કરવા તેહનૂ માંસ ૧૯
માઇ-બાપનઇ વાહલુ હતુ, અતિ સુન્દર વનિ દીસઇ
'આ અર્ભકનૂ આમિષ ભાવઇ, જુ રાધીનઇ પીરસઇ ૨૦
એહનૂ શરીર હોશિ અતિ મીઠૂ તમ્યો વધુ નર નઇ નારિ
આખિ જુ અશ્રુપાત પડશિ, તુ નહી કરૂ અમ્યો આહાર' ૨૧
'સ્વામી! માહરઇ પોતઇ હતુ સાસુ શાહનઇ કીધુ?'
પછઇ રાજા મન્દિરમા આવ્યુ, સુત ઉચેલી લીધુ ૨૨

બાહિરથુ ઇમ કરઇ વિમાસણ; મનમાં પડિઉ ભેદ,
'જુ આબલા ઇમ વાત જાણસિ, તુ મન માહિ ધરસિ ખેદ.' ૨૩
રાઈ જૈ વીનવિઆં રાણી, 'વિનતા! સાંભલિ વાત.
અભ્યાગત એક મન્દિરિ આવ્યુ, બોલઇ છઇ અન્નાહાત. ૨૪
"આ અર્ભકનૂં આમિષ ભાવઇ, કરવાનઇ તા આહાર.
જુ તાદૃશ કાંઇ મન માહિ આવઇ, તુ કીજિઇ નાકાર." ૨૫
'માદૃગ સ્વામી! તે શું બોલ્યા? સતિવાદી તમ્યો, રાઇ!
તમ્યો હશુ તુ પુત્ર ઘણા. કિમ અતિથિ અભૂણ્યુ જાઇ?' ૨૬
કો વેલા કો કેહુ આવઇ? સાંભલિ સુધુ, ભૂપ!
આગઇ ઘણાઇ હામિ અતિથિ-રૂપે, આવ્યા અકલસ્વરૂપ.' ૨૭
માનાઇ પછિ પુત્ર વધિઉ; આમિષ રાંધ્યૂં તત્ર."
કિહિ લોમશ, "તમ્યો સુણુ, જ્યુધિષ્ઠિર! જુઉ માનુભાવનૂં મત્ર.૨૮
સતિવાદી તા એહવા હવા છઇ, કરવા પર-ઉપગાર."
રાઇ જ્યુધિષ્ઠિર રોમાઞ્ચિત થ્યા. નયણે નિર્ઝરણુ ધાર. ૨૯
"આમિષ ગ્રધી લેઇનઇ ચાલ્યા; આવ્યા તિહા નર-નારિ;
લેઇ અભ્યાગત આગલિ મૂક્યૂં; 'સ્વામી! કીજિઇ આહાર.' ૩૦
પાન આણી પુષ્પ આગલિ મેહલ્યૂં, વાઇ વ્યઞ્જઇ રાઇ.
અહૂર પહૂર નિહાલઇ સન્યાસી. રાઇ વિસ્મે થાઇ. ૩૧
'માદૃશ સ્વામી! શું જુઇઇ છઇ? તે દિઉ મુહનઇ આગ્ન.'
'પ્રથમ અમ્યો ત્યા નવિ આસૂં, કુહુનઇ આવ્યા પાખઇ ગ્રાસ. ૩૨
તે માટઇ કો અતિથિ હુઇ, તુ તેડી લ્યાવુ તેહ.
રખિ રાઇ! તૂ વાર લગાડઇ. મુહનઇ ક્ષુધા પીડઇ છઇ દેહિ.' ૩૩
પછઇ ગ્યા તિહા જોવા ચાલ્યુ, જિહાં અતિથિ તણા રિહિઠાણ.
વનવાડી-મઠ-મઢી સરોવર, સોધઇ ચતુર સુજાણ. ૩૪
અતિથિ-રૂપ તા કો નવિ દીસઇ, અદૃષ્ટ કરચા ભગવાનિ.
ખેપ કરીનઇ પુહતા રાઇનઇ વલી ગયા મધ્યાહ્ન. ૩૫

ભોજન તણુ હવિ કાલ જાશિ. અતિથિ ભરાશિ આંટિ.
પુત્ર વધ્યુ તે મિથ્યા જાશિ. પછઇ થાશિ તે માટિ.' ૩૬
અવનીપતિ પછિ વેગે આવિઉ; 'સ્વામીજી! અવિધારુ.
અતિથિરૂપ તાં કો નવ દીસઇ. (ફિહિતા) ક્રોધ મ કરશુ લગાર. ૩૭
ન મિલિઉ તુ તેથૂં ચાલઇ. વહી ગયા મધ્યાહ્ન.
માહરઇ અતિથિપઇ તૂં અધિકુ. મુખ ધરિનઇ, રાજાન! ૩૮
ભોજન–આદિ જે કો આવઇ, તેહૂનઇ શેપ આપીજિ.
ઉત્તમ–મધ્યમ તિહાં નવિ જોવા. પછઇ ગ્રાસ તાં લીજિ.' ૩૯
અભ્યાગતના મનમાં એહૂવૂં, 'જુ રાજા આણઇ શઙ્ક,
છલ પાડીનઇ ઊઠી જાશિં; કાઢૂં બિહૂનુ વાંક.' ૪૦
રાજા વદન વિકાશી બોલિઉ, 'દાતા ભોક્તા રામ.'
ત્યાહૂરિ પ્રગટ થયા પુરુષોત્તમ, ભગત તણા વિશ્રામ. ૪૧
શઙ્ખ, ચક્ર નઇ ગદા, પીતામ્બર, સાર્ઙ્ગ ધનુષ તાં પાણિ.
'માગિ, માગિ, હૂં તુહ્નનઇ તૂઠુ,' ઇમ બોલ્યા હરિ વાણિ. ૪૨
સૂરજ–કોટિ સમાનિ આગલિ ચતુર્ભુજ આવ્યા ચાલી.
રાજા શિબિ આશ્ચિર્ય થયુ; રહ્યુ ચરણિ શિર ઘાલી. ૪૩
આહિ ગ્રહી પછિ બઇઠુ કીધુ; ઇમ બોલ્યા વૈકુણ્ઠરાઇ,
'અનેક ભક્ત મઇ આગઇ જોયા. અધિકુ તાહરુ, રાઇ! ૪૪
પોતાના તા પ્રાણ અપાઇ, પણિ પુત્ર આપ્યુ નવિ જાઇ.
ધન્ય, ધન્ય, તમ્યો નર નઇ નારી. ધન્ય તહ્મારુ મહિમાઇ. ૪૫
હાવિ બોલાવિ પુત્ર તાહૂરુ, જે તાહૂરી સ્ત્રીનઇ વાહૂલુ.'
માતાઇ પછિ સાદ કરયુ, નઇ કૂંઅર આવિઉ કાલુ. ૪૬
જાણિઇ, મન્દિરમા રાખ્યુ હતુ, સૂરજ–કોટિ સમાનિ.
અમ્બાઇ ઉછઙ્ગ લીધુ. તૂઠા શ્રીભગવાન. ૪૭
'વિઠ્ઠલ! મુહનઇ એ વર આપુ, ચિત્ત ચતુર્ભુજ–ચરણિ રાખુ.
માહરા પરોપકારિ પ્રાણજ જાજ્યો. બીનતડી એ કો દાખુ. ૪૮

માહરઇ પુત્ર હણ્યો તાં એહવા, વંશ માંહિ ઉત્પન્ન,
ગૌ-બ્રાહ્મણ-પ્રતિપાલક વલી, ભક્ત-જુગજીવન. ૪૯
અતિથિ તણાં તાં લાડ પાલવાં, ધર્મ વિધિ સતિ ધીર;
જુ આપુ તુ એ, વરદાતા, સ્વામી શ્યામશરીર!' ૫૦
વર આપીનઇ વિઠ્ઠલ વલિઆ; પામ્યા અન્તર્ધાન.
તે કારણિ તાં પુત્ર વધિઉ, સુણિ, જ્યુધિષ્ટિર રાજાન!" ૫૧
૧૫૮૯

---

## કડવૂં ૫૭ મૂં-રાગ એજ

"શિબિનઇ આપ્યૂં વરદાન. હરિ પામ્યા અન્તર્ધાન.
સાહસિક રાજા શિબિ હતુ રે. ૧
ઢાલ-શિબિ રાજા સાહસિક-શિરોમણિ, જેહ્નઇ ત્રૂઠા શ્રીભગવાન.
પુત્ર હણ્યુ તે પાછુ આપ્યુ; આપ્યાં બહુ વરદાન." ૨
ધર્મપુત્ર તાં વલતૂં પૂછઇ, "સન્દેહ ભાંજુ એક.
આગઇ જહ્યાંનૂં કુહુનઇં કારણ. સાંભલવા ભાવ વિશેખ." ૩
"હા રાજા! તુહ્નઇ સમ્ભલાવૂં. વારૂ પૂછ્યૂં આજ.
તેહ તણી તાં ક્ષાતિ વિસ્તરી, જિહાં બઇઠા સુરરાજ. ૪
'શિબિ રાજા મોહ્ટુ મહિયલિ, ઉશીનર તણુ તન.
અતિથિરૂપે તેહ્નઇ જાચ્યા સ્વામી શ્રીભગવન્ન. ૫
પોતા તણુ તાં પુત્રજ વધિઉ, તોહી ન ચઢી રીસ.
પછઇ તેહ્નઇં કૃપા કરી, તે ત્રૂઠા શ્રીજુગદીશ. ૬
પુત્ર હણ્યુ તે પાછુ આપ્યુ, આપ્યાં બહુ વરદાન.'
વાત સુણીનઇ વિસ્મે પામિઉ, સુર કેરુ રાજાન. ૭
'તે સત્યવાદીનૂં દર્શન કીજિઇ. ધીરજ જોઇઇ મન્નિ.'
પછઇ તિહાંથા બિહૂઇ ચાલ્યા, સુરપતિ નઇ હુતાશન. ૮

સુરપતિ આહિ થયુ શીંચાણુ, અનલ થયુ કપોત
કપટ રચીનઇં બિહૂઇ ચાલ્યા, જિહા બઇઠા રાઇ-ઉદ્યોત ૯
શિબિ રાજાના અર્દ્ધ-મધ્યિ તિહા કપોત જૈ લપટાણુ.
થર થર તેહની કાયા ધ્રૂજઇ. ઊપરિ ભમઇ શીંચાણુ. ૧૦
રાજાઇ ઊંચૂ જવ નિહાલ્યૂ, પંખ્રી બોલિઉ વાત
'માહરૂં ભક્ષ્ય તમ્હો કાહી આપુ, સત્યવાદી સાક્ષાત!' ૧૧
'શરણાગતિ કો આવિઉ આપઇ? શૂં, મૂરખ! બોલિઉ આજ?'
વચતૂં પંખ્રી એણી પિરિ બોલ્યુ, મોટુ તૂં, મહારાજ! ૧૨
સતિવાદી, સાહસિક-શિરોમણિ, અસત્ય કા તૂ હીંડિ?
માહરૂ ભક્ષ્ય તૂ કાહી આપે, ક્ષુધા પાપિણી પીડિ. ૧૩
એક હત્યા આમે શિરિ બઇઠી, જુ કપોત આપેશ, રાઇ!
નહી આપઇ તુ નિશ્ચઇ જાણે, માહરી પડગિ કાઇ' ૧૪
વચતૂ રાજા એણી પિરિ બોલ્યુ, 'મનશ કરુ વિચાર.
મુઝ શિરિ હત્યા શાહની બઇસઇ? આમિષ લિઇ એ ભાર' ૧૫
'તાહરા શરીરનૂં આમિષ આપિ,' તુ રાજા કહઇ, 'આપૂ.
આપ્યા શરીરમા તુહનઇ રુચઇ, તે સ્થાનક સ્થિર કાપૂં' ૧૬
'તાહરી જાઘ-સ્થલનૂ આમિષ, કોમલ આપુજી એક ભાર.''
કહઇ લોમશ, "તમ્હો સુણુ, યુધિષ્ઠિર! તોહે ન કરયુ નાકાર ૧૭
સતિવાદી, સાહસિક-શિરોમણિઇ વેગિ અણાવિઉ ત્રાસ,
એક ઓરિ કપોતજ મૂકિઉ, બીજી ઓરિ માંસ ૧૮
અગ્નિ ઋષિ કપોતજ કહીઇ, તે પાસૂ થયૂ નીચૂ.
જ્હાંઘસ્થલ કાપીનઇ મુકયૂ, તોહે આવઇ ઊચૂ ૧૯
બીજી જ્હાંઘ કાપીનઇ મેહલી વહઇ શોણિતની ધાર.
ઉદર તણૂ, તવ આમિષ મેહલ્યૂ, તોહે હારિનૂ હારિ. ૨૦
(૫૭૭) ત્રાસ તણી ડાહી કરિ લીધી, વિચારઇ જઇ ભૂપ.
'કપોતથૂં આમિષ એ અદકૂ; કોએક કારણ-રૂપ.' ૨૧

પછઇ કાયજ કાઢી મેહ્લ્યું ગઇ, નઇ ચઢી અતિ રીસ.
'આખા શરીર માહિ કાઇ ન રહ્યૂ. હાવઇ છેદૂં શીસ' ૨૨
લેઇ છૂરિકા કણ્ઠે મેહ્લી, સમરી જુગજીવન,
તિહારઇ બેહઇ પ્રગટ થયા રે; એક ઇન્દ્ર નઇ હુતાશન્‍ન. ૨૩
'માગિ, માગિ. અમ્યો તુહ્નઇ ત્રૂઠા,' ઇમ બોલ્યા સુરરાઇ.
રાજા શિબિ રલિઆતિ થયુ નઇ જઈ લાગિઉ પાઇ. ૨૪
'સ્વામી! માહ્રુ શ્યામજ રાખિઉ, ધર્મ વિષઇ મતિ જેહ.
પરોપકાર—પ્રજાનઇ કારણિ પડજ્યો માહ્રુ દેહ.' ૨૫
વર આપીનઇ ઇન્દ્ર વલ્યુ, પોહ્તા નિજ સ્વસ્થાનિ
તેહ કારણિ તા અહ્રૂં વર્ણ્યૂ સુણિ, જ્યુધિષ્ઠિર રાજાન!" ૨૬
રાઇ તણ્ તા મન્થે ભાગુ, અનઇ થયા રલિઆતિ.
ધન્ય શિબિ એ મોટુ રાજા, જેહ્ની એવડી ક્ષાતિ. ૨૭
વલી વૈશમ્પાયનનઇ પૂછઇ છઇ, જનમેજે તા રાઇ,
તિવાર પછઇ તા પિત્ર અહ્મારઇ શુ કીધુ ઉપાય? ૨૮
હા, રાજા! તહ્મનઇ સમ્ભલાવૂ. સાભલિ એક મનિ.
લોમશજી એણી પિરિ બોલઇ, ધર્મ પ્રતિ વચન ૨૯
૧૬૧૮

---

## કડવું ૫૮ મું—રાગ વિરાડી

કહઇ લોમશ, "સાભલિ રાજન્‍ન! આ પિહિલુ પર્વત ગન્ધમાદન્‍ન.
વિષમ પન્થ, કહણુ ગિરિધાર રાજકુઆર! તૂં કોમલ કુમાર. ૧
તોહે દુઃખ નથી તહ્મ તણું. આ દ્રુપદસુતાનઇ છઇ અતિઘણું.
કોમલ—અઙ્ગી એ કામિની, અતિ ભૂખ—તરસ વેઠઇ ભામિની ૨
ભૂખ—તરસ નવિ વેઠઇ ઘડી, ગિરિ ઊપરિ કિમ દેશિ ચડી?
તિહાં વસઇ રાક્ષસ નઇ જ્યક્ષ, માનવ જાણી કરશિ ભક્ષ ૩

વાઘ, સિંહ, સસલાં, શિઆલ, ચીતરા શબ્દ કરઇ વિકરાલ.
પંખ્ખી શબ્દ કરઇ તિહાં ક્રૂર, ભઇ દેખાડે ભૂંડા ભૂર. ૪
પર્વતનાં જે વિહિ નિર્ઝરણ, વશીહર ચમ્પારઇ તિહાં ચરણ.
મારુત તુ અતિ વિષમા વાઇ, તેહ માટઇ શુ કરવુ ઉપાય ? ૫
હાવિ એ નગર તે દીસઇ સાર. તિહાં મેહ્‌લુ દ્રુપદની કુમારિ.
ભીમસેન તિહાં મેહ્‌લુ પાસિ; નિકુલ-સહદેવ દિઉનઇ આશ. ૬
મેહ્‌લુ હથિઆર નઇ ભાથડાં. આપણિ થૈ જૈઇ તિહાં છડાં.
એકલુ સહદેવ તહ્માર‌ઇ સાંહ્યુ, શુશ્રૂષા કરવાનઇ અર્હ્યુ. ૭
દુઃખ મનમાં નાણશુ, રાજન્‌ન ! આગલિ તાં મિલશિ અર્જુન્‌ન."
લોમશ ઋષિઇ વાણી વદી: ગદગદ-કણ્ઠ થયાં દ્રુપદી. ૮
" તીરથ-અવગાહન તમ્હો કરુ; મુઝ અબલાનઇ શિ પરહરુ ?
માહ્‌રાં પાપ અધૂરાં હજી ? તે મુહુનઇ કુહુ લોમશજી !" ૯
ભીમસેનનઇ પૂછઇ ધર્મ-" કુહુ, ભ્રાતા ! શુ કરવુ મર્મ ?
લોમશ કિહિ છઇ, તેહ તુ સુણુ; મિલી પ્રપઞ્ચ કરુ આપણુ. ૧૦
અર્જુન હુઇ તુ કરઇ વિચાર. હવડા તુ તાહ્‌રઇ શિરિ ભાર.
નિકુલ-સિહિદે નાહ્‌નડા ભાઇ. મઇ તરણું ભાલ્યૂં નવિ જાઇ. ૧૧
હવડા તુઝ માટઇ તાકીઇ, વલિ અર્જુન હુઇ તુ પણ પાકીઇ."
ભીમસેન કિહિ, " સાભલિ, રાઇ ! એ માહિ કો મેહ્‌લ્યૂં નવિ જાઇ. ૧૨
કુહુ, રાજા ! કેહીનઇ મૂકીઇ ? એક એકપઇ ઊભા સૂકીઇ.
આગિ અર્જુન ગઇ વીત્યૂં ઘણૂં. વલિ દુઃખ સહીઇ કેહી તણૂં ? ૧૩
જે ગતિ આ સવિ કુહુની હશિ, તે ગતિ અબલાની તાં થશિ.
જુ મરીઇ તુ સઘલા સાંહ્યું. જીવાડશિ તહ્મનઇ શ્રીરઙ્ગ. ૧૪
હૂં જ્યક્ષ-રાક્ષસથુ નવિ બિહૂં; અવસર આવિ ઊપાડી પિઉં.
વાઘ-સિંહનુ નાણૂં ભઇ; મારૂં ગદા તે તિહાંજ રહઇ. ૧૫
વશીહરના રણમાં રાકડા. કહીં બઇશી રિહિશિ બાપડા.
પઙ્ખી શબ્દ કરઇ તિહાં ઘોર. નાશી જાશિ નિશાચર ચોર. ૧૬

પર્વતના તુ શા નિર્ઝરણુ? નવિ ભીજઇ ઘૂંટીયાં ચરણ.
શ્યા મારુત? શી વિષમી વાટ? અન્તરગતિ મૂકુ ઉચાટ." ૧૭
ભીમસેનની વાણી સુણી, સહૂની ચિન્તા-આરતિ હણી.
હરખ્યા વીર; હશી ઊહિઆ; પર્વત તણી તલેટીઇ ગયા. ૧૮
આરિ વીર થયા માતરા. પછઇ ક્ષત્રીવેશ જણાવ્યા ખગ.
સન્નાહ-ટોપ, મુખિ મુકુટિ ધરી; પાગ લગઇ પિહિરી બખતરી ૧૯
કરિ વીટચા ઘુહુના ચામડા, સિદૃ પાસા ભીડયા ભાથડા.
ચર્મ તણી પિહિરી સુરવાલ. દષ્ટિઇ દીઠે કમ્પઇ કાલ. ૨૦
પાણિ ધનુષ ધરીનઇ રહ્યા. જોઇ સાથ સવિ આશ્રિત્ય થયા
ભીમસેનિ ગદા કરિ ધરી; પાઞ્ચાલીનઇ ગોવઇ કરી ૨૧
આગલિ કીધુ ઋષિ તણુ સાથ, ધર્મ-નિકુલ તા તે સઞ્જાતિ.
ભીમસેન અનઇ સિહિદેવ, પાઞ્ચાલી-પૂઠઇ અવશ્યમેવ ૨૨
એણી પિરિ ગિરિ ઉપરિ ચઢ્યા,
હસ્તિનાપુર-પતિ નવિ હડબડ્યા. ૨૩
૧૬૪૧

## કડવું ૫૮ મું—રાગ એજ

પૂછઇ જનમેજે જોડી હાથ, મુહુનઇ ગન્ધમાદનની કુહુ વાત.
તે પર્વત ઉપરિ કિહિવુ હશિ? શું પિત્ર અહ્મારા સુખિઆ થશિ? ૧
હા, રાજા! સમ્ભલાવૂ તુહુનઇ. વારૂ અવસર પૂછ્યૂ મુહુનઇ
તિહા સદાકાલ મારુત નઇ મેહ પર્વત પાછુ મેહ્લિઉ તેહ. ૨
ઘન વરસઇ, ચમકઇ વીજલી પાઞ્ચાલી મધિ હીડઇ મિલી.
ગિરિ-ગહ્વરના વિહિ નિર્ઝરણુ નવિ સૂઝઇ સૂરજના કિરણુ ૩
કઇણુ ભોમિ; ખૂચઇ કાકરી આડા અવલા હીડઇ ફરી.
ગદ્રા માહિ વશીહર ઘૂઘુઇ શબ્દ સુણી પાઞ્ચાલી બિહિ ૪

વાઘ, સિંહ અનઇ ચીતરા, હરણ, રોઝ અનઇ સાંબરા
બહુ સાવિજ, સસા, શિયાલ આગલિ આવી નાખઇ ફાલ ૫
ભીમસેન તા પૂઠિ ધાઇ, મારઇ ગદા તે દેહવટિ જાઇ
પંખી શબ્દ કરઇ તિહાં ક્રૂર, ભય દેખાડઇ ભૂંડા ભૂર ૬
ભીમસેન ગાજઇ ઘન-ઘોર, નાહસી ગયા નિશાચર ચોર
પિરિ પિરિના તિહાં વૃક્ષ પ્રચણ્ડ શાખા જૈ વાગી બ્રહ્માણ્ડ ૭
તે ભીમસેનની આનઇ હડી, થડથી ઝાડ પડઇ કડકડી
શબ્દ સુણી બિહિ ઋષિ તણુ સાથ જાણઇ રખિ કરઇ કો ઉપઘાત ૮
તે પાણ્ડવની પ્રશંસા કરિ, દુહુ દિશિ જોતા પઇરિ પઇરિ
નદી વોહકના આવઇ જિહાં, ભીમસેન ઉતારઇ તિહાં ૯
એણી પિરિ તા પન્થે પલઇ, આગલિ પાછલિ આવી મિલઇ
ચ્યુહુ દિશિ હીડઇ નિહાલતા, પાઞ્ચાલીનઇ પૂઠિ ભાલતા ૧૦
સિહિદેવ-નિકુલના છૂટઇ બાણ શબ્દ ઊપરિ મેહલઇ તાણિ
તિહાંથા તેહના જાઇ પ્રાણ ધનુર્વિદ્યા જોજ્યો પ્રમાણ ૧૧
રાઇ જ્યુધિષ્ટિર થાકા ઘણૂ કુ નઇ દુખ ન કિહિ આપણૂ
સિહિદેવ નિકુલ નાહનડા ભાઇ, તેણઇ કહણ બો ક્રમી નવિ જાઇ ૧૨
દ્રુપદસુતાનૂ મન અંગ ચાલન્તા ગતિ થૈ રે ભગ્ન
ગિરિધારા તા ખૂચઇ ચરણિ રુધિર તણી તિહાં વિહિ નિર્ઝરણિ ૧૩
ગતિ ભાગી થાકી તે થઈ મહિલા તે મૂર્છાગત થઈ
ભીમસેનનઇ ખુલઇ શીસ સમરણ કરઇ તિહાં શ્રીજુગદીશ ૧૪
રાઇ જ્યુધિષ્ઠિર આ થા ધરી વચન જોઇ મનિ આરતિ વરી
ભીમ ઊપરિ તે કાપિઉ ગઇ, "આની છઇ તે તહ્મારુ પસાઇ ૧૫
તૂ ઉ કુહનૂ કહ્યૂ નવિ કરઇ, પોતાની મતિઇ પરનરઇ"
ત્રિણ્ણિ વીર તિહાં બઇઠા રોઇ ભીમસેન તિહાં પાણી ટોઇ ૧૬
લોમશનઇ તવ પૂછઇ ધર્મ, "કુહુ, ઋષિજી! શુ કરવુ મર્મ?
કુહુ, ઋષિજી! હાવિ શ્ર થશિ? અમના મરશિ કિહિ જીવશિ?" ૧૭

કહઇ લોમશ, " શી ચિન્તા કરુ ? ધરણીધરનૂં ધ્યાનજ ધરુ.
એ અબલા અકલાણી ઘણૂં. તેણઇ સ્થિર ચિત્ત નથી આપણૂં. ૧૮
કઠણ ભોમિ, મારત નઇ મેહ; દ્રુપદસુતા તણુ કોમલ દેહ;
તેણઇ મરડી નાખ્યૂં અઙ્ગ, પાણી-પાદણુ-આદિ શીતાઙ્ગ." ૧૯
(પછઇ) અગ્નિહોત્રના હૂતા સાજ. કાષ્ઠ-મથિઉ, પ્રગટયુ વહ્નિરાજ.
સઘલૂં અઙ્ગ સતપ તા કરયૂં. જાગી અબલા; ઇમ ઊચરયૂ, ૨૦
" પિઉડા ! શા માટઇ તાં રુડુ ? માહરુ સ્થિર તા છઇ જીવડું.
ઊઠુ, ધર્મ ! ઊઠુ, સિહિદેવ ! ઊઠુ, ભીમ ! નિકુલ ! અશ્વમેવ. ૨૧
ઊઠુ, ધૌમ્ય ! લોમશજી ! તમ્યો. પૂંઠે મિલતાં આવશૂં અમ્યો."
લોમશનઇ પૂછઇ છઇ ધર્મ, " કર્મ તણુ કે નવિ લિહિ મર્મ. ૨૨
જિહાની પરણી દ્રુપદકુમારિ, અન્ન ઘિરિ હરી ન બઇઠી હારિ.
દિન દિન દુઃખ તા વિચિ ઘણું. નહી સુક્રિત પોતઇ અન્ન તણૂં. ૨૩
એક તણી અબલા જે હશિ, મનવાઞ્છિત ફલ તે પામશિ.
પાચ પુરુષ જે શિરિ ગડગડઇ, તેહની સ્ત્રી વનિવનિ રડવડઇ." ૨૪
કિહિ લોમશ, " રાજા ! અવિધારિ. સુખ દુઃખ સરજ્યૂં છઇ સંસારિ.
સરજ્યૂં બ્રહ્મા અનઇ મહેશ; સુરનર, મુનિવર નઇ જેગેશ; ૨૫
ઇન્દ્ર-ચન્દ્રમા-તારા-રવિ, કર્મભોગ છૂટયા ભોગવી.
તે સરખા જુ પોહુતા પાત, તુ માનવી તે કેહી માત્ર ?" ૨૬
પ્રતિબોધીનઇ રાખિઉ રાઇ.
તિહાર પછઇ શુ કરયુ ઉપાય ? ૨૭

૧૬૬૮

---

## કડવું ૬૦ મું—રાગ એજ

ભીમિ ધર્મનઇ નામ્યૂં શીસ, "એક વાત કહૂં, જુ ન કરુ રીસ
અવસર એક સાભરિઉ આજ, કદાચપિ તુ સીઝઇ કાજ." ૧
"કિહિ, ભ્રાતા! તુહુનઇ શૂં સાભરયૂ?" વચન્ વાઇક ઇમ ઊચરયૂ,
કહ્યૂ, "વાગણાવત આપણિ હુતા, તે શિ ન સમ્ભારુ વારતા? ૨
લાક્ષાગૃહે જવ લગાડિયા, શરણગ માહિ આપણિ કાઢિઆ.
ગઙ્ગા-ત્રહિ મહાવનિ નીસરયા, વૃક્ષ-વટ-છાહિ ઊતરયા. ૩
ઘોર નિશા થૈ, સૂતા તમ્હ્યો ચોકી પિહિરઇ હૂતા અમ્હ્યો.
હિડિમ્બ રાક્ષસ તે વન માહિ, આવૂણું કરતુ આવિઉ ત્યાહિ. ૪
પર્વત સરીખુ દીસઇ પ્રૌઢ જોતા સહૂ થાઇ દિગ્મૂઢ
તે હણિઉ મઇ હેલા માહિ, તે સવિ પરમેશ્વર-પસાઇ. ૫
તેહની બિહિનિ હિડિમ્બા હતી, રીસે તે આની વિગ્થી
ભાઇ મારયાની વાતજ સુણી, ક્રોધે ભરી આવી પાપિણી ૬
'કવણિ મારિઉ માહરુ વીર?' ક્રોધે ઊકરા રોમ શરીરિ.
પર્વત સરીખુ તેહ તણુ પિણ્ડ શરીર જૈ વાગૂ બ્રહ્માણ્ડ ૭
મઇં સ્વરૂપ તા મોટૂં કરયૂ, અમના પ્રતિ ઇમ ઊચરયૂ,
'કવણ કામિની કહીઇ તૂ?' 'આ વનની રાણી છૂ હૂ ૮
માનવી તુ અમ્હ્યો ભક્ષ કરૂ તે ન મિલઇ તુ પશુ વાવરૂ
તઇં માહરા ભાઇનુ રૈડિઉ ઠામ તુઝસ્યૂ હૂ ઇચ્છૂ સઙ્ગ્રામ ૯
જીવતા કીહા જાસુ તમ્હ્યો? સનિનાઇ ભક્ષ કરૂ તા અમ્હ્યો.'
'કીહે ઉપાયે ભક્ષ નવિ કરઇ?' વચતી ચાગવા ઇમ ઊચરઇ, ૧૦
'વીર તણૂ નીસારૂ વૈર, જુ તૂ મુહ્નઇ આપઇ ધરિ'
કુમારિકા હૂતી તિહા લગઇ, એહ્નુ વર કો નાવ્યુ વગઇ ૧૧
તેહ્નઇ મનિ તા હૂ વર વરયુ, પછઇ પૂછવા તહ્મનઇ ધરયુ.
માડીનઇ હદી સરની વાત લેઇ આજ્ઞા સાહિઉ હાથ ૧૨

પછઇ લેઇ ચાલી અન્તરિ ધામ, પોતાનઇ રમવાનઇ ઠામિ
વૃક્ષ, વાડી, વન અનોપમ-રૂપ, વાવિ, મરોવર, સુન્દર કૂપ ૧૩
નાનાવિધિ ભોજન ભક્ષ ભોગ, પિરિ પિરિના કીધા સમ્ભોગ
ઘણા દિવમ તા ક્રીડા કરી સન્તોષાણી મનિ સુન્દરી ૧૪
તેહનઇ ઉદરિ એક પુત્ર ર હ્યુ ગટોત્ગચ તે નામિ કહ્યુ
તેણઇ આવતા આપણિનઇ કહ્યૂ, તે તહ્મનઇ કા વીસરી ગયૂ ? ૧૫
'કહુ, ભીમસેન' તમ્યો માહરા તાત હિડિમ્બ રાક્ષસી માહરી માત.
તહ્મારુ પુત્ર સહૂઇ લહુ, તહ્મનઇ થ એશી કસ થયુ ? ૧૬
મુઝમા મતિ છઇ રે અતિવણી કિહાગઇ છતિ દેખાડેશ આપણી
મહાકષ્ટ પડઇ જવ પૂર, તિહાગઇ સમરજ્યો ઉગઉર ૧૭
સ્મરણ કરતા આવેશ એવ થાશિ તેહની કરશ સેવ'
તે અવસર આવિઉ છઇ આજ કહૂ, દૂઅરુ સમરૂ, મહારાજ! ૧૮
તે તુ છઇ રાક્ષમનૂ અંશુ લેઇ વહશિ આપણિનઇ સઊં'
'હા,હા, તે સમરિઇ સમર્થ', ભૂખ્યાનઇ જિમ ભોજન અર્થ, ૧૯
થાક્યાનઇ જોઇઇ વાહન ભીમસેન' કરુ આવાહન"
ભીમસેન પછિ ધ્યાનજ ધરઇ ગટોરગચ મન માહિ સ્મરઇ ૨૦
એક મુહૂર્ત લિહિ રહી શરીરિ
આવિઉ રાક્ષસ કરતુ રીર ૨૧/૧૧૮૯

## કડવૂં ૬૧ મૂં—રાગ સામેરી

ગટોરગચ તે આવિઉ રે, હેડમ્બા તણુ તન્ન
અન્તરિક્ષ આવીનઇ રહ્યુ, ભનુ તેહ ભડ જન્ન ૧
માયા મોટી દાખવઇ કરઇ રૂપ અનેક,
વલી પાછી સમ્વરઇ વલી એ તુ એક ૨
ઘનઘોર વાદન વીજલી ગર્જના ગાજઇ ઘૂર
વલી સૂક્ષ્મરૂપે થૈ રહઇ વલિ પર્વત જેટ્લુ પ્રૌઢ ૩

પછઇ હેઠુ ઊતરયુ. તેણઇ માયા કીધી નાશ;
ભડ ભીમનઇ ચરણિ નમિઉ, "હાવિ દીજિઇ મુઝનઇ આશ." ૪
તિહારઇ ભીમ કહઇ, "જૈ જ્યુધિષ્ઠિરનઇ, પુત્ર' પૂછુ પઇરિ."
ધર્મરાઇ કન્હૈઇ આવિઉ નઇ ચરણિ નમિઉ ધરિ. ૫
ધનુષ તા પાણિઇ ધર્યૂં, બાણ કર માહિ ત્રણિ
સહુ સાથ વિસ્મે થૈ રહ્યુ, વદન જોઇ વર્ણ. ૬
"કવણ કારણિ સમરિઉ, નઇ પિતાજી શૂ કામ?
તે દોહિલા ટાળૂં તક્ષાગ," ઇમ કહઇ શિર નામિ. ૭
વીર વિસ્મે થૈ રહ્યા, જોતા તેહનૂ રૂપ.
વચન એહવા સાંભલી, બોલ્યા જ્યુધિષ્ઠિર ભૂપ, ૮
"ઘટોત્કચ' તમ્યો સાંભલુ," ઇમ રાઇ બોલ્યા વાણિ,
"મહાકષ્ટ-પૂર ઘણા પડચા હાવિ પુન' માહિઇ પાણિ. ૯
વનભોમિ દારુણ, વિષમ વસુધા, વિકટ વસમા પન્થ
તિહા લગઇ તુઝનઇ નવિ કહ્યૂ, જિહા લગઇ આવ્યુ અન્ત ૧૦
હાવિ છેક વાલ્યુ સહી રે, ગતિ નહી રે લગાર
મેઘ, મારુત, વિષમ વસુધા, કઠણ પન્થ, ગિરિધાર. ૧૧
અનુદિન એમજ ચાલવૂ, આ માતા તાહરી જેહ,
કોમલતા મધિ તન તપઇ, સુકુમાર જેહ તણુ દેહ ૧૨
તેહ્નઇ લિહિર વાગૂ સહી, વલી ટલ્યૂ ચેતન અંગ
તે માટઇ અવિ સાથ ઋષિ તણુ, બઇઠુ થઈ મન-ભઙ્ગ. ૧૩
તે કષ્ટ માહિયા કાઢવા નહી પુત્ર તિણ સમર્થ.
તે માટઇ તુઝનઇ સમરિઉ, એ કારણિ છઇ અર્થ" ૧૪
ઘટોત્કચ તે બોલિઉ, "સિહિલી છઇ એ વાત
વલી બીજી વિપત્તિ હુઇ, તુ કહુ મુઝનઇ, તાત' ૧૫
જાવૂ આહાથૂં કેટલઇ? મુઝનઇ કહુનઇ મર્મ."
લોમશ કહિ, "અવિ સાથનઇ, મેહ્લુ બદરિકાશ્રમિ. ૧૬

પછઇ કાંઇ દોહિલૂં નથી; પાધરુ છઇ પન્થ,
વિકટ ઘાટે ઊતાર તમ્યો, અતલીબલ બલવન્ત!" ૧૭
રાક્ષસ કહઇ, "માહરી પીઠ ઊપરિ, બઇઠા તમ્યો જણ પાંચિ,
અન્તરિક્ષ લેઇ ઉત્પતૂં. તહ્મનઇ નહીં આવઇ આંચિ." ૧૮
રાઇ કહઇ. "સવિ ઋષિ થાકા. તેહનઇ કરુ આરૂઢ."
પછઇ તિહાં થુ ઉતપત્યુ, ગર્જના-ગાજિઉ ગૂઢ. ૧૯
સમર્થ સાથી આવિઆ, વોલાવા કહીં અપાર.
તેહની પૃષ્ઠ ઊપરિ ઋષીશ્વરનઇ, બઇસારયા નિરધાર. ૨૦
જ્યુધિષ્ઠિર નઇ નિકુલ-સિહિદે, દ્રુપદની અ કુમારિ,
ગટોરગજીની પીઠ ઊપરિ બઇઠાં તા જણ ચ્યારિ. ૨૧
ભીમનઇ ઘણું કહ્યૂ; ન બઇઠુ તે વીર,
પટાવન પાલુ પલિઉ, ગદા ગ્રહીનઇ ધીર. ૨૨
પછઇ તિહાંથુ ઉતપત્યુ, પામિયા અન્તર્ધાન,
ગટોરગછ કહઇ રાઇનઇ, "તમ્યો થૈ રહિજ્યો સાવધાન." ૨૩
વન વસમાં, મહા પુરી, સાવિજ, દેખાડ્યા બહુ દેશ,
મહા નદી ગિરિ-ગુહા જિહાં પવન નહીં પરવેશ. ૨૪
અન્તરિ જાતા ઇશ તણુ, દેખાડિઉ આરામ,
કૈલાસ પર્વત દેખતાં, મનિ પામિઉ અભિરામ. ૨૫
હેમાચલ તિહા પેખિઉ, મેનકાજી તણુ તન,
ગઙ્ગા સાગરિ જિહા મિલઇ છઇ, દેખાડિઉ તે સ્થાન. ૨૬
વૈશમ્પાયન બોલિયા, જનમેજે! સુણિ વાત.
ગટોરગજી પૃષ્ઠ ઊપરિ, રહ્યા તે ખટ રાતિ. ૨૭
રાક્ષસ કિહિ છઇ રાઇનઇ, "તમ્યો ચિન્તા ન કરુ લગાર.
મોટી માયા અહ્મારી, કોઇ ન પામઇ પાર. ૨૮
તે માટઇ તહ્મનઇ કહું, મનિ ભઇ મ ધરશુ, ધર્મ!"
ક્ષણ માત્ર માહિ આવી રહ્યુ, જિહા બદરિકા-આશ્રમ. ૨૯
૧૭૧૮

---

## કડવૂં ૬૨ મૂં—રાગ [ એજ ]

પછઇ હેઠા ઊતરયા, પાણ્ડવ સહૂઇ સાથ.
ભડ ભીમ તિહાં આવી મિલ્યુ, નઇ થયૂં સહૂ રલિઆતિ. ૧

બદરિકાશ્રમની [ શોભા ] હૂં શી કહૂં વિવેકિ?
કવિ કહઇ, હૂં શ્યૂં કહૂં, જુ જિહ્વા મુખ માહિ એક? ૨
તિહાં બદરિકા બહુ પેખિઆ. તેહ્‌નુ ન જાણૂં પાર.
વલી વન તે વૃક્ષ તણા, ઠામિઠામિ તેહ્‌ના આકાર. ૩

પીપલ પ્રત્યક્ષ વિષ્ણુજી, તે પૂજીઇ અનુદિન.
આંબલી, વટ, શમી સલલઇ, પઞ્ચ એ પાવન. ૪
રાઇણિ, જાંબૂ અનઇ આંબા, શ્રીફલ, દાડમ છોડ,
ચારોલી, ચમ્પા ઘણા, એલચી, લવઙ્ગ, અખોડ. ૫

સહકાર-ફલ આવ્યા લચી, બીજોરી નઇ બદામ.
દ્રાક્ષના બહુ માડવા, તિહા ખજૂરી ઠામિ ઠામિ. ૬
કદલી, હેમાઉલી, અનઇજમ્મીર, પિસ્તા જાણિ.
વડ, ગૂંદા, ગૂંદી ઘણી. તિહા પુઙ્ગીફલ-મધ્યમાન. ૭

મીઠલ મહુડા, લીંબડા, વની વન્સોલીની હારિ.
ખેર, બીલી, કોઠ, કરપટ, હરીતકી ઠારે ઠારિ. ૮
અગર-ચન્દનવૃક્ષ પોઢા, પ્રેમલ આવઇ ચ્યુહુ પાસિ.
વૃક્ષ-લતાનઇ આવી મિલઇ, ફલ-ફૂલ બારે માસિ. ૯

જાઇ, જૂઇ નઇ માલતી, મોગરુ નઇ મુચકન્દ.
કસુમ્બ, કરણી, કેતકી, વેલિ, વાવી-વૃન્દ. ૧૦
કમલ છઇ બહુ જાતિના. ભરયા સર ગમ્ભીર.
સુરનદી તણુ પ્રવાહ પાવન. નિર્મલ તેહ્‌નૂં નીર. ૧૧
ચ્યુહુ પાસિ મઠ મુનિવર તણા. માહિ યજ્ઞશાલા-ભોમિ.
વેદાધ્યયન વાદ્‌વ કરઇ; દિઇ અગ્નિહોત્રના હોમ. ૧૨

જોગી, જ્યતિ અનઇ સન્યાસી, વાનપ્રસ્થ તા જેહ,
આશ્રમ વાનીનઇ ગયા છઇ, વલિ વન માહિ વા તેહ ૧૩
પૂજા કરઇ નર-નારાયણની, વિવિધ પ્રકારિ ઉપહારિ
સ્નપન તે આહારી રહઇ રે, ગંગાજલનૂ વારિ ૧૪
કાન એણી પરિ નીગમઇ રે, ભજન કરઇ ભગવન્ત,
એણી પઇરિ તેહ રહઇ છઇ, મોટા રે માહન્ત ૧૫
પછી તેનઇ મહભાગ્યા પવન મધુરા વાઇ
પ્રસન મન પાણ્ડવ તણૂં, આશ્રમ જોઇ ત્યાહિ ૧૬
વિવિધ પ્રકારના ઉપહારઇ પૂજિઆ શ્રીનાથ,
સહસ દણ્ડપ્રણામ પ્રેમે, નમ્યા સહૂકો સાથ ૧૭
નિતિ નિતિ નૌતન પ્રેમ-પૂજા, પુષ્પ નાના ભાતિ,
ઇમ તીરથ અવગાહન કરતા ગયા તિહાં પઞ્ચરાત્ર. ૧૮
વૈશમ્પાયન બોલિઆ, તૂ જનમેજે! અવિધારિ
તિહાર પૂરે જે સહૂ તે સાભળુ વિસ્તાર ૧૯
૧૭૩૭

—•—

કડવું ૬૩ મૂં—રાગ એજ

બદરિકા-આશ્રમથી ચલિઉ સહૂઇ સાથ
વલી સુભટ સર્વે થયા હથિઆર કીધા હાથિ ૧
ઇશાન દિશિ ચાલિઆ, ઉત્તર-પૂરવ-મધ્ય,
આહાર કરિનઇ આપના, પાવન જેહની બુદ્ધિ ૨
અનેક વન, મહા વિષમ વસુધા ગિરિ-ગુહા, બહુ જાલિ.
અતિ વિષમ સઙ્કટ કરતા ઘણા, ભઇ પામઇ ભૂપાલ ૩
એણી પરિ પઞ્ચે પતિ દુર્બુદ્ધિ નિહાલઇ વીર,
દ્રૌપદી ઇ જાન કના ધનુર્વિદ્યા-ધીર ૪

તે ઘાટે તા ઘણૂં ચાલ્યા: પન્થિ તે પલિઆ બહુ:
જલ તણુ જોઇ આસરુ, આશ્રાન્ત થયૂં તિહા સહૂ. ૫
એક વૃક્ષ તણુ જોઇ ઓલહુ, નઇ રહી અન્તરિ નારિ.
તે ઘાટે સુખિઆ થયા રે, પાણ્ડુ તણા કુમાર ૬

વૃક્ષ-લતા કોમલકુમ્પલી. વાયુ મધુરા વાઇ.
પવનની એક લિહિરિ માહિ, એક કમલ આવ્યૂ ત્યાહિ. ૭
સૂરજવંશી મહાસુકોમલ, સહસ્રપર્ણ વિશાલ,
દ્રુપદસુતાના વદન આગલિ આવી પડ્યૂ તતકાલ. ૮

પડતા ગ્રહઇ તે પદ્મિની; નાસિકા જોયુ ગન્ધ.
મકરન્દ લિહિતા માહિલુ, એહવૂં થયૂં મન-મહિ. ૯
'સહસ્ર આદ્યવા હુઇ તુ, પૂજી શ્રીઇશિ.
આજ હુ કુહુનઇ કહૂ?' ઇમ કહી ધૂણ્યૂ શીસ. ૧૦

'અર્જુન વિણ તે કોઇ માહ્રુ, નવિ પૂછઇ તે કોઇ'
નિશ્વાસ મેહ્લઇ કામિની, ભડ ભીમ સાહ્મૂ જોઇ. ૧૧
વનિતા તણૂં વદન વલખૂ દેખી, ભડ ભીમ આવ્યુ ત્યાહિ,
"સાચૂ કિહિ, રે સુન્દરી! શૂ આલોચુ મન માહિ?" ૧૨

દ્રુપદસુતા વચનૂં વદઇ રે, "સાભલુ, મુઝ નાથ!
પવનની એક લિહિરિમાહિ, કમલ આવ્યૂ હાથિ ૧૩
તેહનઇ સહસ્ર શોભિત પાખડી, હેમ જેહવુ છઇ રંગ.
મઇ કહ્યુ, 'આદ્યવા સહસ્ર હુઇ, તુ પૂજીઇ ગિરલિંગ.' ૧૪

પણિ મભિ વિના હૂ શૂ કહૂ? અવસર ન દેખૂ એક
અનેક કષ્ટ શિરિ ભોગવ્યા, તોહે ન આવિઉ છેક." ૧૫
ભીમ કહઇ, "રે ભામિની! તૂ એહ દુખ નિવારિ.
હૂ હવડા તુહનઇ આપૂ પૂજે શ્રીત્રિપુરારિ. ૧૬

પણિ મણિ, માણિકિ, કનક, હીરા માગતી જુ આજિ,
તે કોઇ કિહાથી પૂરતા? મન માહિ નિહિતિ લાજિ. ૧૭

તોહે આણી આપતુ, જુ જાણતુ હૃ ભાનિ.
સ્વર્ગથી ગોવી લાવતુ, નઇ પઇસતુ પાતાલિ ૧૮
તુ કમલની ગણના કશી? ગહનઈ મ કરેસ તાણ
હવડાં તુહનઈ આણી આપૂ સુ પન્થ-પ્રમાણ' ૧૯
ધનુષ ભાથા ભીડિઆ પછઇ ગદા ઝાલી પાણિ
ચરિમ ઊપરિ વસ્ત્ર પછઇ આરંભ્યૂ અંધાણ ૨૦
દ્રૌપદીના કોડ-કારણિ સમન લિહિવા જાઇ
ગન્ધમાદનની તલેટીઇ, નિકટ મારુત વાઇ ૨૧
અનેક વન, મહા વિષમ વસુધા, વામની તા ઝાનિ
તિહાં પદ્મ નાગિણિ, સરપ, અજગર, વમઇ બહુ વિકરાલ ૨૨
વશીકરના મણિ ગારુડા મણિધર ગોગ ઔષ,
જેહની ફૂંકે પર્વત ફાટઇ, જોઇ થૈઇ દિગમ ૨૩
વાઘ, સિંહ નઇ ચીતરા રે, રોઝ, સાવજ હરણ
(તિહાં) જમ્બૂક, મમના, ગીધ, વાનર, વિવિધ સાવિજ-વરણ ૨૪
તે પન્થ પરતા પેખીઇ, વરી ક્રૂર પંખી-સાદ
ભડ ભીમ તિહાં બિહિતુ હીઉ, કરતુ હીઉ શંખનાદ ૨૫
તે શંખનઇ શબ્દે કરી, ખગ ખળભળ્યા તેણી વાર
આશ્રમ મેહલી આપણા, તે ગયા બીજઇ ઠાર ૨૬
ભોમિ દારુણ, વિષમ વસુધા, નદી વેગ પૂર
પગવટિ પરતા ભીમનઇ, પર્વત થાઇ ચૂર ૨૭
પછઇ એક પર્વત ઊપરિ ચઢ્યુ તિહાં સરોવર અતિ સાર
ગાન્ધર્વ-જક્ષદાની અંગના, તે કરઇ કનિ વિહાર ૨૮
ભીમ કહઇ, "રે ભામિની! આણિ કમલની સી ભાખિ?"
ભઇ પામી તે પ્રેમદા દીઠૂ સરૂપ વિકગાન ૨૯
કમલ કહી દીધ નદી પાછુ વલિઉ ગજન
પછઇ આગલિ અનિગા રે, કદલિનૂ જિહાં વન ૩૦

જોઅણુ બહુ વિસ્તારતી, અનઇ નહી કહી ઝા
પગભરિ પાડતુ ઇમ પડઇ, ગજપતિ જિમ લાડ   ૩૧
તે મધિ એકજ સરોવર રે ભર્યૂ જલ ગમ્ભીર
આભામ ઊપરિ કદલી તણુ, જાણૂ કનકનરણૂ નીર   ૩૨
કમલ તા બહુ જાતિના, પાખડી બિ શત ત્રણિ
ભડ ભીમ તે ભૂલી ગયુ, જાણીઇ કનકનુ તે વર્ણ.   ૩૩
પાસઇ ગયુ તે પેખવા, જઈ જોયૂ હાથ
રાણી દ્રૌપદી-કરિ કમલ દીઠૂ, તુઝઇ તેહની જાતિ   ૩૪
પછઇ ભરસડતુ ચાલિઉ, નવિ જોયા વાડી ખેત
વૃક્ષ જે આડઇ આવઇ તે પડઇ મૂલ સમેત   ૩૫
પછઇ વિપરીત વન એક આવિઉ સૂઝઇ નહી એકે વાત
જડ બુદ્ધિ થૈ ઊભુ રહ્યુ, આણઇ મનિ ઊચાટ   ૩૬
'ધન્ય અર્જુન માહરુ, જે પલિઉ આણઇ પન્થિ
આજ મુઝનઇ આભરઇ રે, અતલીબલ બલવન્ત   ૩૭
અનેક પંખી, અનેક સાવજ, ગ્રહશિ મુઝનઇ આહિ
અર્જુન વિન સમરથ નથી જે ગ્રહશિ મુઝનઇ બાહિ   ૩૮
ધર્મગઇના કહ્યા વિના, મઇ કરયૂ છઇ એ કામ
જદ્યપિ મુઝનઇ વિપત્તિ પડશિ, તુ જાણશિ ગુણ ઠામિ'   ૩૯
એહવૂ કહીનઇ આરડ્યુ અનઇ ચાલિઉ પન્થિ
શાર્દૂલે કીધી ગર્જના, તિહારઇ શબ્દ પડિઆ કાનિ   ૪૦
અઞ્જની-સુત તિહા આવિઆ, ભ્રાતની લિહિવા શુદ્ધિ
લાંગૂલ અતિ લાંબૂ કરી, પડિઉ મારગ-મધ્ધિ   ૪૧

૧૭૭૮

## કડવું ૬૪ મું—રાગ એજ

ભ્રાત તણુ ભઇ ટાલવા આવ્યુ અઞ્જનિસુત હનુમાન;
સ્વરૂપ સૂક્ષ્મજ તિહાં કરયૂં, તેહ્‌ના પૂંછનૂં નહીં માન. ૧
'જાણૂં, મારગ એ નથી, તુ જડબુદ્ધિ થયુ છઇ વીર.
મહા રણવન માંહિં એકલુ, એહ્‌નઇ ગતિ નથી શરીરિ.' ૨
ભીમસેનનઈ જાણ કરવા, જાગિઆ હનુમાન.
મહા મેરુ-મણ્ડલ રવિ ચન્દર તારા, ચલ્યા મુનિવર-ધ્યાન. ૩
ઝબકિ પધડી વીરનઇ; ઊધડૂકયુ તનિ આપ.
તન સ્વેદપૂરિત થયૂં, પછઇ સ્મરણ કીધૂં 'બાપ.' ૪
જાણ્યૂં, 'સાવજ, પંખી એ નુહિ; કો દેવ દાનવ નાગ.'
શબ્દ ઊપરિ સાચરિઉ, 'હાવિ કાઢું, એહ્‌નુ તાગ.' ૫
ચપલ પાણ્ડુસુત તિહા ચાલી આવ્યુ હારિ.
સૂક્ષ્મ સ્વરૂપેં વાનરુ, તેહ્‌ના પૂંછ તણુ નહીં પાર. ૬
ભીમ કહઇ "રે વાનરા! તૂં પહ્‌રૂં કરિનઇ પૂંછ.
ઓલઙ્ગી અમ્યો કિમ જાઊં, માનવી કુલ-ઊંચ?" ૭
વાનરુ કહઇ "મુહ્‌નઇ ગતિ નહીં, વિરહ-રોગિઉ છઇ દેહ.
કાલ-કણ્ટક મિલઇ ઔષધ, સોધતુ હૂં તેહ. ૮
તે ઔષધનુ ગુણ ઇશ જાણઇ, શુક-વ્યાસ-નારદ મુનિ;
કિહિ જાણઇ ગૌતમ-ભારન્વા, કિહિ મોટા યોગીન્દ્ર. ૯
તે માટઇ વિરહ-રોગિઆ, તમ્યો સાંભલુ, વીર!
પૂંછ કરિ પાછૂં કરુ. મુઝ ગતિ નથી શરીર." ૧૦
આપણા બલથૂં હૂં કહુ, જે પૂંછિ વલગુ મલ્લ.
જાણુ, વજ્ર લેખ મોઇ જડયૂં; ખસઇ નહીં તે તલ્લ. ૧૧
એક સહસ ગજ-બલ ભદન્તિક, ભીમબલ-નિર્માણ;
તોડે પૂંછ ખસઇ નહીં, આકરસઇ બહુ તાણિ. ૧૨

દીચણુ-ભગિ ચૈનઇ વસમૂ, કરઇ અશ્ર અદ્ભુત
પછઇ વીગિ વિચારિઉ, 'એ મેઘ કારણુ-રૂપ ' ૧૩
પાસઇ જૈ પછિ પ્રાગ્થ્યુ, સમ્પુટ કરી દોઇ પાણિ,
"તમ્હે દેવ, દાનવ જ્યક્ષ, કિન્નર ?' વદનિ બોલિઉ વાણિ ૧૪
"મન્દમતિ અમ્હે માનવી, બોલી ન જાણુઇ ભેદ
કાઇ વચન-ચૂકિ પડી હુઇ, તુ ક્ષમા કરજ્યે ખેદ " ૧૫
પ્રદક્ષિણા દેઇ કરી, પુનરપિ લાગુ પાઇ
સન્તોષ્યાણુ સ્તુતિ કરી, પ્રગટ થયુ કપિરાઇ ૧૬
"હનુમાન હૂ," ઇમ ઉચરચા, "તૂ રાખિ ચિત્તિ ધીર
તૂ મહાવન માહિ એકલુ, કવણુ છઇ, રે વીર ?' ૧૭
વૃકોદર વનતૂ વદઇ, "તમ્હે સાભલુ, હનૂસ્વામિ'
હૂ જ્યુધિષ્ઠિરનુ અનુજ કાહૂવૂ ભીમ માહરૂ નામ ૧૮
કુન્તા તણુ હૂ દીકિરુ, નઇ વાયુ માહરુ તાત
મુઝ થકુ જે કનિષ્ઠ છઇ, અર્જુન માહરે ભ્રાત ૧૯
તેહ થકા મિ લઘુ છઇ, નિકુલ-સિહદેવ શૂર
પિત્રાઇઇ અમ્હે પરભવ્યા, તે પડચા દુખનિધિ-પૂરિ ૨૦
પ્રાગ્રણુ કાઢચા પ્રેમદાના, તે જોતા રાણા-રાઇ
રિધિ-સમરિધિ સર્વ હરીનઇ વુનાવ્યા વન માહિ ૨૧
કામ્યક વન માહિ રહ્યા નઇ, દ્વૈત વનિ બહુ દિન્ન
એહવઇ અર્જુન ઊઠી ચાલ્યુ, ભણવા ઇન્દ્ર-મદનિ ૨૨
માહરુ રાઇ અતિ દુખિઉ થયુ, તે જાતઇ અર્જુનવીર
બ્રહ્મા તણુ સુત આવિઉ, ધર્મનઇ દીધી ધીર ૨૩
તેહના ઉપદેશથી તે, સુખિઉ થયુ રાજન્ન
પછઇ અમ્હે તે નીસરચા, કરવા તીર્થ-અવગાહન્ન ૨૪
અનેક તીરથ, દેવ-દેઉલ, દર્શન પામ્યા ધર્મ
એમ કરતા આવિઆ અમ્હે બદરિકા-આશ્રમિ ૨૫

પાંચ દિવસ અમ્યો તિહાં રહ્યા, નઇ પૂજિઆ શ્રીનાથ.
તે સ્થાનકથી નીસરયા, પછઇ સાંભલુ તમ્યો વાત. ૨૬
તે ઘાટે અમ્યો ઘણું ચાલ્યા; પન્થિ પલિઆ બહુ.
પછઇ જલ તણુ જોઇ આસરુ, આશ્રાન્ત પામ્યૂં સહૂ. ૨૭
વૃક્ષ તણુ જોઇ ઓલનુ, રહી અન્તરિ નારિ,
પવન માંહિથૂં કમલ એકજ, આવ્યૂં તેણઇ ઠારિ. ૨૮
સહસ્ર શોભિત પાંખડી, અનઇ હેમ જેહવી કાન્તિ.
'એહવાં સહસ્ર હુઇ તુ શમ્ભુ પૂજૂં,' ભામિનીમનિ એહવી ખાંતિ.૨૯
તે કામિનીના કોડ માટઇ, આવિઉ હૂં આજ.
પરિમલ ઉપરિ પરવર્યુ; પણિ નથી કહૂં મઈ રાઇ. ૩૦
હાવિ દિશા એકે સૂઝઇ નહીં; હૂં પલૂં કીહે પન્થ?
સ્થાનક મુહુનઇ દાખવુ; તૂં અતલીબલ બલવન્ત." ૩૧
અસતિ મુખિ બોલિઉ નહીં; હનુમાન રીઝયા મન્નિ;
પછઈ ભ્રાત જાણી આપણુ, ઉરિ દીધૂં આલિંગંન. ૩૨
પીઠ ઉપરિ પાણિ મેહ્લ્યુ; બોલિઉ કપિરાજ,
"મહા વન માંહિ તૂં એકલુ, કિમ નીસરયુ, રે ભ્રાત? ૩૩
વનખણ્ડ દારણુ, વિષમ વસુધા, પર્વત, પઙ્ખી પ્રૌઢ.
ભ્રાતનઇ મૂકી એકલુ, કિમ નીકલ્યુ તૂં મૂઢ? ૩૪
દેવ, દાનવ અનઇ માનવ, જ્યક્ષ, કિન્નર, મુનિ,
આંહિલગઇ આવી નવિ સકિ, એહવૂં કારણ છઇ મહા વન્ન. ૩૫
તે કમલ તુહુનઇ કિહાં મિલઇ? શત સહસ્ર છઇ રખવાલ.
અજાણ્યઇ જુ તિહાં જાઇ, તુ આણશિ તે કાલ. ૩૬
તે માટઇ તહ્મનઇ કહૂં છૂં, વલુ પાછા, વીર!
કાલિ સઘલૂં પામશુ, ગૃહે રાજ-સુખ-શરીર. ૩૭
શત્રુનાં દલ ભાંજશુ; તમ્યો છતશુ ભૂપાલ,
જિહારઇ મુહુનઇ સમરશુ, તિહારઇ આવશૂં તતકાલ. ૩૮

હરિ-સખાની પતાકાઇ, મારશું તે હાકિ.
અરે પાણ્ડવો! જાણજ્યો, જે શત્રુની ટલશિ શાખિ." ૩૯
વૈશમ્પાયન બોલિઆ, સુણિ, જનમેજે રાજન્ન!
ભીમ પ્રતિ બોલિઆ, હનુમાન કહઇ વચન્ન, ૪૦

૧૯૧૯

---

## કડવું ૬૫ મું—રાગ એજ

પૃથાસુત તવ બોલિઉ, "અઞ્જનિસુત! અવિધારિ.
એક લાડ માહરૂં પૂરીઇ; તે રખે રિદઇ મુઝારિ. ૧
મઇ સ્વરૂપ તાહરૂં સાભલ્યું, તે દાખવુ, દયાલ!
જોજન શતનુ સમુદ્ર, સ્વામી! ઓલઙ્ઘિઉ એક ફાલિ. ૨
સીતાની તમ્યો સિદ્ધિ લાવ્યા; મેહલ્યા કપિદલ કોડ,
લક્ષ્મણજી જિહા રણિ પડ્યા, તિહા રહ્યા રામ મચકોડિ. ૩
તમ્યો દ્રોણગિરિ તે સમિ, લ્યાવિઆ તેણઇ ઠામિ;
શ્રીરામ-લક્ષ્મણ ઊઠાડિઆ, નઇ સરયા સેવક-કામ. ૪
તે સ્વરૂપ જોવા કલ્પના, મન માહિ મોટુ કોડ;"
પ્રદક્ષિણા દેઇ કરી, સ્તવતા હવા કર જોડિ. ૫
હનુમાનજી કહઇ, "સુણ, વીર! એહની મ કરશુ વાત.
તે જુગ ગયા; સતિ-ધર્મ ગયા, ગયા શ્રીરઘુનાથ. ૬
કાલ તણઇ માને કરી, બલ થયું મુઝ હીન.
શ્રીરામ-વિયોગી હું થયુ; તેણઇ થયું બલ ક્ષીણ. ૭
તે માટઇ તહનઇ કહું, તેહની મ કરશુ ખાંતિ.
જે કારજનઇ તમ્યો નીસરયા છુ, તે કરુ વીરા! વાત." ૮
પછઇ પ્રદક્ષિણા દેઇ કરી, ભીમ સ્તવઇ જોડી હાથ,
"મુઝ કનિષ્ઠનુ એ કોડ પૂરે, જ્યેષ્ઠ માહરુ ભ્રાત." ૯

મહાપુરુષ હનુમાનજી, જોયું, 'હિ ચઢ્યુ એ વીર.'
નેત્ર મિંચ્યાં વીંચાવિઆં; પછઇ સ્થૂલ કર્યું શરીર. ૧૦
ક્ષણ–માત્રમાં જૈ વ્યોમિ વાધ્યુ; ચ્યુહુ પાસિ પસરયુ વીર.
રોમાવલી કોટિક તન માંહિ; તેજેમે છઇ શરીર. ૧૧
મેરુથી બહુમાન પોહ્‌દ્દ્‌, પુષ્ટ એહ્‌વુ દેહ.
રક્ત લોચન પેખીઇ, જાણુઇ ત્રમ્બ તાતું તેહ. ૧૨

વદન ગિરિ–ગહ્વર સરખૂં; વજ્રધારા ડાઢિ.
અણીપઈ અણિઆલડાં, જેણુઈ વીંધ્યાં રાક્ષસ હાડ. ૧૩
ચરણે અવની થરહરઇ; ચલવલ કરતા પાગ.
પૂછનૂં પરિમાણુ એહ્‌વૂં, કવણ લ્યાવઇ તાગ? ૧૪

દક્ષિણુ દિશિ માંહિ ફેરવ્યૂં નઇ ક્રોધ–કમ્પિત કાલ;
કશ્યપસુતે જોયૂં, 'એ કરશિ મુઝશું આલ.' ૧૫
કૈલાસથા મહાદેવ કમ્પ્યા, નઇ ખલભલ્યુ સુર–ઇન્દ્ર.
સમુદ્રે જાણ્યૂં, 'લોપશિ'. નિઃશ્વાસ થયુ નાગેન્દ્ર. ૧૬

દશોદિશિ સવિ ખલભલ્યૂં, જિહારઇ મોઢ કીધૂં તત્ર.
વૈશમ્પાયન ઊચરઇ, સુણિ, જનમેજે રાજન! ૧૭
હનુમાન કહઇ, "સુણિ, ભીમજી! તુહ્નઇ સ્વરૂપ જોવા કોડ.
નિરખે થૈનઇ નિહાલજ્યે, પછઇ મ દેશુ ખોડિ." ૧૮

ભીમે નેત્ર ઊઘાડિઆ, નઇ સ્વરૂપ જોયૂં તેહ;
મૂર્છાનઇ ધરણી ઢલિઉ; થર થર કાપઇ દેહ. ૧૯
ભીમ કહઇ, "હૂં તુ જોઉં, જુ સ્વરૂપ સંવ્વરુ, નાથ!
કોડ માહ્‌રુ થયુ [પરિપૂરણુ]," નઇ સ્તવઇ જોડી હાથ. ૨૦
પછઇ સ્વરૂપ પાછૂં સંવ્વરયૂં, તે દયાનિધાન હનુમાનિ.
વૈશમ્પાયન બોલિઆ, સુણિ, જમમેજે રાજાન! ૨૧

૧૮૩૯

## કડવું ૬૬ મું–રાગ ધન્યાશ્રી

તે હનુમાનજી ઇમ ઉચ્ચરયા રે, "સાંભલુ સૂધું, રે ભ્રાત!
હાવિ કલ્પના જે મનિ હુઇ, તે વીરા! કુહુ વાત. ૧

ઢાલ–વાત મુહુનઇ કુહુ માંડી, કારણ જે હુઇ મનિ."
ભીમસેન તે બોલિયા, હનુમાન પ્રતિ વચન, ૨

" કારણ છઇ માહરઇ કમલનૂં, જુ દાખવુ મુહુનઇ પન્થ."
વચન એહવાં સાંભલી, વલતૂં વદઇ હનુમન્ત, ૩

" આણઇ મારગિ નીસર." પછઇ દાખવ્યુ તે ઠામ;
" આવશિ વન ઇશિનૂં રે, સુગન્ધક તેહનૂં નામ. ૪

મહા વૃક્ષ લતા ફલ ફૂલ, સર–નદી ભરયાં જલ ગમ્ભીર.
તિહાં લક્ષ યક્ષ તે રહઇ છઇ, મહા ધનુર્ધારી ધીર. ૫

અનુચર છે તે ઇશિના; તહ્મનઇ ચડાવૂં પાડ.
તેહનઇ ગદા–ભેદે ખાડજ્યો; પણિ મ જાશુ તમ્યો હાડિ. ૬
કુહુવારિ દયાલજી, ત્રૈલોકિ તણુ જે સ્વામિ.
જદ્યપિ તહ્મનઇ કમલ મિલશિ, પણિ વિકટ છઇ તે ઠામ." ૭

હેત કરી હનુમાનજીઇ, રિદઇ ચાપિઉ વીર;
આલિંગન ઘાડ કરયૂં, તિહારઇ નેત્રે ચાલ્યા નીર. ૮

ભીમ કહઇ, " કીહા મિલિશિ ?" બોલિઉ ગદગદ વાણિ.
રામજન વલવતૂં વદઇ, " તૂ દુઃખ મન માહિ માણિ." ૯

કપિ કહઇ, " કા કાયર થયુ ? હજી કરવાં છઇ બહુ કામ,
યાહરઇ મુહુનઇ સમરશુ, તિહારઇ આવિશ તેણઇ ઠામિ." ૧૦
વૈશમ્પાયન બોલિઆ, સુણિ, જનમેજે રાજાન!
ભેદ કહી પછિ ભીમનઇ કપિ હૌઉ અન્તર્ધાન. ૧૧

તેણઇ મારગિ નીસરિઉ, જિહાં ઓટવિઉ ઇંધાણ;
ધનુષ–ભાથા ભીડિયા, અનઇ ગદા ઝાલી પાણિં. ૧૨

તેહ્વઇ આવ્યૂં ઢૂકડૂ મહાદેવજીનૂં વન્ન.
આમોદ આવિઉ કમલ તણુ; આનન્દ પામિઉ મન્નિ .૧૩
કૈલાશનૂં તવ શિખર દીઠૂ, ઇશિ કેરુ આગામ,
'હનુમન્તજીઇં મુહુનઇ કહિઉ તેહ આવ્યુ તા ઠામ' ૧૪

વન તણી શોભા શી કહૂ ? મઇ મુખિં કહ્યૂ નવિ જાઇ.
પ્રેમલ સુન્દર પરિમલઇ, તિહા પવન મધુરા વાઇ ૧૫
તેહ મધિ એક સરોવર, તે ભર્યૂ જલ-ગમ્ભીર.
સુકુમાર ચાતક, અવરિ પઙ્ખી, હંસ, કોકિલ, કીર. ૧૬

તિહા કમલ બહુ જાતિના રે, અવરિ ફૂલ્યા ફૂલ.
પોઇણ, પઙ્કજ પૂફ, પાડલ, વલિ જાતિ ગુલાલ. ૧૭
સુહુપાસિં નન્દ-દન થૈ રહ્યૂ, સુન્દર શોભિત વન્ન.
ઉપકણ્ઠિ આવી ઊભુ રહ્યુ, તે પવન કેરુ તન્ન. ૧૮

રખવાલ જેહ રહ્યા હતા, અનુચર ઊઠ્યા ખેવ,
[ તત્ખણ કહ્યૂ ], "રે મૂર્ખ માનવી! તૂં દૈત્ય છઇ કિંહિ દેવ? ૧૯
પૂછ્યા વિણ જુ પગલૂ ભરેશ, તુ જીવતુ રહિઉ આજ.
મહાદેવજીઇ મૂકિઆ છૂ, કુમેરની કરિવા માજિ. ૨૦
ધનદની આજ્ઞા થકી, અમ્હો રહૂ છૂં રખવાલ
જદ્યપિ તે જાણશિ તુ આણશિ તુઝ કાલ." ૨૧

એહવૂ કહીતા મધ્યિ પઇઠુ, કોપિઉ તે ભડ જન્ન,
"કુબેર કેરા બાપિ તા શુ વાવ્યૂં છઇ એહ વન્ન? ૨૨
નિર્ઝરણુ આવઇ નગ તણા, તેણિ ભરાયૂ મઙ્ગિ તોય
આફણીઇ વન ઊગિઊ. નહિ વાવણહારુ કોઇ. ૨૩
પૃથ્વી છઇ ખાડા તણી, અનઇ વિધાનૂં છઇ દાન.
જિહારઇ જેહ બલિઉ થયુ, તિહારઇ તે રાજાન. ૨૪
સવિ સૃષ્ટિ છઇ મહાદેવજીની. મુખિ શી કરુ છુ વાત?
એ કિહા છઇ નઇ કિહા નથી? તે રહ્યુ સઘલઇ વ્યાપિ ૨૫

તે વિના બીજુ કુણ્ડ નથી રે. સર્વ કેરુ તે સ્વામિ.
કુબેરનઇ તમ્યો જૈનઇ કિહિજ્યો, ધર્મરાઇનૂં નામ. ૨૬
તેહ તણુ અનુચર આવિઉ રે: કમલનૂં છઇ કામ.
ઇમ કહીતાં ના કહઇ, તુ માગજ્યો સંગ્રામ." ૨૭
એહવૂં કહીતાં કોપિઆ; દુહુદિશિ ઊઠયા વીર, •
પાષાણની તે વૃષ્ટિ કરતા અનઇં પાડઇ રીર. ૨૮
બાણુ બહુ તે વાવરઇ; અનુચર ચઢિંઆ કોપિ.
હનુમાનજીની આગન્યાથી ભીમનઇ નવિ કરિ લોપ. ૨૯
ઘડી બિહૂ ઘડી તાં સઢ્યૂ; પછિં ગદા ઊભી કીધ;
ધસમશીનઇ મારિઆ; દસવીસ ચૂરુ કીધ. ૩૦
પલવટ વાલી થયુ પૂંઠઇ. જયક્ષ નાઠા જાઇ;
રુધિર-ભીના આવિઆ તિહાં, કુબેર બઇઠા જાંહિ. ૩૧
　　　　　　　　　　　　　　　　　　　　　　૧૮૫૦

---

## કડવૂં ૬૭ મૂં--રાગ એજ

અનુચર આવી બોલિઆ; સમ્પુટ કીધા હાથ,
"વાડી વન સવિ ચાંપિઊં. સાભલૂં સઘૂં, નાથ! ૧
ઢાલ-નાયજી! તમ્યો સાભલુ: માનવી દીસઇ કોઇ;
સરોવરિ પઇઠુ કમલ-કારણિ. ઊલખ દીધૂં તોય. ૨
અમ્બુજ બહુ ઊમેલિઆ; ભેદ નવિ લિહિ ભૂર.
આણિ દીધી તહ્મ તણી, તુ જ્યોધ કીધા ચૂર." ૩
વાત સુણી ધનપતિ હસ્યા, "સાભલુ સઘૂં, સાથ!
કમલ લિહિ, તુ લિહિવા દેજ્યો. એ જ્યુધષ્ઠિરનુ ભ્રાત. ૪
એ પાથ પાણ્ડવ પ્રાક્રમી, રણ-સુભટ શૂરા એહ.
આપણિયા તાં ઇશિનઇ, ઘણૂં વલ્લભ તેહ. ૫

તેહનિ સ્તુતિ કરી સન્તોષન્યો તમ્યો મ કરશુ સંગ્રામ."
અનુચર પાછા આવિઆ રે, ભીમ જેણઇ ઠામિ, ૬
"અજાણીઇ એહ અવિ થયૂ કહીતા મ કરશુ રીસ
અનુચર અન્યો છૂ તહ્માર" ચરણે ધાલ્યા શીસ ૭
પછિ સહસ્ર કમન સોધી કરી, પછિ બાધિઉ તા ભારુ.
વલી લીધા બીજી જાતિના, ભડ પછઇ આવિઉ આહરિ ૮
શ્રમ કરીનઇં સમલ થાકિઉ ક્ષુધા લાગી અપાર
વનફલ તા બહુ પ્રાશિઆ, અનઇ વલી પીધૂ વારિ ૯
પછઇ તા સુખિઉ થયુ આનન્દ અતિ મન માહિ
વૈશમ્પાયન બોલિઆ, સુણિ જનમેજે રાઇ' ૧૦
એહ કથા રહી એટલઇ. હાવિ ધર્મની સુણિ વાત
ભીમસેન ગયા પછઇ દિન આથમિઉ, પડી રાત્તિ ૧૧
એક દિનની એહ કથા, બીજઇ થયૂ પ્રભાત
જ્યુધિષ્ટિર બઇઠા હતા, હૌઉ તિહા ઉત્પાત ૧૨
મારત માહિથી અજાણીઇ આવી કઇ પાષાણ.
ગર્ધવ, પંખી કાગ ભૈરવ, કરઇ સર્વ કનકાણ ૧૩
જે પશુ આડા ઊતરયા, તેહનઇ રુધિરની મુખિ લાલ
આશ્ચિર્ય એહવૂ દેખતા તે જ્યુધિષ્ટિર ભૂપાલ ૧૪/૧૮૮૪

---

## કડવૂં ૬૮ મૂં––રાગ એજ

ચિન્તા આગતિ અતિ ઘણી રે, ઘોખુ પઇહુ રે ધર્મિ.
ઋષીશ્વરસ્યૂ બોલિઆ રે, "માહી કિહિન્યો રે મર્મ. ૧
ઢાલ–મર્મ મરતુ કહુ માહી, અપશુકન થયા જેહ
ઉત્પાત આહવુ ઊપનુ, મુહુનઇ ઊપજઇ છઇ એહ, ૨
તે માટઇ મનિ સાથ ઋષિ તણુ કિહિન્યો થૈ સાવધાન"
પછઇ નિકુલ–સિહિદૈ તેડિઆ, ઇમ બોલ્યા રાજાન, ૩

"અપશુકન મુઝનઇ થયા, વિપરીત દીઠા બહુ.
તે માટઇ તમ્યો સાથ સર્વે થૈ, બઇસજ્યો તા મહ. ૪
ગતિ ભાતિ કાંઇ લિહિતા નથી. વન વિષમ છઇ મહાઘોર.
જક્ષ રાક્ષસ વસઇ છઇ રે, નિશાના તા ચોર. ૫

જોખમ છઇ બહુ જોગના; અનઇ નથી બીજૂં કષ્ટ.
મુઝનઇ એહવૂં ઊપજઇ, હવડાં હોશિ અરિષ્ટ. ૬
એ અમના માટઇ આપણા જીવની થાશિ હાણિ.
તે માટઇ તમ્હનઇ કહૂ છૂ, સજ્જ આયુધ નઇ બાણ. ૭

દ્રૌપદીનઇ તેડાનુ અનઇ ભીમનઇ લ્યાનુ આહિ.
હોનાર તેહ તુ હોશિ, પણિ રહિવૂ એકઠા આહિ. ૮
જતન કરતા જુ જશુ તુ આપણુ શુ છઇ ચાર?
તે માટઇ તમ્હનઇ કહૂ છૂ, સજુ કરિ હથિઆર." ૯

દ્રૌપદીનઇ તેડાવિઆ, નઇ વીર ગયા તે પાસિ,
બિહૂ પાણિ જોડી દન્તિ પાલવિ કિહિ. "દીજિઇ મુઝ આશ." ૧૦
રાજા કહઇ, "રાણી! સાંભલુ, મ જાણુ કહી દૂર.
અપશુકન મુઝનઇ થાઇ છઇ રે ઊગમતા તે સુર. ૧૧

ભીમસેન તે કિહાં ગયુ છઇ સુભટ શરાશૂર?
તે વિના કુહુ શોભઇ નહી, જિહાંરઇ પ્રગટઇ અરિદલ-પૂર" ૧૨
વચન વસનૂ વદઇ વનિતા, "સાંભલુ, મુઝ નાથ!
પવન માહિંથૂ કમલ એક આજ આવિઊં મુઝ હથિ. ૧૩

તેહ્નઇ સહસ્ર શોભિત પાખડી, અનઇ હેમ જેહવુ રંગ.
મઇ કહ્યુ, 'એહ્વા સહસ્ર હુઇ, તુ પૂજિઇ શિવલિંગ.' ૧૪
તે મિહિજિ મઇ હસતા કહ્યૂ, નથી લીધી રહિ
પ્રભુ પ્રેમલ ઊપજિ પરવરઇ, કહ્યૂં, 'શોધી લ્યાવૂ ભાલિ.'" ૧૫

રાઇજી ફર ઝાટકી ઊઠિઆ તેણઇ કાલિ,
"અપશુકનનૂ ફલ મુઝનઇ હવૂ તા તતકાલિ. ૧૬

અર્જુન ગયઇ દૂ ગાજતુ, જાણૂ, 'ભીમ છઇ મુઝ પાસિ.'
હારિ બાહિ માહ્રરી છેદાણી," નાઇ મેલ્હઇ મુખિ નિશ્વાસ ૧૭
"આહિ દોહિનઇ દિન લીજિઇ એ કરઇ એહવી આન
[વાત સુણિ તૂ] કામિની! આહિ વિદિતુ છઇ કાન? ૧૮
નિકુલ! સિહદેવ! શૂ બઇઠા? કહી ભીમની જુઉ ભાનિ
એ વાઉનુ કહી વળી મરશિ, નણિ ચઢિઉ રીસાન ૧૯
જન-હામ વિણુ એ કિહા ગયુ? કેનગુ જાણુઇ મર્મ?"
તિહારઇ લોમશ બોલિઆ, "તમ્યો સાંભળુ તે, ધર્મ! ૨૦
આગઇ અવગાહન કર્યા તમ્યો સાંભળુ, રાજન!
કૈલાસગઢની તલેટીઇ મહોત્વનૂ છઇ વન ૨૧
સુગન્ધક વન નામ તેહ્નૂ ઉત્તમ છઇ આરામ
ઇન્દ્રનઇ દુ:ખ ઉપજઇ તે વેરિ ગિહિ આવી તે ઠામિ ૨૨
તિહા કમલ છઇ સહસ્ર-પાખડીના બહુ સૂધુ છેક
તે વન વિના બીજૂ નથી મઇ જોયા વન અનેક ૨૩
કમલ એહવા તિહા મિલઇ, તેહ સહી નિરધાર
ભીમ તેહનઇ તિહા મિલિશિ ગરજી! અવિધારિ' ૨૪
ગરોગજ તિહા તેણિ, એહવૂ સાંભળી તત્કાલ,
"પુત્રજી! તમ્યો સાંભળુ એક પડિઉ આપત્કાલ ૨૫
કુઆર! માહરઇ ઊપનૂ છઇ તલ મરખૂ માઇ કામ
પિતા તાહ્રુ મરી ગયુ તેહ્ના નથી છત નઇ ઠામ ૨૬
કમલ-કારણિ આચરિઉ પગિમલ ઉપરિ નીર,
અપશુકન સુકુનઇ હવ તેણઇ ચિન્તા થાઇ શરીરિ, ૨૭
સુગંધક તિહા વન્ન છઇ, કૈલાસ પર્વત-પાસિ
કમલ મેહ્લા તિહા મિલઇ રે સંસ્પર્શ નિશાન ૨૮
કદાચિત તુ નિરા મિલઇ લોમશ કિહિ છઇ ભાલિ
તે મારગઇ તિહા મૂકિઇ, માહ્રા પુત્રજી! તત્કાલ ૨૯

ક્રિહિતાં ઉભ નવિ ઊપઽઇ, કિમ કીજિઇ નર-વાહન?
આ અવસરિ તૂં ખપિ આવિઉ," કહઇ જ્યુધિષ્ઠિર રાજન. ૩૦
૧૯૧૪

## કડવું ૬૯ મૂં—રાગ એજ

ગરોરગછ તિહા બોલિઉ રે; "સાંભલુ સુધું, રે તાત!
ચિન્તા એવડી શી કરુ રે, અન્તરશું આરતિ આપિ.? ૧
ઢાલ—આપ ચિન્તા શી કરુ, તમ્યો, જ્યુધિષ્ઠિર રાજન?"
ઇમ કહી અન્તર્ગતિઇ થયૂં ગર્જિત માન. ૨
સમર્થ સાથી આપણા, તે બોલાવ્યા તેણઇ ઠાહૂરિ.
તેહની પીઠ ઊપરિ ઋષીશ્વરનઇ બઇસારયા તેણી વાર. ૩
ત્રણિ કાકા, અપર-માતા, પોતિ થયુ વાહન;
પછઇ તિહાંથુ ઉત્પતિઉ; સુણિ, જનમેજે રાજન! ૪
કૈલાશ ઊપરિ ચાલિઉ, મહાદેવનૂં વન જાંહિ.
મોટી માયા દૈત્યની: આવી રહ્યુ ક્ષણુ માહિ. ૫
પ્રેમલ સુન્દર પરિમલઇ, અતિ ભલુ છઇ આમોદ.
વૃક્ષ-શોભા જોઇ કરી, મહિપાલ પામિઉ મોદ. ૬
એહવઇ આગલિ આવિઉં તે સરોવરનૂં તીર.
કમલ તણ્ તયા ભારુ બાધી, બઇઠુ વૃકોદર વીર. ૭
ધર્મરાઇ જવ નિરખિઆ, તિહારઇ કરયા દણ્ડ-પ્રણામ.
જિહારઇ હેઠા ઊતરયા, તિહારઇં ચરણિ લાગુ સ્વામિ. ૮
જે ગણ હૂતા દેવના તે આવી પડિઆ પાઇ.
રુધિર-ભીના નિરખિઆ : બોલ્યા જ્યુધિષ્ઠિર રાઇ, ૯
"અઘટતૂં તઇં કાં કરયૂં, રે ભીમ માહરા ભ્રાત?
એ વન શ્રીમહાદેવજીનૂં. આહિ શમ્ભુ રહઇ સાક્ષાત. ૧૦

તે દેવનઇ કા દુહવિઆ, અનઇ કમલ કીધા ચોડિ?
તઇ તીર્થ માહિ બન્ધન કરયૂ" પછિ ભીમ કહઇ કર જોડિ,૧૧
"અઘટતૂ એણઇ કરયૂ સાભલુ, રાઇજી વાત
પછઇ જૂઠ્ઠ નહી કહ, મઇ વાવરયા છઇ હાથ"          ૧૨
પ્રશંશીનઇ ગખિઆ, મહાદેવજીના જન.
પછઇ ગઇ તેડિઉ રાક્ષસી કેરુ તન,          ૧૩
"માહરા પુત્રજી વેગિ વતુ, તહ્મનઇ થયા બહુ દિન
માત તાહ્મરી વાટિ જોશિ, ચિન્તા કરશિ મન્નિ          ૧૪
તે માટઇ તહ્મનઇ કહ   તમ્યો વતુ પાછા ખેવ
જિહારઇ તહ્મનઇ સમરીઇ, તિહારઇ, આવજ્યો અશ્વમેવ"   ૧૫
આશીર્વચન દેતા હતા, ઋષીશ્વર ઇમ વાણિ,
"તુઝ માટઇ તીરથ કરયા તુહ્મનઇ હજ્યો કલ્યાણ"          ૧૬
પછઇ પ્રદક્ષિણા દેઇ કરી, પુનરપિ લાગિઉ પાઇ,
સવિ સાથશ તે આપણઇ, ગયા ક્ષણ એક માહિ          ૧૭
(પછઇ) સહસ્ર કમલ આપ્યા સ્યામાનઇ, વિવિધ પરિ ઉપહાર,
ગુરદેવનઇ આગનિ કરી, પછઇ પૂજ્યા શ્રીત્રિપુરારિ          ૧૮
તે વન માહિ સ્થિર રહ્યા, તે પાણ્ડુ કેરા તન્ન
નિશ્વાસ મૂકઇ રાઇજી જવ સાભરઇ અર્જુન          ૧૯
અનેક ઋષિનઇ આહાર આપઇ, મૃગયાઇ જાઇ ભીમ
ત્રણિ બાન્ધવ દ્રૌપદીશ, નવિ ઉલ્લંઘ તે સીમ          ૨૦
વૈશમ્પાયન બોલિઆ, સુણિ જનમેજે! તૂ રાઇ!
વિપરીત એકજ ઊપનૂ, તેણઇ સમઇ વન માહિ          ૨૧
૧૯૩૫

## ૬. જટાસુરવધપર્વ—

### કડવું ૭૦ મું—રાગ રામગ્રી

એક સમઇ બઇઠુ ધર્મ નરેશ જી.
અબલા આગલિ યૌવન-વેષિ જી. ૧
બાન્ધવ ત્રણિ રહ્યા કર જોડિ જી.
ઋષિ ફરી બઇઠા કોડિ-કોડિ જી. ૨
ઢાલ—બઇઠા ઋષિશું પરવરી. લલિતા રહી તવ પાસિ.
દ્રૌપદીનૂં વદન શોભઇ, જાણિઇ રવિ કોટિ-પ્રકાશ. ૩
તેણઇ સમઇ એક દૈત્ય અન્તરિ, જાતુ હૂતુ તત્ખેવ.
જટાસુર તાં નામ તેહ્નૂં. સાભલ્લુ અવશ્યમેવ. ૪
નારી નયણેં નિરખતાં તવ થયુ વ્યાકુલ અઙ્ગિ.
મોહબાણ વાગા દૈત્યનઇ; તવ ગમનિ થયુ મનભઙ્ગ. ૫
અન્તરિ એહ્વૂં આલોચઇ રે દૈત્ય કેરુ રાય,
'એ અબલા માહ્‌રઇ હાથિ આવઇ; કરૂં તેહ ઉપાય.' ૬
વિપ્રવેશ ધરિઉ ખરુ: ઉપવીત ઉરિ તે જાણિ.
કાસામ્બર ધોતી ધરી અનઇ કમણ્ડલુ ધરી પાણિં. ૭
નલવટિ પીલુ પીજરિઉ; પુસ્તક રાખ્યા પાસિ.
સુભાષિત તે ઉચરઇ નઇ વચન-વેદ-પ્રકાશ. ૮
આવીનઇ ઊભુ રહ્યુ રે યુધિષ્ઠિર જેણઇ ઠામિ.
મહામુનિ મોટુ જાણિઉ; રાઇ કરિઉ પ્રણામ. ૯
આસન આપ્યૂં દર્ભનૂં, પૂછઇ વિવિધ વિશેષિ;
"મુઝ દીન ઊપરિ દયા આણી, કુણ, પધારચા શિ વિશેષિ?" ૧૦
"તુઝ દર્શન-અર્થેં આવિઉ, ધર્મનૂં સુણી નામ.
વિદ્યા મુહ્નઇ ભણાવિઉ, ફરશુરામ માહ્‌રુ સ્વામિ." ૧૧
તિહારઇ રાઇજી હેતશૂં નમ્યા, રામનઇ જાણી ગુરુદેવ.
ભલાં ભોજન ભાવશૂં અનઇ નિતિ નૌતન સેવ. ૧૨

ચ્યારિ દિન તિહાં જોઇનઇ, જોયુ સઘલુ તિહાં મર્મ.
એક વાર હૂતા એકલા નિકુલ, સિહિદે, ધર્મ. ૧૩
ભીમ આહેડે ગયુ. દૈત્યેં વિમાશી વાત;
પિહિલૂં તાં પાણ્ડવ તણાં હથિઆર લીધાં હાથિ. ૧૪
પછિં ઊંડલ માંહિ ચ્યારિ ગ્રહ્યાં નઇ ઉત્પતિઉ તત્ખેવ.
કેહિ વલણુ માંહિથુ વછૂટચુ, ભોમિં પડિઉ સિહિદેવ. ૧૫
તિહાં જ્યુધિષ્ટિર નઇ દ્રૌપદીશૂં નિકુલ લોઢુ વીર,
અન્તરિક્ષ ગ્રહીનઇ ચાલિઉ પાડતુ તે અતિ રીર; ૧૬
તિહારઇ જ્યુધિષ્ટિર કિહિ, "પાપિઆ ! તૂં કાં કરઇ અન્યાય ?
અપરાધ પાખઇ અમ્હ ત્રણિનઇ તૂં કિહાં લેઇનઇ જાઇ ? ૧૭
અન્નપાન પ્રાસ્યૂં અમ્હારૂં, એટલી રાખિનઇ શર્મ.
અરે દુષ્ટ દુરાત્મા ! તૂં કાં કરઇ છઇ અધર્મ ? ૧૮
કપટ કરચૂં તે શૂં રે જાણૂં, અરે મૂઢ ! અજાણુ ?
આપિ આયુધ અમ્હારા પછઇ જાણશૂં બલ–પ્રાણ." ૧૯
દૈત્ય મુખેં બોલઇ નહીં; અન્તરિ ચાલિઉ જાઇ.
નિકુલ એહ્વુ ભીડિઉ જે મુખ થકી નવિ બોલાઇ. ૨૦
સિહિદેવ હીંડઇ સોધતુ, ભીમની ન જાણઇ ભાલિ.
દૈત્ય પૂંઠઇ પરવરઇ, અનઇ મારઇ ફાલ. ૨૧
"અરે પામર પ્રાણિઆ ! તૂં મેહ્લિ માહ્રા વીર."
આયુધ વિણુ કર દોઇ કૂટઇ, અનઇ પાડઇ રીર. ૨૨
દૈત્ય મુખેં બોલઇ નહીં. રાઇ દિઇ પ્રતિબોધ.
તે વન માહિ કહીં આવતુ હૂતુ વૃકોદર જ્યોધ. ૨૩
અન્તરિક્ષ તેણઇ સાંભલ્યુ ધર્મરાઇ તણુ સાદ;
પછઇ ઊંચૂં નિહાલ્યૂં, આણી મનિ ઉહ્લાદ. ૨૪
જ્યુધિષ્ઠિર નઇ દ્રૌપદી અનઇ નિકુલ લોઢુ વીર.
સિહિદેવ તવ આવી મિલ્યુ પાડતુ મુખિ રીર. ૨૫

" ભાઇજી ! સવિ સાથનઇ ગ્રહી જાઇ છઇ ભૂર.
એણઇ આયુધ આગલિથા ગ્રહ્યા, નહીતર કરતુ ચૂર." ૨૬
પછઇ પિતા સમરિઉ પોઢુ, જૈનઇ વસગુ વ્યોમિ,
પછઇ દેશ ગ્રહીનઇ આણિઉ અન્તરિક્ષથુ ભોમિ. ૨૭
પછઇ મેહ્લિઉ મોકલુ, " તૂ આવિનઇ સગ્રામિ.
જૂધ કરતઇ જુ જીતઇ તુ જાઇસ્યે તાહરઇ ઠામિ. ૨૮
અરે પાપી પ્રાણિઆ ! પાણ્ડવ ન જાણ્યા નામ ?
આયુ ઘટિઉ તાહરૂ. હવડા ફેડૂ ઠામ" ૨૯
પછઇ આયુધ લીધા વૃક્ષના નઇ યુદ્ધ દારુણ થાઇ.
ભડ ભીમ મારઇ જાલવી, રખઇ પ્રહારથી જાઇ ભાઇ. ૩૦
દૈત્યનઇ વિસ્મય પડ્યુ જીવનૂ કરવૂ જતન,
તુ જ્યોધનઇ કિમ જાલવઇ ? વિમાસ્યૂ પછઇ મન્નિ. ૩૧
કાઢીનઇ પછઇ મૂક્યા રજ્જ થયુ તે શૂર
પછઇ એહ્લુ વાધિઉ, જાણિઇ સાગર-પૂર ૩૨
જ્યુધિષ્ટિર નઇ નિકુલ, સિહિદે રહ્યા એકી મોરિ,
દ્રૌપદીનઇ મધ્ય રાખી દૈત્ય ગાજઇ ઘોર ૩૩
પછઇ વૃક્ષના કટકા થયા નઇ ગદા ઝાલી પાણિ.
ભડતુ કાઇ નવિ ઓસરઇ. કોઇ ન મૂકઇ માણ. ૩૪
રુધિર તણુ તે પ્રવાહ ચાલિઉ. શિથિલ થયુ તેહ અઙ્ગિ.
પછઇ વૃકોદર વાધ્યુ ઘણૂ. દૈત્ય થયુ ગતિભઙ્ગ ૩૫
ગદા મેહ્લી પાણિ સાહ્યુ, પડી બેહઇ બાથિ,
ઢીચણિઆ, કુહુણી અનઇ પ્રહાર પાટૂ-ઘાત. ૩૬
ભીમ ભેદક યુદ્ધ તણુ તેણિ દૈત્ય નાખિઉ ધરણિં.
પડતા પ્રહાર ઘણુ કરયુ, નઇ ઊપરિ મેહ્લિઉ ચરણુ ૩૭
પ્રાણુ કાયાથા ગયા તવ હરિઉ પાછુ પાઇ.

તે જટાસુર તણ્ વધ કરિઉ. પછઇ આવ્યા આશ્રમિ.
ભ્રાત પ્રતિ તવ બોલિઆ, પ્રસ્તાવેં તેણઇ ધર્મ, ૩૯
"અરે ભાઇ! આહિ થકા હાવિ છાંડીઇ આ વન.
મહા વિઘ્નથા ઊગરયા," કિહિ જ્યુધિષ્ઠિર રાજન્ન. ૪૦
"જુ દૈત્ય અજ્ઞાનઇ લેઇ જાત તુ વિરહેં મરત વીર;
સ્વર્ગથુ અર્જુન સુણીનઇ, તે છાડતુ શરીર. ૪૧
પછઇ પાણ્ડવનુ ઉચ્છેદ જાતુ, પણિ વિધિઇ વલિઆ આપિ.
તે દુર્બલ માદ્રરી માવડી, કુન્તા તણ્ પ્રતાપ. ૪૨
દૈત્યનઇ આપણિ મારતા તુ મિલી આવતા કોડિ.
માહરઇ કલેશનુ ખપ નથી," ઇમ ગઇ કિહિ કર જોડિ. ૪૩
સવિ સાથ સાથઇ પરવરિઉ; ચાલિઉ રાજા ધર્મ.
પછઇ પાછા આવિઆ જિહાં બદરિકા-આશ્રમ્મ. ૪૪

૧૯૭૯

---

## ૭. યક્ષયુદ્ધપર્વ—

### કડવું ૭૧ મું—રાગ એજ

પઇરિ પઇરિ પૂજ્યા શ્રીનાથ જી
ઋષિ મિલી બઇઠા સવિ સાથ જી. ૧
પાણ્ડવ પૂછઇ છઇ કર જોડિ જી,
"સાચૂં કુહુનઇ, લોમશ મુનિ જી! ૨
ઢાલ—લોમશ ગુરુ! મુહુનઇ કુહુ જી," પૂછઇ જ્યુધિષ્ઠિર રાઇ;
"કિરિટી મુહુનઇ કિમ મિલઇ, તે કુહુ મુહુનઇ ઉપાય. ૩
હાવિ કવણ પન્થેં ચાલવૂં? મુહુનઇ દિઉ તમ્યો બોધ.
ઘણૂં થયૂં અર્જુન મિલઇ. અમ્યો નથી જાણ્યા શોધ. ૪
સ્વર્ગ માહિ એ સ્થિર રહ્યુ. એણઇ ભાલવ્યા અહ્મ ભ્રાત.
અર્જુનનઇં અમ્યો પામશ્યૂં? ગુરુદેવ! કુહુ સવિ વાત." ૫

લોમશ ગુરુ વલતા કહઇ, "રાઇ! રાખજ્યો ચિત્તિ ધીર.
દિવસિ થોડઇ દેખાડું તહ્મારુ સુભટ અર્જુન વીર. ૬
ગન્ધમાદન ઊપરિ પામશુ. તમ્યો ચિન્તા મ કરશુ ચિત્તિ.
હાવિ ઉત્તર દિશિ ચાલવું, જેહનુ પન્થ અનન્ત. ૭
કૈલાશ પર્વત આવશિ. દસ સાત દિનની વાટિ.
ગન્ધમાદન પર્વત ચઢુ, પછઇ પાધરી છઇ વાટિ. ૮
અલકાપુરી તિહાં આવશિ, જિહાં કુબેર કરણાવન્ત.
તે માટઇ તહ્મનઇ કહૂં: તમ્યો ગ્રહુ ઉત્તરપન્થ." ૯
એહવુ પરઠ કરીનઇ ઊઠયા; ગઙ્ગાંઇ કીધું સ્નાન.
તીરથવાસી જે હતા, તેહનઇ આપિઆં બહુ દાન. ૧૦
પછઇ નારાયણ પન્થથા ઉત્તર પન્થે જાઇ.
ગન્ધમાદનની તલેટીઇ એક વૃષપર્વા ઋષિરાઇ. ૧૧
પછિં આશ્રમ દીઠુ અતિ ભલુ. રલિઆતિ થ્યા રાજન્ન.
ધર્મ આવી ઊભા રહ્યા, તેહનૂં પામવા દર્શન્ન. ૧૨
તેણઇ પાણ્ડવ જાણિઆ, વલી ધૌમ્ય-લોમશ સાથિ;
અન્યોઅન્યિ પૂજા કરી, ઋષિ થયા રલિઆતિ. ૧૩
સાત દિવસ તિહાં રહ્યા; ભલી કીધી સેવ.
વસ્ત્ર-ભૂષણ આપિઆ, તેહનઇ પાણ્ડવેં અશ્વમેવ. ૧૪
અનેક ઋષિ પિહિરાવિઆ; પુનરપિ લાગા પાઇ.
વૃષપર્વા કહઇ શીખ માગી, ધર્મ તિહાંથા જાઇ. ૧૫
પછઇ ગન્ધમાદન ઊપરિ ચઢતા મોલઇ ભલા તાં રાઇ.
ગિરિ તણી શોભા શી કહૂં? મઇ મુખિ કહી નવિ જાઇ. ૧૬
વનવૃક્ષ વાડી છઇ ઘણી, ફલફૂલની બહુ ભાતિ.
પઇરિ પઇરિ પઙ્ખી છઇ ઘણા, સાવજની બહુ જાતિ. ૧૭
સરોવર નદી છઇ ઘણી; કમલ વિકસન્ત માંહિ.
મોર, ચાતક, હંસ, કોકિલ, ભ્રમર ગુઞ્જિત ત્યાંહિ. ૧૮

સોમિ તિહા બહુ જાતિની, રક્ત, પિત્ત નઇ શ્વેત.
રત્ન, માણિક, ગિરિ, રૈન, આધક તે શોભીત. ૧૯
તિહા શિખર એહૂવા ગોભિઇ, જાણીઇ કનકતુ આશ.
સ્ફટિક મણિની શિલા શોભિઇ, જાણીઇ સૂરજ કોટિ-પ્રકાશ. ૨૦
અગર–ચન્દન વૃક્ષ શોભિઇ, અતિ ભલા આમોદ.
વૃક્ષ–લતા તિહા અતિ ભલી. મહિપાલ પામિઉ મોદ. ૨૧
પ્રેમલ સુન્દર પરિમલઇ. રુચતા વાઇ વાઇ.
ગન્ધમાદન દેખી કરી, રલિઆતિ પાણ્ડવ થાઇ ૨૨
જોતા જોતા આવિઆ, અરિષ્ટ ઋષિનઇ આશ્રમિ.
મઢ-બારિ આવી ઊભા રહ્યા, દર્શન-અર્થે ધર્મ. ૨૩
તેણઇ પાણ્ડવ આવ્યા જાણિઆ. ઋષિ આવિઆ તવ બાહિરિ.
પૃથાનુ સુત તવ પાઇ પડ્યુ, વલી દ્રુપદની કુમારિ ૨૪
ધૌમ્ય–લોમશ આવિઆ, ઋષિ અન્યોઅન્યિ નમસ્કાર.
તિહારઇ અરિષ્ટ ઋષિ બોલિઆ, "તમ્યો સાભલુ, પ્રજાકુમાર ' ૨૫
પ્રસન્ન મન માહ્રૂ થયૂ, તુઝ આવતઇ, રે ભૂપ '
આશ્રમિ રહુ તમ્યો આપણઇ," ઇમ બોલ્યા ઋષિ-સ્વરૂપ. ૨૬
પછઇ પાણ્ડવ તિહા રહ્યા, નિતિ નિતિ ઋષિનઇ સેવિ
તિહારપૂઠઇ શ્રૂ થયૂં, સાભલુ અવસ્યમેવ ૨૭
૨૦૦૬

---

## કડવૂં ૭૨ મૂં—રાગ એજ

ઋષિજન આશ્રમિ રહ્યા સહૂ સાથ જી.
પાણ્ડવ સેવા કરઇ દિનરાતિ જી.
ઋષિ-પ્રતિબોધ રાજનઇ ભાવઇ જી.
કમલનયનની કથા સમ્ભલાવઇ જી.
ઢાલ–કથા કહઇ કરુણાનિધિ, અરિષ્ટ ઋષિનઇ આશ્રમિ
રાઇ પૂછઇ, ઋષિ કહઇ અનેક નાના ધર્મ.

મહિપાલનૂં મન અતિ ઠરઇ, હરિગોષ્ઠિ ચર્ચા–વાત
" હાવિ આણુઇ સ્થાનકિ સ્થિર રહુ," રાઇં પૂછિઆ સવિ ભ્રાત. ૪

" અનેક તીરથ કીધા, ભાઇઉ ! " ઇમ કહઇ રાજન.
" આણુઇ આશ્રમિ આવ્યા પછઇ મન ઘણૂ થયૂ પ્રસન્ન. ૫

ગન્ધમાદન તવ મૂકીઇ જવ મિલઇ અર્જુન વીર."
પરઠ એહવુ પરહિઉ સુણિ, જનમેજે મતિ–ધીર ! ૬
અક્ષિપાત્ર તા આપિઉં કશ્યપસુતેં જેહ,
નિતિ નિતિ ઋષિનઇ આહાર આપઇ દ્રૌપદી કરિ તેહ. ૭

અનેક ઋષિનઇ આહાર આપઇ. ભીમ મૃગયા જાઇ.
રાજ–રીતિઇ રહઇ ખરા, જે ધર્મ ક્ષત્રી–ન્યાય. ૮
એક સમઇ રાણી દ્રૌપદી, એકાન્તિ બઇઠી નારિ.
પઞ્ચવરણૂં પુષ્પ તવ આવી પડ્યૂ તેણઇ ઠાહૂરિ. ૯
પ્રેમલ સુન્દર પરિમલઇ અતિ ભલુ આમોદ
મકરન્દ લિહિતા માહિલુ, માનિની પામી મોદ ૧૦
" પિઉડા ! મુહુનઇં પુષ્પ આપુ આપુ આણી આજ."
પછઇ સુભટ સર્જ્યૂ થયુ, વિમાસ્યૂ મન માજ, ૧૧

'સુગન્ધિક વન વિના એહ્વી નથી બીજી જાતિ
આગઇ કમલ લિહિવા ગયુ હૂતુ, ઘણી ભાલી ભાતિ ૧૨
ગન્ધમાદન પર્વત થકી, સમીપિ છઇ એ વન્ન'
મારગ માહિ જિહારઇં આવિઉ, તિહારઇ ઊઠિઆ જ્યક્ષજન્ન. ૧૩

" અરે માનવ ! રિહિ આહિ," એ વદનિ બોલ્યા વાણિ,
" આઘુ ડગલૂ જુ ભરઇ, કુમોતની તુહનઇં આણિ" ૧૪
ઉલ્લઘી આઘુ ગયુ તિહારઇ જઈ વનગા વીર,
દુહુદિશિથા માર કરતા, અનઇ પાડઇ રીર ૧૫
જમધર, કટારી પ્રથમિ મૂકઇ, ગદા જમલી જાણિ
ગિરિધાર મારઇ દૂરથા, ચાપિ શર–સન્ધાણ ૧૬

પછિં પવનપુત્રજ કોપિઉ; ગદા કરિ હથિઆર.
અડવેઢ જાણઇ નહીં; મારિઆ સહસ્ર બિહૂ ચ્યારિ. ૧૭
ઊગરયા તે જઈ પુહુતા, બઇઠા જિહાં ધનન્દ.
કુહુ રુધિરભીના, કુહુના કર ગયા, અર્દ્ધવિણુ ગતિ–મન્દ. ૧૮
"અરે સર્વ કુહુ આમ કાં, શિથિલ થયા છઇ દેહ?
દેવ, દાનવ, માનવી તહ્મનઇ નવિ દુહવઇ તેહ." ૧૯
"સ્વામી! આગઇ એ વનિ આવ્યુ કમલ લિહિવા કાજિ,
વલી તે તિમ આવિઉ; મારિઆ, મહારાજ! ૨૦
જ્યક્ષ તે બહુ મારિઆ; કુહુની ન માનઇ આણિ.
પ્રાક્રમિ કુહુ પુહુચઇ નહીં. મોટૂ તે કીધૂં પ્રાણ." ૨૧
કુબેરજી તવ ઘણૂં કોપ્યા. મણિમાન હૂતા પાસિ.
અનેક જ્યોધા સાથિ આવ્યા, અનઇ દીધી આશ. ૨૨
"દેવ, દાનવ માનવી; તમ્યો જૈ જુઉનઇ તાંહિ.
સાહ્મુ થાઇ તુ મારજ્યો, નહીં તુ બાંધી લ્યાવજ્યો આંહિ." ૨૩
મણિમાન આવિઉ કોપમાં; કાંઇઇ ન દેખઇ લાગ.
જ્યક્ષ ભેમિઇ ઇમ પડ્યા; હીંડવાનુ નહીં માગ. ૨૪
દલ પડ્યું દેખી કોપિઉ; તિહાં મેહલિઆં બહુ બાણ.
ભીમનઇ અર્ઙ્ગ ભેદિઆં; જાણ્યૂં 'જાશિ પ્રાણ.' ૨૫
વીર બહુ વીંટી વલ્યા; બહુ પ્રહાર મૂકઇ દુષ્ટ.
જ્યક્ષ ખેચર શું કરઇ? ભીમ ઊપરિ શર–વૃષ્ટિ. ૨૬
પછઇ સુભટ ઊઠી સોઢિઉ; ઘણા જ્યોધ મારયા તાંહિ.
પછઇ તિહાંથુ આવિઉ, મણિમાન હતુ જાંહિ. ૨૭
ગદા મારી કોપઇં તે રહ્યુ તેણઇ ઠાહરિ.
પ્રાણ કાયાથા ગયા, શિવલોક પામ્યુ તિહારિ. ૨૮
પછઇ ભડ પાછુ વલિઉ; આવિઉ ઋષિ–આશ્રમિ.
તિહારઇ અરિષ્ટસેણુ ઇમ બોલિઆ, "તમ્યો સાંભલુ, રાઇ ધર્મ! ૨૯

ભીમેં કર્મ અઘોર કીધૂં. તમ્યો કિં ન વારુ, રાઇ?
રુદ્રના ગણ મારિઆ; એણઇ કરયુ બહુ અન્યાય. ૩૦
કુબેરજી જુ જાણશિ, તુ કોપશિ મન માહિ.
દેવ મુખિ બોલઇ નહી, પણિ કુલ સમૂલૂ જાઇ." ૩૧

વચન સુણીનઇ કોપિઉ, તિહા જ્યુધિષ્ઠિર રાજ,
"અરે ભૂડા ભીમડા! તઇં અમ્યો આણ્યા વાજ. ૩૨
અપરાધ વિણ તઇં રુદ્રના ગણ મારિઆ શિ કામિ?
સુખે રહિવા નહીં દેઉ, તમ્યો છંડાવશુ આ ઠામ. ૩૩

આગઇ કમલ લિહિવા ગયુ'તુ, તિહારઇ ઘણા મારચા જ્યક્ષ."
વદન નીચૂં કરી રહ્યુ, તે ન બોલ્યુ મુખ્ય. ૩૪
મણિમાન મારિઉ સાભલ્યુ; અલકાપુરીઇં ગૈ વાત.
કુબેરજી બોલ્યા નહી; પણિ ઘસ્યા બેહૂઇ હાથ. ૩૫
૨૦૪૧

---

## કડવૂં ૭૩ મૂં—રાગ એજ

કોપેં ચઢિઉ તે ધનન્દ જી,
મહા મલ્લ મેહલ્યા, કીધુ ધન્ધ જી, ૧
થરથર કમ્પઇ તા રીસિ જી,
આયુધ ધરિઆ ષોડશ વીસ જી. ૨

ઢાલ—વીસ ષોડશ ધરયા આયુધ, રથ મગાવિઉ ખેવ.
અધર ખણ્ડિત કરી બઇસ, કમ્પિઆ સુરદેવ. ૩
અશ્વ એહ્‌વા જોતરયા, નઇં વાયુથી બહુ વેગ
ઘમઘમઇ ઘૂઘર-ઘૂઘરી જાણીઇ ગર્જિત મેઘ ૪
મણિરત્ન માહિ મુહુવટિ. સાકલી સોન-જડિત્ર.
પાખર પલાણી ચોકડઇ, હમ્તી હીરાજડિત્ર. ૫

મહા દિવ્ય રથ સોના તણુ, રત્ન માણિક જ્યોતિ.
પાનપાનાં ચિત્રનાં, જાણીઇ સૂરજ્ય-કોટિ ઉદ્યોત. ૬
તે ઊપરિ કુબેર બઇઠા, કોટિ કન્દર્પ-રૂપ.
ગુણ-રૂપ-લાવણ્ય-કલા-પૂરણ, ધણી શિરિ હર ભૂપ. ૭
ગન્ધમાદન ઊપરિ આવ્યા, જિહાં પાણ્ડવનુ આશ્રમ.
તિહારઇ અરિષ્ટિક્ષણ ઇમ બોલિઆ, "તમ્યો સાંભલુ, રાઇ ધર્મ. ૮
કુબેર આવઇ કોપમાં. તમ્યો વિને કરજ્યો, રાઇ!"
કિહિતાં આવ્યા ઢૂકડા; તવ જૈનઇ લાગા પાઇ. ૯
"અપરાધ છઇ મુઝ અનુજ તણુ. તમ્યો ક્ષમા કરજ્યો, નાથ!
અપરાધ તા અપત્યના; સાહ્મૂં ન જુઇ માતતાત. ૧૦
અમ્યો સેવક તહ્મારા, અનઇ ખુલઇ મૂક્યૂં શીસ.
તહ્મનઇ ગમઇ તે કીજિઇ, પણિ રાંક ઊપરિ શી રીસ?" ૧૧
તિહાં નિકુલ, સિહિદે, દ્રૌપદી સ્તવઇ જોડી પાણિ,
પણિ ભીમ દૂર જઈ રહ્યુ; નવિ મેહ્લઇ પતિ-માન. ૧૨
આશીર્વચન દેતા હવા, ઋષીશ્વર ઇમ વાણિં,
"દિનદિન અધિક પ્રતાપ તાહ્મરુ. કુબેરનઇ કલ્યાણ." ૧૩
સન્તોષાણુ સ્તુતિ કરઇ, નઇ ક્રોધ કીધુ ત્યાજ.
કુબેરજી વચતા વદઇ, રલિઆતિ થૈ મન માંજ, ૧૪
"ધનિ, ધનિ, રે તૂં, જ્યુધિષ્ઠિર! ધર્મ કેરા તન!
સાહસિકના દર્શન થકી હૂં થયુ આ પાવન. ૧૫
ગન્ધમાદન ઊપરિ સ્થિર રહુ તમ્યો," ઇમ કિહિ છઇ કુબેર;
"શત્રુ, મિત્ર સમતોલિ તાહ્મરઇ. નથી કાંઇ તાહ્મરઇ વેર." ૧૬
પછઇ સ્થાનક દાખવ્યૂં, "આ ઓડિ, કૂપ, આરામ.
આહિ લગણ રમના આવજ્યો. કોઇ નહીં લિઇ નામ. ૧૭
આવી ભોમિ છઇ દેવની; તિહાં વસઇ છઇ ગણ-જ્યક્ષ.
એ ઉલ્લઙ્ઘીનઇ આવશુ, તુ નહીં પામુ સુખ્ખ." ૧૮

પછઈ ભીમસેન તેડિઉ; "પુત્ર! કાં કરુ છુ અભિમાન?
આતા! ઇમ મ જાણશુ, 'મઈ મારિઉ મણિમાન.' ૧૯
શાપ તુ પૂર્વેં હુતુ: અગસ્ત્ય ઋષિનૂં વચન્ન.
તે માટઇ એ પામિઉ, તહ્મારઇ હાથિ પતન્ન." ૨૦
તિહારઇ જ્યુધિષ્ઠિરિ પૂછિઉં, "મુઝનઈ સન્ધે મોટુ આપિ.
મણિમાનનઇ કિમ હોઉ તે અગસ્ત્ય ઋષિનુ શાપ?" ૨૧
કુબેરજી વલતૂં વદઇ, "તમ્યો સાંભલુનઇ, ધર્મ!
મણિમાનનઇ જે શાપ થયુ, તે કહૂં તહ્મનઇ મર્મ. ૨૨
એક સમઇ ગિરિરાજ ઊપરિ બઇઠા ત્રણિપદ્મ દેવ.
તે માંહિ ગણ-ગાન્ધર્વ જ્યક્ષ નર, નાગ કિન્નર અશ્વમેવ. ૨૩
તેણઇ સમઇ તપ કરેવા, બઇઠા હતા અગસ્ત્ય.
જે આવઇ, તે નમઇ ઋષિનઈ; અનેક બોલઇ સ્તુતિ. ૨૪
તિહા ગણુ-ગાન્ધર્વ દેવ નમિઆ; નાગ નમિઆ સર્વ.
મણિમાન આવિઉ પરવરી, નઈ ગયુ અતિગતિ-ગર્વ. ૨૫
તિહાં ઉલ્લંઘી આઘુ ગયુ, તિહારઇ ઋષિ થયા સાવધાન.
'અરે સેવક! કવણ છઇ?' કહ્યૂં, 'કુબેરનુ મણિમાન.' ૨૬
'એ અમરથી અધિકુ થયુ; ઇમ વાધિઉં અતિ માન;'
અગસ્ત્ય કહઇ, 'તુ માનવી, તુહ્નનઈ મારજ્યો, મણિમાન!' ૨૭
તે માટઇ તે મારિઉ. મનિ મ કરશુ અભિમાન."
ઇમ કહી કુબેરજી પછિં થયા અન્તર્ધાન. ૨૮
(પછઈ) ગન્ધમાદન ઊપરિ સ્થિર રહ્યા; આનન્દ અતિ મન માંહિ.
કુબેરેં કહ્યુ તિહાં લગઇ, ભીમ મૃગયા જાઇ. ૨૯
અનેક ઋષિનઈ આહાર આપઇ; હરિભજન અનુદિન્ન.
પછઈ વલતૂં પૂછિઉં તે જનમેજે રાજન્નિ, ૩૦
કથા જે અધવચિ રહી: સન્દેહ મોટુ છિ મન્નિ.
તિહાર પૂંછઇ શૂં કરયૂં તે સ્વર્ગ માહિ અર્જુનિ? ૩૧

લોમશ ઋષિ આવ્યા પછઇ ધર્મનઇ થૈ ધીર
તિહાર પૂઠઇ શ્યૂં કરચૂં તે અમરાપુર માહિ ગીરિ ? ૩૨
કવણ વિદ્યા પામિઉ ? સુરે હિત કેહી પિરિ કીધ ?
તિહાં પછઇ પર-પિતા માટઇ, ગુરુ-દક્ષિણા શી દીધ ? ૩૩
ગન્ધમાદન ઊપરિ એકઠા, કિમ મિલ્યા પાચિ ભ્રાત ?
કર જોડી ભૂપતિ રતનઇ, કહુ વિસ્તારીનઇ વાત ૩૪
૨૦૭૫

---

## કડવૂં ૭૪ મૂં—નાગ સામેગી

વૈશમ્પાયન બોલિઆ, સુણિ, જનમેજે રાજન !
વિદ્યા તુ પૂરણ ભણ્યુ સુર-લોક માહિ અર્જુન ૧
પિહિલૂ ઇશ ઉપાસતા સિદ્ધ થયા સવિ કામ
જે ધનુર્વિદ્યા પામિઉ, સાભનુ તેહના નામ ૨
યોગાસ્ત્ર જે પામિઉ, તેણઇ પ્રગટઇ તમ-ત્રામ
રવિ-અસ્ત્રવિધિ શીખિઉ, જેણઇ હુઇ તેજ પ્રકાશ ૩
બ્રહ્મા-અસ્ત્રજ શીખિઉ, જેણઇ હુઇ પ્રતેકાર
સોમા-અસ્ત્રજ મૂકતા, સીચાઇ અમૃતધારિ ૪
આગ્ન્યા-અસ્ત્રજ મૂકતા તુ પ્રગટઇ અતિ અંગાર
વરણા-અસ્ત્રજ મૂકતા તુ વૃષ્ટિ હૂઇ અપાર ૫
પર્વત-અસ્ત્રજ મૂકતા, આવી પડઇ પાહાણ
પવના-અસ્ત્રજ મૂકતા, ઊડી જાઇ નિરવાણ ૬
ધર્મા-અસ્ત્રજ મૂકતા, જાગીઉ આવિઉ કાલ
વિશ્નુ-અસ્ત્રજ મૂકતા, રક્ષા કરઇ ગોપાલ ૭
મોરા-અસ્ત્રજ મૂકતા મોરનુ હોઇ પ્રકાશ.
ગરુડા-અસ્ત્રજ મૂકતા, તેહનુ હોઇ તવ નાગ ૮

મઘવા-અસ્ત્રજ મૂકતા, સવિ લેપ થાઇ અઙ્ગૈ.
પતઙ્ગ-અસ્ત્રજ મૂકતા, પ્રગટઇ કીટ-પતઙ્ગ. ૯
મોહ-અસ્ત્રજ મૂકતા, પ્રાણી પડઇ મોહ-પાશિ.
નાનાવિધની અસ્ત્રવિદ્યા, શીખિઉ ભેદ-પ્રકાશિ. ૧૦

દ્રોણાચાર્ય કન્હઇ શીખિઉ, કૃપાચાર્ય કન્હઇ વલી જેહ,
સ્વર્ગિં ભણુતા સફલ થયૂં; સવિ સફલ કીધૂં તેહ. ૧૧
પાશુપતાસ્ત્ર પાસિ છઇ જે આપિઉં ત્રિપુરારિ.
ગાન્ડીવ ધનુષ નઇ અક્ષિ ભાથા, અગ્નિ કેરુ ઉપકાર. ૧૨

(પછઇ) સ્વર્ગ માહિ સુરરાજ પાસઇ, ભણિઉ મોટુ ભેદ.
પછઇ અર્જુન એમ થયુ, અભેદ્ય નઇ અચ્છેદ્ય. ૧૩
ચિત્રાઙ્ગદ ગાન્ધર્વ પાસઇ શીખિઉ સઙ્ગીત-જ્ઞાન.
છત્રીસ ભાષા, છેક, છાવા, નૃત્ય-ભેદ, નઇ તાન. ૧૪

ગુણ-પાત્ર-પૂરણ તે હૂઉ, સ્વર્ગિં ભણતા ભૂપ;
કલા-અંશેં અવતરિઉ અર્જુન નરનઇ રૂપિ. ૧૫
સખા સાર્ઙ્ગપાણિ તણુ, વલિ તૂસા શ્રીત્રિપુરારિ.
વલી હેત ઘણૂં કરયૂ, સુરરાજિ સ્વર્ગ મુઝારિ. ૧૬
તેણઇ ગુણ-લાવણ્ય-કલાપૂરણ અમરથી બહુ આપ;
ઇન્દ્રપણ઼ તે અધિક દીસઇ, તેજ-પુઞ્જ-પ્રકાશ. ૧૭
પાચ વરસ પૂરા થયા. સવિ વિદ્યા આવી પાસિ.
કર જોડી અર્જુન ઇન્દ્રનઇ કહઇ, "દીજિઇ અહ્મ આશ. ૧૮

મુહુનઇ વિદ્યા પૂર્ણ ભણાવ્યુ, નાથજી' આણી નેહ.
હાવિ ગુરુ-દક્ષિણા કાઇ માગિઇ, મુઝ યોગ્ય હુઇ જેહ." ૧૯
વજ્રધર વચનૂં વદઇ, "સાહસ પુત્ર' તૂં અવિધારિ.
ગુરુ-પિતા જાણી પુત્રજી! મુહુનઇ કીજિઇ ઉપકાર. ૨૦

નિવાતકવચી દૈત્ય છઇ હિરણ્યપુર-વાસી જેહ;
સમુદ્ર-મધ્યે વસઇ છઇ, સાઠિ સહસ્ર છઇ તેહ. ૧૨

તેણઇ વેદ–મારગ, ધર્મ લોપ્યા, નાખઇ યજ્ઞમાં અપદ્રવ્ય.
વાસ કીધુ પાતાલમાં; એણઇ દેવ દમિઆ સર્વ. ૨૨

યજ્ઞ–યાજન–અધ્યયન–અધ્યાપન–દાન–પ્રતિગ્રહ ધર્મ,
તે રહ્યા અમ્યો સવિ પામતા, ઋષિ તણાં ષટ્કર્મ. ૨૩

દિન દિન મુઝનઇ દમઇ છઇ. તેહ્નુ ઘણુ મુઝનઇ તાપ.
તાહ્રી વિદ્યા પૂરણ તુ કરૂં જુ ગુરુદક્ષિણા મુઝનઇ તે આપિ." ૨૪

પૃથાસુત વલતૂં વદઇ, "જે નિવાતકવચી નામ,
તેહ્નઇ અભે–વર કુહુન હૌઉ? તે કવણ ઉત્પત્તિ–ઠામ?" ૨૫

ઇન્દ્ર વલતૂં ઇમ વદઇ, "માહ્રા પુત્ર! સાંભલિ તેહ.
કશ્યપઋષિથા ઊપના ઉદર–અદિતિ જેહ, ૨૬

મઇ મરત–ગણ જે મારિઆ; માતાનઇ ચઢિઉ ખેદ;
પછઇ કશ્યપઋષિનઇ ઇમ કહ્યૂં: વચન બોલી ભેદિ, ૨૭

'ઇન્દ્રના અરિ ઊપજઇ, તૂં એ વર મુઝનઇ આપિ.'
સઉં કરી ઋષિજી ઇમ કહઇ, 'હોશિ પુત્ર બહુ–પ્રતાપ.' ૨૮

અમોઘ વીરજ્ય કશ્યપનૂં રે: પુત્ર જણિઆ બેવ.
તેહ્ની કાન્તિ એહ્વી પરજલઇ, જાણિઇ પ્રગટચા વહ્નિદેવ. ૨૯

ક્ષણમાત્ર માંહિ બહુ થયા, તે કહઇ જોડી પાણિ,
'આજ્ઞા અહ્મનઇ દીજિઇ,' ઇમ વદનિ બોલ્યા વાણિ. ૩૦

માતા કહઇ, 'પરપિતા તાહ્રુ, તેહ્નઈં જૈ આરાધુ.
અભે–વર તમ્યો માગજ્યો. પછઇ ઇન્દ્રશૂં ઝૂઝ સાધુ. ૩૧

આગઇ ભ્રાત તહ્મારુ, તે ગર્ભ કીધુ ખણ્ડ.
મઇ તે માટઇ ઊપજાવિઆ, ઇન્દ્રનઇ દેવા દણ્ડ." ૩૨
૨૧૦૭

## કડવું ૭૫ મું—રાગ એજ

"માતનું વચન શિરિ ધરી, જે તપ માંડ્યું ઉગ્ર.
બ્રહ્માજી પ્રસન્ન થયા રે, પૌત્ર જાણી શીઘ્ર. ૧
દેહદમન દીઠું આકરૂં; તે માંહિ દીઠું મન્ન.
સાવધાન કરીનઇ બોલિઆ તે બ્રહ્માજી વચન્ન. ૨
મહા તેજ-પુન્જ નિરખિઆ, તિહારઇ જૈ વલગા પાગિં.
ચતુર્મુખ વલતૂં વદઇ, 'વચ્છ! વર તૂં કાંઇ માગિ.' ૩
'જે દેવ-દાનવ-નાગિ ન મરૂં, ન્યક્ષ-કિન્નર-વરખુ,
અમેવર એહવુ આપીઇ, જેથી તુહિ અલ્પ મરણ. ૪
નવિ વાયુ ભેદઇ કિમઇ, એહવાં આપીઇ તન, સ્વામિ!"
ઇન્દ્ર કહઇ, "અર્જુન! સુણ નવાતકવચી નામ. ૫
વરદાન આપી તે વલ્યા બ્રહ્માજી તત્ખેવ.
સમુદ્ર માંહિ એણિ વાસ પૂરિઉ, સાંભલુ અવસ્યમેવ. ૬
પરિવાર પ્રસરિઉ અતિ ઘણું; સુહુનઇ દમઇ છઇ દિન દિન્ન.
એ દુઃખ માહરૂં ભાજિઇ, માદ્રરા પૂત અર્જુન!" ૭
પારથ વલતૂં ઇમ વદઇ, "તમ્યો સાભલુ, સુરરાઇ!
અમેવર બ્રહ્મા તણુ, તે મઇ હણિઉ કિમ જાઇ?" ૮
"બાપ! તેણઇ ચિત્ત માહિ નાણિઉં, જિહારઇ માગ્યૂં વરદાન.
કહ્યું, 'માનવી-ગણના કશી?' ઇમ આણિઉં અભિમાન. ૯
પણિ એકલઇ માનવિ નવિ મરઇ, એહ દૈત્ય તણુ વંશ;
એકલઇ દેવિ નવિ મરઇ, જે માહિ બિહૂ બિહૂ અંશ. ૧૦
તાહરઇ માત-પિતા કુન્તા-હૂં, સખા સારિઙ્ગપાણિ.
મહાદેવિં તુહુનઇ દયા કીધી, તેણઇ મારશુ નિરવાણ. ૧૧
તુહુનઇ માનવ એ જાણશિ; ભ્રમ માહિ પડશિ એહ.
તૂં દેવપઇ અધિકુ થયુ, આહિ આવિઉ સ્વદેહિ." ૧૨
અર્જુન કહઇ, "તુ અતિ ભલૂં. હાવિ દીજિઇ મુઝ આશ."
ઇન્દ્ર તવ આનન્દ્યૂં, આસન તિજી ગ્યા પાસિં. ૧૩

તન–કવચ આપ્યૂં આપણું, અનઇ મુગટ મેહ્લિઉ શીસિ.
સાંકલી, હથાઉલ, મોજડી, આયુધ ધરઇ છત્રીસ. ૧૪
અખે ભાથા ભીડિઆ; અગ્નિનાં શર–ચાપ,
પાશુપતાકા પાસિ છઇ. મહા તેજ–પુઞ્જ પ્રતાપ. ૧૫
પારિજાતક પુષ્પની ઉર–વરિ આરોપી માલિ.
બાવના ચન્દન ચૂઆ બિહિકઇ; કરિઉ ઝાકઝમાલ. ૧૬
રત્ન, માણિક, કનક, હીરા ભરી મુક્તા–થાલિ.
વધાવી સુરકન્યાઇ કરયાં તિલક કુઙ્કુમ ભાલિ. ૧૭
બૃહસ્પતિ ગુરુ તેડિઆ, દેતા આશીર્વચન,
"શત્રુ તાહરા પ્રાજે થાઉ, રણ–વિજયી તૂં, અર્જુન!". ૧૮
સુર સર્વ મિલીનઇં શઙ્ખ આપિઉ દેવદત્ત પરમાણ,
"અરણ્ય વિસઇ તૂં પૂરજ્યે, જેથી અરિજૂથ–ભઙ્ગાણ." ૧૯
ઇન્દ્રે આપણુ રથ મગાવિઉ, જે બઇસવા દુર્લભ દેવ.
સહસ્ર ઘોડા જોતરયા; માતુલિ લ્યાવિઉ ખેવ. ૨૦
તેણુઇ વિશ્વકર્માઇ ઘડિત્ર, જડિઆં આભરણુ જ્યોતિ.
ચિત્ર એહ્વા ચાલતા, જાણિઇ સૂર્ય કોટિ–ઉદ્યોત. ૨૧
ઘમઘમઇ ઘૂઘર–ઘૂઘરી, અશ્વ–ઉરવરિ માલિ.
× × × × × × × ૨૨
તેણઇ બઇસવા સમર્થ નહીં, ઇન્દ્ર વિના તાં કોઇ.
ક્ષણુમાત્ર થોભી નવિ સકઇ, એહ્વા અશ્વ ચપલ સોઇ. ૨૩
નમી નર તે ઊપરિ બઇઠુ, સમરી ગરુડારૂઢ.
ગુણ-ચાપ કરી ટઙ્કાર કીધુ: સુણી સુર થયા દિગ્મૂઢ. ૨૪
સુભટ–લક્ષણુ સકલ અઙ્ગે, રણ–ભેદ–પૂરણુ પાસિ.
ગુણ–રૂપ–લાવણ્ય–કલાપૂરણુ, કામ કોટિ–પ્રકાશ. ૨૫
અમર આશીર્વાદ દિઇ, 'રણવિજે પામિ તૂં, વીર!'.
ક્ષણુમાત્રમાં રથ ખેડિઉ; આવ્યા સાગર–તીરિ. ૨૬

૨૧૩૩

## કડવૂં ૭૬ મૂં—રાગ એજ

દેવદત્ત તા પૂરિઉ, અર્જુનિ આવી નાદિ
અશ્વરથ ઉત્તરીનઇ, ગયુ સાગર માહિ. ૧
હિરણ્યપુરનિવાસી જે હતા, તે ખલભલ્યા તેણી વાર.
ગર્ભ-ગર્ભે સરકિઆ, પછઇ જોવા આવ્યા બાહ્રિ. ૨
જુઇ તુ રથ ઉપરિ બઇઠુ, કોટિ કન્દર્પ-રૂપ
સારથિ દીઠુ ઇન્દ્ર તણુ તિહારઇ જાણિઉ સુર-ભૂપ ૩
પછઇ તે પાછા વલ્યા, જૈ કરવૂ પુરમા જાણ
દસ સહસ્ર બાહ્રિ નીસર્યા, સાધના ધનુ નઇ બાણ ૪
"અરે સુરના રાજિઆ! હારિ પીડિઉ તહ્મ ઠામ
ઘણી વાર હરાવિઉ, તે વલી ધાતી હામ? ૫
અમરપુર ઉજડ કરૂ જોઇએ અમારૂ કામ
તઇ નામે શ્યૂ નવિ જાણિઆ, અમ્હો નિવાતકવચી નામ? ૬
સ્વર્ગ-મૃત્યુ પાતાલ માહિ, અમ માહ્રુ કંઇ નવિ થાઇ
હાથ અમારા શ્યૂ નવિ દીઠા, વલી આવિઉ આહિ?" ૭
ઇમ કહી ન॰ ગાણુ રોહ્લ્યા, તેહ્નુ ન જાણુ પાર
અર્જુન દીઠુ આપનુ થોભ્યૂ ન જાઇ વગાર ૮
માતલિ ટગરગ જુઇ, "ચિન્તા માણુ મનિ
રખઇ વારે આવતા 'સુભટ તણાઇ તૃણ' ૯
તિહારઇ નીર કહઇ, "રે માતલિ! હવ! કરીઇ એહ્નઇ પ્રહાર
જવ માહિ નાહ્રા જાણિ તેહ્નુ કરણુ વિચાર?' ૧૦
માતલિ કહઇ, "અર્જુન! સુણ સુરરાજ તણુ એ રથ
સ્વર્ગ-મૃત્યુ-પાતાલ માહિ, એહ્નઇ જાવા ગતિ સમરથ" ૧૧
અર્જુન કહઇ, "તુ તઇ કહે ખરૂ, ભૂતલ હવે જે કુંડુ હઇ,
પિહિલૂ અમરીઇ તેહ્નઇ, પામીઇ નહી કઇ" ૧૨

પછઇ વરુણનૂં આવાહન કીધૂં, આવી ગ્હઇ તે લાગિ
અર્જુન કહઇ, "રે વરુણજી ! આપીઇ મુહુનઇ માગ ૧૩
કવણ દૂખે નગર છઇ ? કહુ હિરણ્યનુ તાગ.
નવાતકવચી આવિઆ, મારવા અહ્મારઇ ભાગિ." ૧૪

એહ્‌વા વચન તે સાભલી, મન માહિ થયુ રલિઆતિ,
"એ નવાતકવચી મહા અવિઆ. સાભલુ તેહ્‌ની વાત." ૧૫
વરુણ કહઇ, "અહ્મનઇ વગોયા, છણ્ડાવ્યા અહ્મનઇ ઠામ
જલ માહિ પઇશી નીસરુ તહ્મનઇ હોશિ નિજ-કામ" ૧૬

વરદાન આપી વરુણ વલિઆ, ગૃહે ગયા તત્ખેવ
પછઇ યુદ્ધ અર્જુન તણૂ, સાભલુ અશ્વમેવ. ૧૭
પછઇ કિરીટી કોપિઉ, સજ્જ કરી ગુણ ચાપ,
પછઇ કીધી વન્દના, ગુરુસમરણ કીધૂ આપિ ૧૮
વલી સદાશિવની સ્તુતિ કરી, ધર્મનૂ ધરિઉ ધ્યાન.
પછઇ નર-નારાયણ સમરયા, દેવકીનન્દન કાહ્‌ન ૧૯
પછઇ ધનુષ ચઢાવિઉ, મેહ્‌લિઆ બહુ બાણ
તન-કવચ ભેદી દૈત્યનૂં, વાગા તે નિરવાણ ૨૦

ચ્યહુ દિશિ ચક્ષુ ચાલવઇ, એકલુ અર્જુન વીર.
દશો દિશિથા બાણ છૂટઇ, નવાતકવચીના તીર. ૨૧
માતલિ રથ ચલાવઇ, અર્જુન દિઇ તિહા ધાપ.
સમુદ્ર માહિથા તીર આવઇ, જાણીઇ ફાટિઉ રાફ. ૨૨

ગદા, તોમર, પાશ. અઙ્કુશ, વજ્રધારા સાગિ.
તનકવચના કટકા થયા, રુધિરમઇ સવિ અઙ્ગ. ૨૩
શુરજ માગઇ કુન્તી, ભેદઇ અર્જુન-અઙ્ગ.
રુધિરની તનિ રેલિ ચાલઇ, પલાશ જેહ્‌વુ રઙ્ગ ૨૪

વલી દૈત્ય અન્તરિ યુધ્ધ, જાણીઇ સાઇર-વેલ.
જાણ્યૂ, 'નવતકવચી આવિઆ, અમરાપુરિ પડ્યુ ભેલ' ૨૫

અમર સર્વ નાહ્શી ગયા; જાણ્યું, 'હણિઉ અર્જુન વીર.'
અનુચર એકજ મોકલિઉ, પેખવા સાહર-તીરિ. ૨૬
ક્રિહિત-ખેવ તવ આવિઉ, જિહાં અછઇ સઙ્ગ્રામ.
અર્જુન વહ્તુ પેખિઉ; આવી કરિઉ પ્રણામ. ૨૭
તેણઇ અર્જુનનઇ કહ્યું, "સ્વર્ગિ આવિઉ દૈત્ય."
"અનુચર! જૈનઇ ઇમ કિહિ, આપણી છઇ જિત." ૨૮
અન્તરિ રથ રાખી રહઇ; સૂઝઇ નહીં કાંઇ માગ.
અર્જુન કહઇ, "રિહિ સાંસતુ; હવડાં કરી લિઉં લાગ." ૨૯
રવિ-અસ્ત્ર-વિદ્યા પ્રકાશી, તે મેહ્લ્યાં; ઉદિયા ભાણ.
પવન-અસ્ત્રજ મૂકતાં, ઊડી ગયા પાષાણ. ૩૦
પછઇ દૈત્ય-દલ દૃષ્ટિઇ પડ્યા. તવ કરી સારથિનિં સાન.
વલી આવઇ ઢૂકડા; વલી થાઇ અન્તર્ધાન. ૩૧
દૃષ્ટિઇ કુણ દેખઇ નહીં, તે કરઇ કુણનઇ પ્રહાર?
જનમેજે! તમ્યો સાંભલુ: અર્જુનિ કરિઉ વિચાર. ૩૨
સહસ ઘોડા સારથિ, અન્તરિ રાખી રાશિ.
અર્જુન અઙ્ગ ન ખીલવઇ. એહ્વુ અઙ્ગ-બલ-અભ્યાસ. ૩૩
સઙ્ગીતવિદ્યા શીખિઉ, ચિત્રાઙ્ગદનઇ પાસિં.
તિહાં આસન સઘલા શીખિઉ; અષ્ટાઙ્ગ યોગ-અભ્યાસ. ૩૪
દીયણ-ભરિ રથ ઊપરિ, મહામન્ત્રવાદી વીર,
દૈત્ય-વાદલ ઓલખઇ; રહ્યા પાડઇ રીર. ૩૫
સ્વર્ગ સૂધા જઈ વલગઇ, ગાન્ડીવ-ગુણના તીર.
મધુ-પુષ્પની પરિ પડઇ. એહ્વુ શબ્દવેધી વીર. ૩૬
રણિ દૈત્યનાં રુણ્ડ પડ્યાં; નવાતકવચી કોડિ.
બાણવેધ્યાં ઇમ પડઇ, જાણીઇ પરટી હોડિ. ૩૭
સઙ્ગ્રામ-રણ દેખી કરી, માતલિ પડિઉ ઉલિ,
"અરે અર્જુન બાપડા! મઇ નવિ દીઠુ તહ્ન-તોલિ. ૩૮

ઇન્દ્ર નઇ વૃત્રાસુર વઢ્યા, તે દેખિઆ મઇ દષ્ટિં.
દૈત્યનઇ સંગ્રામ સુરથં, તિહાં હોઊં અરિષ્ટ. ૩૯
દેવ–દાનવ બહુ પડ્યા; તિહારઇ હતુ હું તાહિં;"
માતલિ કહઇ, અર્જુન ! સુણ, વલી લીહિ વલી તાં આંહિ." ૪૦
દૈત્ય ઇમ ભોમઇ પડ્યા: પગ મૂકવા નહીં ઠાહર.
નવાતકવચીની અંગના નીમરી જોવા બાહરિ. ૪૧
ઝાલિ, ઝૂમણાં, માલ–મોતિ, શીસફૂલ ફૂલી–ફૂલ.
ઉર–હાર, કંકણ, કિંકિણી, મેખલા જડિત્ર અમૂલ. ૪૨
કાંબી, અણવટ, વીંછિઆ, ઝાંઝર તણ ઝમકાર.
ગુણ–રૂપ–લાવણ્ય–કલાપૂરણ, વિવિધ ભૂષણ–ભાર. ૪૩
અર્જુનિં જાણ્યૂં, 'ઊતરી, અમરની એ નારિ.
સુભટ જે સંગ્રામિ પડ્યા, તેહનઇ ઘાતવા વર–માલિ.' ૪૪
માતલિ કહઇ, "અર્જુન ! સુણ. સુર–અંગના નુહિ એહ.
એ નવાત–કવચી–અંગના રણ જોવા આવી તેહ." ૪૫
આક્રન્દ કરતી અંગના, તે પડઇ ભોમિ મુઝારિ.
સુત–ભ્રાત દેખઇ આપણા નઇ પડ્યા ભરથાર. ૪૬
પછઇ તે પાછી વલી, નઇ ગઈ પુર મુઝારિ.
વૈશમ્પાયન બોલિઆ, તૂં, જનમેજે ! અવિધારિ. ૪૭

૨૧૮૦

---

## કડવું ૭૭ મૂં—રાગ આશાઉરી

છૂટઇ ગાન્ડીવ–ગુણ બાણ; કરઇ ચાપિ શર–સન્ધાણ.
પડઇ દૈત્ય–દલ–ભંગાણ. સુણિ, જનમેજે ! વાણિ. ૧
એકલુ તે અર્જુન વીર, જૂધ કરઇ સાગર–તીરિ.
મહાધનુષધારી ધીર, અરિદલ કરાવ્યૂં કીર. ૨
દૈત્યદલ જોઇઇ ઠાહરિ, તિહા અશ્વ મેહલ્યા મારિ.
રણિ પડઇ હાહાકાર, અસુરાં કરુ સંહાર. ૩

ધસમસઇ અર્જુન જોધ; રણિ દૈત્ય મારયા સોધિ.
અસુર રોલિઉ ઘર સાથિ; નવાતકવચી નિઃશાપ્ય. ૪

દૈત્ય વિમાસઇ મન સાથિ, લેઇ ગયા અન્તરિ રથ્ય.
તે તાં ઘાતિઉ વચ્ચિ માંહિ; જેણુઇ અકુંવસણુ નવિ થાઇ. ૫
જડબુદ્ધિ થયુ તે જ્યોધ. રથ-અશ્વ રાખ્યુ રોધિ.
.................સોધિ, દિઇ સારથિ પ્રતિબોધ. ૬
" રાખિ, રાખિ તૂં સુધિ." થાપડ્યા તુરી પૃઠિ.
હાકલ્યુ અર્જુન ઊઠ્યુ, વાલી......... . ...સુધિ. ૭
અર્જુનેં ચાંપિઉ ચરણ. રથ આણિઉ પછઇ ધરણિં.
દૈત્યનઇ પૂંઠઇ નિઃસરણ. મેલ્હઇ બાણ; પામઇ મરણ. ૮
તનિ વહઇ શોણિત શર. તિહાં પ્રવાદ ચાલિઉ પૂરિ.
મહામલ્લ તણાયા જાઇ,.. ........... .......થાઇ. ૯

રણ વલ્યા ખુલી તાંહિ; પછઇ પઇઠા સાઇર માહિ.
હિરણ્યપુર હતૂં જાંહિ, મારી દુર્ગ ભેદિઉ તાંહિ. ૧૦
તિહાં કનક-બદ્ધ પ્રાકાર. મણિરત્નજડિત મન્દિરદ્વાર.
પાસઇ પરવાલીના સ્થમ્ભ. અગ્રે કનકના કુમ્ભ. ૧૧
છજાં, અટારી, મુહુલ. જોતા રહ્યા જન ભૂલિ.
ગઢ, મન્દિર, મઢ, માલ. મણિ-રત્નજડિત્ર ઝાલ. ૧૨

તિહાં પીરોજા પદ્મરાગ. મણિ લ્યાવ્યા લૂંટી નાગ.
મણિરત્ન જડિઆ તાહિ, તે લૂંટ્યાં સાગર માંહિ. ૧૩
વલી કનક-કોટ પ્રચણ્ડ, જૈ મેરુ કીધા ખણ્ડ.
હાવિ બીજી જે સવિ રીધિ, અમરાપુર-સમરીધિ. ૧૪
ગુણ-ગાન ગાન્ધર્વરાજ; કૈલાશ તણુ સવિ સાજ.

× × × × × × ૧૫, ૧૬

રથ રાખ્યુ ગઢ હેઠિ સાર; પૂરયુ દેવદત્ત તેણી વાર.
તવ પડિઉ હાહાકાર; તિહાં ગર્ભ સવઇ અરિ-નારિ. ૧૭

તિહા આપોપઇ રે ધાઇ પાણી માગ વિણુ કિહા જાય ?
પોલિ રહ્યુ અર્જુન રાઇ, આવીનઇ લાગી પાઇ. ૧૮
સ્તવતી હવી જોડી હાથ, તિહા નૈનિ વહઇ અશ્રુપાત
" તઇ મારયા અભાગ નાથ, છોરૂ-વછોઇ માત. ૧૯
માહ્‌રા પડ્યા રણિ ભરથાર. અમ્યો તિજ્યા સવિ શૃંગાર
અહ્ન અબલાનઇ શા પ્રહાર ? વીરા ! મેહ્‌લીઇ આ વાર " ૨૦
માતલિ કહઇ, " એહ્‌નઇ મારિ એહ્‌નઇ મેહ્‌લઇ શુ ઉપકાર ?
એહ્‌નઇ પ્રમરઇ પરિવાર, ગિહિશિ દેવ-દુખ અપાર " ૨૧
પછઇ અર્જુનજી દયાલિ, દનવન્તા દેખી બાલ,
તેહ્‌નઇ મુક્યા તત્કાલ સુણિ, જનમેજે ભૂપાલ ! ૨૨
હાવિ કાનમ્યના જે જન, મોક્ષ દીધા અર્જુનિ
તે નાહ્‌સઇ લેઇનઇ પ્રાણ, આપાપણુઇ ગયા ઠામિ ૨૩
વાઘ-મિંઢ વિકરાલ, સાબર, સસલા, શિઆલ,
આપણ જાણી કાલ, ફેટકતા મારઇ ફાલ ૨૪
રોઝ, ગૈંછ નઇ હરણ, આપણા જાણી મરણ,
તિહા ચપલ કરઇ ચરણ . ... ૨૫
મણિધર મોહ્‌ટા નાગ, જાઇ આપોપઇ રે ભાગિ
કહીં ન દેખઇ જાગિ આવી રહ્યા અર્જુન-પાગિ ૨૬
માતલિ કહઇ " એહ્‌નઇ માર એહ્‌નઇ મેહ્‌લઇ શુ ઉપકાર ?'
અર્જુનિ કિઉ વિચાર, ' એ આવ્યા તુ કશુ પ્રકાર ?' ૨૭
નાણુની જોઇ રેહિ, જઈ રહ્યા રથનઇ હેઠિ
અર્જુને આપિઉ માગ, ગયા આપોપઇ રે ભાગિ ૨૮
રથ ખેડિઉ પુર માહિ સુણિ જનમેજે રાઇ'
ન્યુહ્ન દિશિ જોતા જ ઇ, પ્રત્યક્ષ્યા કર માહિ ૨૯
જે અસુર તણુ આગામ, પ્રજાલિઉ તેહ ધામ
ગન્ધ ટાવી તે ગામ કેહ્‌યૂ નરાતકવચી-નામ ૩૦

રણિ હૌઉ જેજેકાર, અસુરા કરિઉ સંહાર.
અમરા કીધુ ઉપકાર. ચાલિઉ સ્વર્ગ મુઝારિ. ૩૧
જાણીઇ ...... મિઙ્ગ, ઇમ આણિ અઙ્કિત અઙ્ગ.
તોહિ નહી ગતિ-ભઙ્ગ જાણીઇ મધુ ચઢિઉ અઙ્ગિ ૩૨
મહાતેજ વાધ્યૂ રૂપ ભુલી ગયુ સુરભૂપ.
દીઠા અઙ્ગિ અનૂપ, કોટિ કામ-સ્વરૂપ. ૩૩
ઇન્દ્રનઇ લાગિઉ પાઇ. આનન્દ અતિ મન માહિ.
બાણના તનિ ઘાઇ, તિહા રુધિર કેરુ પ્રવાહ. ૩૪
સુરરાજિ એહવૂ જાણિ, ફેરવિઉ અઙ્ગે પાણિ.
દિવ્ય દેહ કરિઉ નિરવાણ સુણિ, જનમેજે' વાણિ ૩૫
રહ્યુ ઉચ્છઙ્ગિ ભીડિ, "તઇ પુત્ર' ટાલી પીડિ.
એ નવાતકવચીની કેડિ, તુઝ વિના કુણુ નવિ ફેડિ " ૩૬
તિહા બઇસાર્યુ આસનિ મિલ્યા સુર સર્વ જન,
દેવા આશીર્વચન, "તૂ રણવિજયી, અર્જુન' ૩૭
આશીર્વચન દિઇ તોઇ, "જે શત્રુ તહ્માર હોઇ
રણિ જિતશુ મા કોઇ. તુહ્મનઇ એ વરદાન હોઇ" ૩૮
અર્જુન કહઇ, "સુણિ, રાઇ' તમ્યો ભણાવિઉ વિદ્યાઇ.
હાવિ મુહ્નનઇ દીજિઇ આજ્ઞાઇ માહ્રા કિહા મિલશિ ભાઇ?" ૩૯
વલતૂ કહઇ સુરરાઇ, "તુહ્મનઇ કહ્યૂ કિમ જાઈ?
માહ્રી જીભ શતખણ્ડ થાઇ, તઇ પ્રાણ રાખ્યા કાઇ. ૪૦
તે તહ્માર પ્રતાપ, અનઇ આગ્નેય કરિ ચાપ "
અર્જુન કહઇ, "રે બાપ' અલ્પબુદ્ધિ હૂ આપિ. ૪૧
હાવિ આજ્ઞા દીજિઇ, નાથ' "સ્તવતુ હૌઉ જોડી હાથ,
"હૂ નથી લિહિતુ વાત. મુહ્નનઇ કિહા મિલશિ ભ્રાત?" ૪૨
"માહ્રા પુત્ર' કહૂ તે મર્મ. તૂ કા ભૂલિઉ ભર્મ?
અરિષ્ટક્ષણનઇ આશ્રમિ, ગન્ધમાદન ઊપરિ રિહિ ધર્મ." ૪૩

એમ વિચારી સુરદેવિ, રથ મગાવિઉ એવ.
તેણઇ સહસ્ર ઘોડા–રત્ન, "આણઇ રથિ બઇસુ, પુત્ર!" ૪૪
તવ પારિજાતક–ફૂલ, અનઇ વસ્તુ અમૂલ,
રતન, મુક્તા કેરા હાર, તેણઇ રથિ ભરિઉ ભાર. ૪૫
"આ અહ્મારી તા ભેટ, ધર્મનઇ ધરજ્યો નેટ.
વલી શત્રુ તાદૃગ સોઇ, રણ જિતશુ મા કોઇ." ૪૬
આજ્ઞા માગી જાઇ, રથ બેઠિઉ ક્ષણ માહિ.
હાવિ જિહા જ્યુધિષ્ઠિર રાઇ, તિહા શુકન શા શા થાઇ? ૪૭
૨૨૨૭

---

## કડવું ૯૮ મું—રાગ દેસાખ

વલિઉ, વલિઉ રે વીર, સર્વ વિદ્યા ભણી
મહા બ્રહ્મ–તેજ–પ્રતાપ, અફ્રિ કલા ઘણી. ૧
તે ગયુ ચિત્રાંગદ–પાસિ, શીખિઉ સઙ્ગીત–કલા
ગાન–ગાન્ધર્વની કલા–ભેદ ભણિઉ ભલા. ૨
ઢાલ–ભલા ભેદજ શીખિઉ, તે ચિત્રાંગદનઇ પાસિ.
સ્વર્ગપતિપઇ શીખ માગી, વલિઉ ભડ ઉલ્લાસિ. ૩
વૈશમ્પાયન બોલિઆ, સુણિ, જનમેજે રાઇ!
તેણઇ સમઇ રાઇ જ્યુધિષ્ઠિરનઇ, શુકન શા શા થાઇ? ૪
નેત્ર જમણું ચપલતાઇ, ફરકઇ જમણું અઙ્ગ.
આનન્દ, પ્રસન્નતા સવિ કુટુનઇ દેખતુ રાઈ રઙ્ગ. ૫
ચ્યુહુ પાસા સવિ ફલ–ફૂલે પ્રફુલ્લિત તે વન.
અરિષ્ટ ઋષિ કર્દ્દમ આવિઆ, જ્યુધિષ્ઠિર રાજન. ૬
"અરે ઋષિજી! આજ સહુનઇ, શુકન સબલા હોઈ.
તનચિહ્ન એહ્વા જણાવઇ, સહુનઇ વાહ્લુ મિલશિ કોઈ. ૭

શું ભાઇ અર્જુન આવશિ, સ્વર્ગ થકુ તેહ આજ ?
દ્વારામતીથા કૃષ્ણજી, સરિ મેવક કરશિ સાજિ? ૮
માહરઇ એ વિણ કો વાહલુ નથી સાભલુ, ઋષિજી ! વાત.
પણિ કૃષ્ણજી કિહાથા મિનઇ ? માહરઇ નથી અર્જુન ભ્રાત" ૯
નામ લિહિતા નર તણૂ, યક્ષ ચાલિઆ તોય
વદન મેહ્લ્યૂ મોકલૂ અર્જુન કરીનઇ રોઇ. ૧૦
અગ્નિષ્ટક્ષણ ઋષિ બોલિઆ, "રાઇ ! રુદન કરઇ છઇ કાહિ ?
આજ કા વળી કાલિ માહિ, દેખાડૂ અર્જુન આહિ" ૧૧
"અરે ઋષિજી ! કિહા થકુ, અર્જુન આવઇ આજ ?
સ્વર્ગ-સ્થાન મેહ્લી કરી આહિ આવઇ શિ કાજિ ? ૧૨
મુહુનઇ રાતિ જાઇ તુ દિવસ નહીં દિવસ જાઇ તુ નહિ રાતિ
માહરઇ રાજિ તુ આહિ અતિ ભલૂ, જુ મિલઇ અર્જુન ભ્રાત" ૧૩
તે દ્યાહુ તિહા ઇમ ગયુ, રુદન કરન્તા રાતિ
જનમેજે ! તમ્યો સાભલુ, પછઇ હૌઉ પ્રભાત ૧૪
સ્નાન-સન્ધ્યા-જપ-તપ, ક્ષત્રીકુલના ધર્મ
અરુણોદયિ પઢિ આવિઆ, અગ્નિષ્ટ ઋષિનઇ આશ્રમિ ૧૫
વની વિરહ અર્જુન તણુ રાઇ કાઢી વાત
પ્રતિબોધી ઋષિ રાખતા લુહુતુ હૌઉ અશ્રુપાત. ૧૬
એટલઇ દીઠુ દૂરિયુ રતનમે મહા-જ્યોતિ,
રવિકિરણની પિરિ ઝનકતુ, સહસ્ર-ચોડા-ઉદ્યોત ૧૭
કોટી કન્દર્પ-કલાપૂરણ, બઇઠા ધનઞ્જે વીર
મુકુટ, કુણ્ડલ, સન્નાહ-આયુધ, વિકટ દૃષ્ટિઇ ધીર ૧૮
અન્તરિક્ષ થકુ ઇમ ઊતરઇ, જાણિઇ રવિનૂ બિમ્બ.
તિહા અરિષ્ટક્ષણ ઇમ બોલિઆ, "તમ્યો સાભલુનઇ, ધર્મ ! ૧૯
અર્જુન તાહરુ આવિઉ ઇન્દ્રનઇ રથિ આરૂઢ"
વચન એહ્વા સાભલીનઇ પછઇ થયા દિગ્મૂઢ ૨૦

" અરે ઋષિ ! અર્જુન આવી રહ્યુ. અમ્હો વાલી આશ.
સમરિધિ દેખી સ્વર્ગની, સ્થિર રહ્યુ સુર પાસિ." ૨૧

એટલઇ આવિઉ ઢૂકડુ મહાતેજમે તનિ રૂપ.
મુકુટ-કુણ્ડલ ઝલકી રહ્યુ, તિહારઇ જાણિઉ સુરભૂપ. ૨૨
દૂર થકી કિરીટી ઇમ કહઇ, " અહ્મ દાસનુ નમસ્કાર."
તિહારઇ અર્જુન ઉલખ્યુ શબ્દનઇ આકારિ. ૨૩
દુહુદિશાથી ઊઠિઆ, હુઈ ધનઞ્જે વીર,
લડથડિઉ ઊઠીનઇ પડ્ઇ. નેત્રે ધારા-નીર. ૨૪
અતિ ક્ષીણ દેહ, વન વેઠિઆં; શ્યામ તાં સવિ ભાઇ.
અર્જુન ગયા રથ થકા. દીઠા જ્યુધિષ્ઠર રાઇ. ૨૫
" ભલઇ શ્રી ભગવન્તજી ! તહ્મનઇ ગમઇ તે થાઇ,"
ઊદકિ રથ થકી પડિઉ ; સાષ્ટાઙ્ગ પડિઉ પાઇ. ૨૬
ચરણિ શિર ઘાતી રહ્યુ. અશ્રુપાત આણ્યઇ આપિ;
"મુહુનઇ ઈશ-ઇન્દ્રે કૃપા કીધી, તે તહ્મારઇ પ્રતાપિ." ૨૭

રાઇ બાહિ ગ્રહી બઇઠુ કરયુ. રિદઇ ભીડ્યુ ભ્રાત.
પાછુ કોઇ થાઇ નહીં; નેત્રે વહઇ આશ્રુપાત. ૨૮
" આ સુખ, ભ્રાતા ! અતિ ભલૂં. તૂં વિના જીવ્યૂં ફોક.
અમ્ચો અજસ્વાદ લહ્યુ નથી. તૂં ગયુ હૂતુ સ્વર્ગ લોકિ. ૨૯
ગૃહે રાજિના સુખ તુઝ લગઇ. તુઝ લગઇ સઘલા લાડ.
અર્જુન ! તૂં ગયા પછઇ, શિરિ નથી ઊગ્યા ઝાડ." ૩૦
પ્રાણે તે પાછા કરયા; ભીમનઇ પડિઆ પાઈ.
બાહિ ગ્રહી બઇઠા કરયા; ભીડિઆ ભુજ માંહિ. ૩૧

દેઇ પ્રદક્ષિણા ચરણે લાગા નિકુલ સિહિદે વીર.
પછઇ રિદઇ સાથઇ ભીડ્યા. નેત્રે ચાલ્યાં નીર. ૩૨
રુદન કરન્તાં રહઇ નહીં. ઇમ્મ કહઇ અર્જુન,
" શા માટઇ દુઃખ એવડૂં ધરુ છુ, માદ્રી-તન ? ૩૩

હજિ તહ્મ લગઇ આવ્યાં નથી. આના ! અમ્હો છૂં આરોગ્ય.
રાજિ વાલૂં; શત્રુ ટાલૂં; કરાવૂં બહુ ભોગ. ૩૪

જ્યુધિષ્ટિર-ભીમ શિર ઊપરિ, કૃષ્ણ સરીખા સાહિ.
મહાદેવિ મુહુનઈ કરચાપ દીધૂં. શત્રુઆં શિરિ ધાઇ." ૩૫
ધૌમ્ય-લોમશ, અવરિ ઋષિનઇ ચરણિ નમિઉ ઉછ્રાહિ.
અરિષ્ટક્ષણનઇ જે નમ્યુ, તિહારઇ દીધુ આશીર્વાદ, ૩૬

"શત્રુ તાહરા પ્રાજિ થાજ્યો. રણવિજયી તૂં, વીર !
કૃપા કરજ્યો કૃષ્ણજી તુહુનઇ, સદા સ્યામસરીર." ૩૭
ઇમ ભાવિ સહૂનઇ ભીડિઆ, આપણ સર્વે સાથ.
પછિં જ્યુધિષ્ટિરના પાણિ ગ્રહી એકાન્તિ બઇઠા ભ્રાત. ૩૮

ભેટિ હૂતી ઇન્દ્રની, તે શયનઇ કરી સમાપ
મણિ-રત્ન-માણિક-કનક-હીરા-પારિજાતક-પુફ; ૩૯
"ઇન્દ્રે તહ્મનઇ મોકલ્યૂં. ઇમ ઇછિઇ છઇ મન માંહિ.
દિવસ થોડઇ આવશિ તહ્મનઇ મિલવા સુરરાઇ." ૪૦

"હૂં સ્વજનવિરોધી, દ્યૂતહારી. મુઝથા વિમુખ જુગદીશ.
મુઝ પાપીનૂં મુખ જોવા શ્યૂં આવશિ સુર-ધીશ ?" ૪૧
ભેટિ જે તિહા ઇન્દ્રની, જોઇ ચકિત થયા તે ચ્યારિ.
સિદ્ધિ-બુદ્ધિ દેહની વીસરયા. સમતોલિ નહીં સંસારિ. ૪૨

ભેટિ સઘલી શાસિ ચઢાવી. મનિ રીઝિઉ તત્કાલિ.
પછઇ માતલિ પિહિરાવિઉ: દીધુ ઝાકઝમાલ. ૪૩
"ઇન્દ્રનઇ કિહિજ્યો એટલૂં," બોલ્યા જ્યુધિષ્ટિર વાત;
"અહોરાત્ર ચિન્તન તહ્મારૂં કરૂં છૂં સવિ ભ્રાત." ૪૪

પછઇ તે તા સાચરયુ; આજ્ઞા માગી જાઇ.
જ્યુધિષ્ટિરિ જે કાહ્યિઉં, તે કહ્યૂ સુરરાઇ. ૪૫
ધર્મ કહઇ, "સુણ, અર્જુન ! આરોગીઇ સવિ સાથ,
ભલાં ભોજન ભાવશૂં, દ્રૌપદીનઇ હાથિ." ૪૬

આરોગીનઇ ઊઠિઆ; તવ થયુ સન્ધ્યાકાલ.
નિત્યકર્મ કરવા ઊઠિઆ, ઋષિસૂં ભૂપાલ. ૪૭
એક પુહુર રજની વહી ગઈ. પોઢિઆ અર્જુન રાઇ.
નિકુલ-સિહિદે પાગ ચાંપઇ. દ્રૌપદી કરઇ વાઇ. ૪૮
જ્યુધિષ્ટિરનઇ ભીમ કહઇ, વન કેરી તાં વાત.
ત્રણિ પુહુર તિહાં વહી ગયા અનઇ પરમ થયુ પ્રભાત. ૪૯
૨૨૭૬

કડવું ૯૯ મૂં—રાગ એજ

હાવિ મરયા રે વીર, ભાવિ ભેટિઆ રે.
કહઇ વીતક-વાત, જે વનિ વેઠિઆં રે. ૧
પરમ થયુ પ્રભાત. સન્ધ્યા નિત્ય કરઇ રે.
અરિષ્ટક્ષણુ-આશ્રમિ સહૂ બઇઠા ભરઇ રે. ૨
ઢાલ–ઋષિ સાથિ બઇઠા તરવરી માનભાવનઇ આશ્રમિ.
પછઇ વિવિધ પિરિ ઉપહારસ્યૂં, પૂજિઆ રાઇ ધર્મ. ૩
અનુક્રમે પૂજતા આવિઆ, અર્જુન જોણઇ હારિ.
તિહારઇ ઊઠી બઇઠા થયા, ' અહારુ અધિકાર.
અમ્યો તહાનઇ પૂજીઇ, ઇમ્મ છઇ ઘટમાન." ૪
વચન એહવા સાભલી કહઇ જ્યુધિષ્ટિર રાજાન, ૫
" આતા ! તૂં ઘટતું કહઇ. પણિ માહરઇ મનિ છઇ કોડ.
સુર-નર સહૂ સાખિ દિઇ, પણિ નર-નારાયણ-જોડિ. ૬
આગઇ પૂર્વજ આપણા નિર્ધોર નઇ જ્યાતિ.
માનુભાવ તે મોહટા થયા. પણિ નહીં તેહની ક્ષાતિ. ૭
મહાદેવજીઇ વ્રુદ્ધનઇ કૃપા કીધી. સ્વર્ગે ગયુ સ્વદેહિ.
સખા મારિઉંપાણિનુ. સાંભલુ, કહૂં તેહ. ૮

તૂં પૂજતા તે પૂજાઇ, ઇન્દ્ર-વિષ્ણુ-મહેશ.
માહરુ પ્રાણિઆ! પાવન કરુ," ઇમ કહઇ ધર્મ નરેશ. ૯
પછઇ વિવિધ પરિ ઉપહારશું પૂજિઆ અર્જુન.
પછઇ કિરીટી વાંદિઉ; ધર્મ બઇસાર્યા આસનિ. ૧૦
આનન્દ અઙ્ગૈં અતિ ઘણુ; પૂજિઆ ધર્મ ગઇ.
ભીમસેન તે પૂજિઆ, નિકુલ-સિહદે ભાઇ. ૧૧
મધ્યાહ્ન તે તા વહી ગયા વાંદિઆ સવિ ભ્રાત.
દ્રૌપદી-કરે ભોજન કરી, વસ્તુ ઋષિ ડેર સાથ. ૧૨
પછઇ ભ્રાત પાચે આરોગ્યા, ગ્લૂ, તૂ જે ગોય.
દ્રુપદતનયા આરોગિઆ, પતિ કેરુ જેહ શેષ. ૧૩
મુખવાસ, બીડી, બરાસ, પૂગી. આચમન અઙ્ગ-સુગન્ધ.
અર્જુન સાથઇ ગોષ્ટિ કરવા બઇઠા પાચે બન્ધુ. ૧૪
નિદ્રાગઇ જ્યુધિષ્ઠિર બોલિઆ, "અર્જુન! કિહિ સુખિ વાત.
અહ્મ કહ્નઇથી ગયા પૂ? શું કીધૂં તઇં, ભ્રાત? ૧૫
મહાદેવજી તુહુનઇ કિમ મિલ્યા? ગુરગમિ હવી તુહુનઇ કિમ્મ?
તપ-સાધના તઇં કિમ કરી? તે ભાખિ અહ્મારુ ભર્મ. ૧૬
વરુણ, ધર્મ નઇ ધનદિ તુહુનઇ કિમ્મ કરિઉ ઉપકાર?
તૂં પાશપતાસ્ત્ર કિમ પામિઉ? કિમ તૂઠા શ્રીત્રિપુરારિ? ૧૭
અમરાપુરીઇ ઇન્દ્ર કહ્નઇ સ્વદેહિ ગયુ રી પઇરિ?
કુણ, કુણ વિદ્યા પામિઉ સુરરાજ કેરઇ ઘઇરિ? ૧૮
નાટ્ય, સઙ્ગીત તૂ કિહા શીખ્યુ, ગુણ-ગાન-ગાન્ધર્વ?
ગુરુદક્ષિણા શી આપી વત્સ, સુર કહ્નઇ શીખી સર્વ?" ૧૯

૨૨૯૫

## કડવું ૮૦ મું—રાગ રામગ્રી

વલતું બોલઇ ધનઞ્જે ધીર જી,
"સાભલુ, સતિવાદી ગઇ જી !
ઢાલ–સતિવાદી ગઇજી ! સાભલુ, વીતક વીત્યાં જેહ
ઘર થકી માંડી કહૂં, શિરિ પડયૂ મુહુનઇ તેહ.
આગઇ ઇન્દ્ર કહઇ પર્વત ઊપરિ પધાર્યા હૂતા વ્યાસ.
પૂજા–અર્ચા કરી પ્રીતિશ્, આણી મનિ ઉલ્લાસ. ૩
તહ્મનઇ દુખસાગર માહિ પડયા દેખી, દયા આણી મનિ.
કરુણા કરીનઇ કર ગ્રહઇ તહ્મારુ, રાજન ! ૪
એકાન્તિ તેડી આપિઉ, . ... . ... મન્ત્ર
'તેણઇ સ્વર્ગિ જવાશિ, લિ પામશિ સવિ શત્રુ. ૫
પણિ અર્જુન વિણુ નનિ આપજ્યે,' કહી થયા અન્તર્ધાન.
તે તમ્યો મુહુનઇ શીખવ્યુ, રે જ્યુધિષ્ઠિર રાજાન ! ૬
કુહુવણિ જાણી દયાળની સ્વર્ગે ભણવા મન
તહ્મ કહ્યથી શીખ માગી ચાલિઉ હૂ, રાજન ! ૭
દૂરિ થકુ એક વિપ્ર દીઠુ, જે ગયુ વૃક્ષની છાહિ
મઇ પ્રણામ કીધુ, તવ પૂછિઉં, 'તૂ સુભટ જાએશ ક્યાહિ ? ૮
ધનુષ તુ પાણિઇ ધર્યૂ કડી બીડી આ તઇ, વીર !
મહા દારુણ વન માહિ એકલુ, તૂ કવણ છઇ, રે ધીર ?' ૯
'કુન્તા તણુ હૂ દીકિરુ હસ્તિનાપુર મુઝ ગામ.
ધર્મરાઇનુ અનુજ કાહ્વુ. અર્જુન માહરૂ નામ. ૧૦
પિતરાઇઇ પરભવીનઇ કાઢિઆ વન માહિ.
તેણઇ સ્વર્ગિ જાઉં છૂં શીખવા ઇન્દ્ર કહઇ વિદ્યાઇ. ૧૧
શિરિ શત્રુ સબલા માહરઇ દ્રોણ, ભીષ્મ નઇ કરણ.
દેવના દેહા ઊનરઇ તોહે ન પામઇ મરણ ૧૨
જુ અમરપતિ કરણા કઇ, મુઝ શાસિ મેહ્લઇ હાથ,
તુ વેરી મુઝ નિસમા નથી ક્ષાણૂ માહિ કરૂં હૂ પાત.' ૧૩

અમતિ મુખિ બોલ્યુ નહીં. પ્રગટ થયા સુર-ભૂપ.
મુકુટ-કુણ્ડલ, વદન કોમલ, મહા મનોહર રૂપ. ૧૪
'અરે અર્જુન!' ઇન્દ્ર કહઇ, 'મનિ ચિન્તા માણિશ, પુત્ર!
તુહુનઇ સ્વર્ગિ જૈનઇ ભણાવૂં વિદ્યાઇ સઘળાં સૂત્ર. ૧૫
પિહિલૂં જૈનઇ પ્રાર્થજ્યે ઉમયાપતિનઇ પાસિ.
પછઇ દેવ સહૂ દયા કરશિ, પુહુચશિ તુઝ આશ. ૧૬
પછઇ રાજિ પાછૂં પામશૂ; વામશૂ દુઃખનિધિ-પાર.
શત્રુ સહૂ પ્રાજે થશિ. તહ્મનઇ હોશિ જેકાર' ૧૭
'તે મહાદેવજી મુહુનઇ કિહા મિલશિ? ... . કિહા વાસ?'
'આહિ થકુ જા ઉત્તર દિશિ, કૈલાશ પર્વત પાસિ. ૧૮
ગુણ-ગાન ગાન્ધર્વ, દેવ, દાનવ, અપછરા બહુ નૃત્ય.
એંધાણ મન માહિ અટકલે તે શ્રવણે પડશિ શબ્દ' ૧૯
અગોચર એક મન્ત્ર ઇન્દ્રે આપિઉ અભિધાનિ
'તુહુનઇ મિલશિ મહાદેવજી,' કહી થયા અન્તર્ધાન. ૨૦
પછઇ ઉત્તર દિશિ ભડ ચાલિઉ, આવિઉ ઈશ-પર્વત પાસિ,
વાજિત્ર-વેણા સાભલ્યા, 'આહિ નિશ્વેશ્વર છઇ વાસ ૨૧
વનવૃક્ષ વાડી અતિ ભલી જલ-સરોવર ગમ્ભીર
સ્નાન સન્ધ્યા શુચિપણઇ. સમરણ મનમા ધીર ૨૨
એકાન્ત સ્થાનકિ અરણિ માંહિ, ઉગ્ર માડ્યૂ તપ્પ
દેહ-દમન માડ્યૂ આકરુ, મહાદેવ મિલવા ખેપ, ૨૩
ખટ માસ ખેપ ખરી કીધી લિહિ લાગી સમરણ-તાલિ.
કૈલાશ થર થર કમ્પિઉ. સુરલોકિ ગઈ તે ઝાલિ. ૨૪
અમરપતિ તે આવિઉ, જિહા બઇઠા ગિરિજાનાથ
'વાસવજી! વેગે વલુ હૂં જાણૂ છૂં સવિ વાત ૨૫
ભીલ-રૂપેં શિવ થયા, કરિ કામડ ભાથોડ.
ભવાની થયા ભીલડી. કૈલાશથી કીધી દોડિ. ૨૬

પોતાના ગણ પાસઇ હૂતા, તેહનઇ ધરાવ્યૂં સૂકર-રૂપ.
પોખ તાણી થયા પૂઠે, હકારઇ હર ભૂપ. ૨૭

ઝઝટિ મારી આગલિ ગયુ, તવ થયૂં યુદ્ધનઇ ત્રાણ.
ધનુષ તવ પાણિઇ ગ્રહ્યૂ; કરયૂ ચાપિ શર-સન્ધાણ. ૨૮

વેઝની પધરિ વેધિઉં, માયા સૂકર-શરીર.
મઇ કહ્યૂ, 'મઇ મારિઉ.' 'મઇ મારયુ,' કહઈ હર વીર. ૨૯

સંગ્રામ તિહાં અભનુ થયુ, સાભલુ, ધર્મ ! વાત.
અખે ભાથા ખૂટિઆ, તિહારઇ જાણ્યૂં, 'કાઇ ઉત્પાત.' ૩૦

આયુધ વિણ જૂધ સિ કરૂં? પછઇ ધનુષ હૂતૂં સાથિ.
હરિ ઊપરિ નાખિઉં કરવા તે ઉપઘાત ૩૧

વલતૂં તે દીઠું નહીં, પાષાણ પડિઆ પાસિ.
તેહ તે ખૂટી ગયા તિહારઇ થયુ હૂં નિઃશ્વાસ. ૩૨

ઓસાર કુહુ આપઇ નહીં, તિહારઇ પડચા ભેટ્ઇ બાથિ.
ટીંચણુ, કુહુણી . ... .. પ્રહાર પાટુ-ઘાત. ૩૩

કો મર્મમા મહાદેવજીની જટા આવી પાણિ.
મૂકાવી મૂકૂં નહી. આક્રમણઇ બલિ તાણિ. ૩૪

ઓસાર તવ આપી અનઇ હૂં અળગુ બઇઠૂ ગોઠિ.
શ્વાસ મુખે માઇ નહી. ચક્ષુ તિમિર દીઠિ ઘોર. ૩૫

તિહા લગઇ જાણિઉ બીજુ, નવિ જાણ્યુ ભવ-ભૂપ.
પછિં દયાલઇ દયા કીધી, દાખવ્યૂં નિજનૂં રૂપ !" ૩૬

અર્જુન કહઇ, "યુધિષ્ઠિર ! સાંભળુ, પરમનિધાન,
મુઝ ઊપરિ મહાદેવ, થયા દયા-નિધાન." ૩૭
૨૩૩૨

## કડવૂં ૮૧ મૂં—રાગ આશાઉરી

" ચિન્તા આગતિ અતિ ઘણી, શુદ્ધિ-બુદ્ધિ નહીં મુહુનઇ દેહ તણી.
દુરયોધનઇ શા માટઇ ઇમ કર્યૂં રે ? ૧

ઢાલ-એમ શા માટઇ કરયૂ ? હું નથી ચૂકિઉ ભાવ.
મઇ ધીરજ રાખ્યૂં ઘર-વગઇ. તપ ધ્યાન શિ થયૂં દાવ ? ૨
કવણ માત્ર કિરાત પિહિતુ ? તનિ કષ્ટ, દુર્બલ દીન.
મઇ ધીરજ ઘર છંડાવિઆ એણઇ મનાવિઉ મીન. ૩
મહા અસ્ત્ર ખૂટયા. ચાપિ ચમકયુ. વિદ્યા થૈ વપુઇ નાશ.
બલ ઘણૂં, માહરુ બાપ ' હતૂં. કાંઇ ન ગયૂ મુઝ પાસિ. ૪
જુ ભીલ મુહનઇ મારશિ, પ્રભુ લાજશિ એ વાતિ.
કિહિશિ, ' ધનુર્ધારી ધીર અર્જુન, મૂઉ હાથિ-કિરાત.' ૫
' અસ્ત્ર તો ભલા આખડઇ. મહિષ ચઢઇ સુ માથિ.
જુ જૂધ તહ્મસ્યૂં હારતુ, તુ ત્રૈલોકિ વાધત વાત. ૬
જિતતુ, જુગ ચ્યારિ માહિ, રહઇ તહ્મારુ નામ.
શરણ આવઇ ઇમ ન કીજિઇ, એ મહાન્તનૂ નહી કામ.' ૭
પણિ ગિરિજાપતિ નથી આવતા. મઇ જાણ્યૂં,' કિહિ અર્જુન.
" કૃષ્ણજી અહ્મ ઉપરિ વિમુખ છઇ, તેણઇં રાખ્યૂ હરનૂં મન ૮
પણિ અમ્યો અનુજ તહ્માર તેહના છૂ તો દાસ
છાડતા કિમ છૂટશુ, પ્રભુ ? અહ્મનઇ ઘણી છઇ આશ ૯
તહ્મારઇ ચિન્તા કશી ? પોઢુ ગિરિ કૈલાશ.
ઉમિયા સરખી અર્ધાંગના. સંભોગના વિલાસ ૧૦
ભ્રાત તેહનુ ભોગવઇ, વૈકુણ્ઠ સરખૂ ધામ.
કમલા સરખી કિંકુરી. અહ્મારુ શુ કામ ? ૧૧
પણિ ભક્તની વાહરેં ચઢુ, એ તહ્મારઇ છઇ રીતિ
આજ સૂધૂં એમ છઇ, વદઇ વેદ-વિદિત. ૧૨

તમ્યો કારણ કહીઇ નહીં. રિદઇ દીનદયાલ.
વસાંમ્યુ તમ્યો વીસારજ્યો, ત્રૈલોકપતિ પરિપાલ !' ૧૩
અરણિ માંહિ ઇમ આલોચિઉ. સાભલુ, ધર્મ ! વાણિ.
અકસ્માતજ ઇમ થયૂં, જાણી કોટિ ઉદિયા ભાણ. ૧૪
કોટિ વીજ કટાક્ષ કરતી, જટા માંહિ એ ગઙ્‌ગ.
મણિરત્ન–કુણ્ડલ............ . ....... . રઙ્ગિ. ૧૫
રવિ–ચન્દ્ર–પાવક ચક્ષ વિપિ. નાસિકા શુકચઞ્ચ.
દન્ત દાડિમ–કલીની પિરિ. સઙ્કોચી બઇઠા મઞ્ચિ. ૧૬
અધરની બહુ અરણતા. નીલગ્રીવા જાણિ.
ડાક–ડમરૂ અઙ્ગિ ઓપઇ. પિનાકિત વલી પાણિ. ૧૭
ગુણ–રૂપ–લાવણ્ય–કલાપૂરણ, ઇન્દ્રચાપ તનરઙ્ગ.
ધનુર્ધર–ગ્રો–તન ગયૂં એહવૂં, ધઇર્યૂજ હાથેં બઙ્ગિ. ૧૮
નખ–શિખા સઘું શું કહું ? થોડા માહિ ઘણી વાત.
કોટીકન્દર્પ થૈ કિંકૂંગી, લાવણ જોડી હાથ. ૧૯
અજ–આદિ, ઇન્દ્ર, અહિપતિ, ચતુર્ભુજ મુખ ચ્યારિ,
શુક, વ્યાસ, નારદ, નિગમ નવિ લિહિ, રૂપ–પાર–વિચાર. ૨૦
એહવા આવીનઈ ઉભા ગ્લા દ થયુ અતિ બેકાર.
'અરે અર્જુન ' માગિ તૂં.' કિહિ, ' આપૂં દ' ત્રિપુરારિ. ૨૧

પાણિ અઙ્ગ ફેરવ્યુ. દિવ્ય થયુ તવ દેહ.
લોક સહૂઇ સ્તુતિ કરી. વરદાન માગ્યૂં એહ, ૨૬
'પ્રભુ! પાશપતાકા અસ્ત્ર આપુ. શિરિ શત્રુ માહરઇ કોડિ.
દ્રોણ–ભીષમ–કર્ણશૂં સઙ્ગ્રામ દેવા કોડિ.' ૨૭
'વીર! તે અસ્ત્ર જવ મૂકીઇ, તિહારઇ હુઇ પ્રલેકાલ.
સિહિવા કોઇ સમર્થ નહીં, તે અસ્ત્ર કેરી ઝાલિ. ૨૮
તે પ્રત્યક્ષ જુનઇ પારખૂં.' એક પર્વત પાસિ પ્રચણ્ડ.
મન્ત્ર પોકિઉ તિહા ભણી. તે થયુ ખણ્ડેખણ્ડ. ૨૯
'તે તૂં કિમ રાખી સકેશ? મન્ત્રની જુનઇં શાખ.
માગુ તુ મયા કરૂ હૂં. વીનતી એક દાખિ.' ૩૦
અસ્ત્ર તણુ પ્રતાપ એહુ, જિહારઇં પાસિ આવઇ મન્ત્ર,
દેવ સહૂકો દયા કરશિ, પામશિ ક્ષય શત્રુ.' ૩૧
પછઇ અક્ષેભાથા પાછા આપ્યા; પાછા આપ્યા ચાપ.
પાશપતાકા મન્ત્ર આપિઉ મહા તેજ–પુઞ્જ–પ્રતાપ." ૩૨
અર્જુન કહઇ છઇ જ્યુધિષ્ઠિરનઇ, "સાંભલુ, રે રાજાન!
વરદાન આપી ઇશ–ઉમિયા થયા અન્તર્ધાન." ૩૩

૨૩૬૫

## કડવૂં ૮૨ મૂં–રાગ એજ

"વર આપી શમ્ભુજી વલિઆ. ગિરિજાપતિ નગરીઇ પલિઆ.
આવીનઇં મિલિઆ દેવ દયા કરી રે. ૧
ઢાલ–દેવતાઇં દયા કીધી. પ્રથમ આવ્યા ઇન્દ્ર.
કારજ્ય માહ્‌રાં સિદ્ધ થયા; પછઇ વરણ, ધર્મ, ધનન્દ. ૨
એક એક તેણુઇ અસ્ત્ર આપ્યૂં. કહી વલ્યા જેકાર.
સુરપતિં પાછુ સ્વર્ગિ જૈ રથ મોકલ્યુ એક સાર. ૩
માતલિ મયા કરીનઇ લ્યાવિઉ તેણુઇ ઠામિ.
પગ વાલતાં તે જૈ પુહુતુ અમરપતિનઇ ધામિ. ૪

નાનાવિધના અસ્ત્ર, વિદ્યા ભણાવિઉ બહુ ભેદ
પ્રકરણ પાઠ પૂછના કહીનઈ ટાળ્યુ ખેદ　　૫
અનુદિન અનુભવ કરાવ્યુ પિતા-સુતની પરિ
જે વેના જે જાચિઉ, તે દયા કીધી વરિ　　૬
અર્ધ આસનિ બઇસારિઉ સુર નામતા સવિ શીસ
તેજપુન્જ-પ્રતાપ વાધિઉ, તે દયા શ્રી-ઈશ　　૭
ચિત્રાંગદ ગાન્ધર્વ સાથઇ થઈ માહરઇ પ્રીતિ
નૃત્ય, નાટક, તાન, તન્તી, શિખવિઉ સઙ્ગીત　　૮
છત્રીસ ભાષા, છોક-છાયા અઙ્ગ વલિઆ આપિ
સ્વર, તાલ, પિંગલ, રાગ, રૂપક, શીખવિઉ આલાપ　　૯
ગુરુભાગ જે રાખિઉ હતુ તે આપિઉ સુરરાઇ
અધિક જોતા મુઝ કહઇ કાંઈ નાવ રહ્યૂ સ્વર્ગ માહિ　　૧૦
હૂ વિદ્યા પૂરણ પામિઉ ઇન્દ્ર કહઇ માગી આશ,
'ગુરુદક્ષિણા ઘટમાન જોઇ માગીઇ મુઝ પાસિ'　　૧૧
અર્જુન કહઇ, "રે જ્યુધિષ્ઠિર' ઇન્દ્રનઈ હતૂ કષ્ટ
નવાતકવચી દૈત્ય તેહનઇ દિનદિન દમતા દુષ્ટ　　૧૨
તેણઇ વેદમારગ, ધર્મ લોપ્યા, નાખ્યા જપયજ્ઞ અપદ્રવ્ય
સ્વર્ગ-મૃત્યુ-પાતાલ માહિ તેણઇ દેવ દમિઆ સર્વ　　૧૩
જ્યજ્ઞ-જ્યાજન-અધ્યયન-અધ્યાપન-દાન-પ્રતિગ્રહ ધર્મ,
તેણઇ સુર રહ્યા સવિ પામતા રૂંધાણા ખટ કર્મ　　૧૪
સમુદ્ર માહિ વાસ તેહનુ, હિરણ્યપુર એક ગામ
કનક　. ..　છઇ, તે વિકટ વીર　.　　૧૫
હિરણ્યપુર તણી શોભા શી કહૂ ? તે મુખિ કહી નવિ જાઇ
સ્વર્ગ-મૃત્યુ-પાતાલની સમરિધિ સઘલી ત્યાહિ　　૧૬
ઇન્દ્રહ રિધિ તિહા મિલઇ કૈલાસ તણ સવિ સાજ
દેવ-દાનવ-નાગ નમિઆ વરુણ આવ્યા વાજ　　૧૭

ઇશ તેથા ઉસરચા, કૈલાશ દેતાં દોટિ.
અમરાપુરિ જૈ આથડ્યા ઇન્દ્રશૂં લિહિતાં મોટિ. ૧૮

મઇ નાથ સુર તણુ પૂછિઉ, ' કુહુ જી નવાતકવચી નામ.
વરદાન હૂતૂં વિરઞ્ચિનૂં. મુહુનઇ કુહુ ઉત્પત્તિ-ઠામ.' ૧૯
' કહ્યું, દેવદાનવ-નાગિ ન મરૂં; જ્યક્ષ-કિન્નર-વરણિ;
અભેવર એહ્વુ માગિઉ, કહ્યું, માનવી કુણ તરણ ?' ૨૦

નવાતભેદ કવચ એહ્વાં આપિઆં બ્રહ્માઇ.
નવાતકવચી નામ તેણઇ. સુણુ, જ્યુધિષ્ઠિર રાઇ ! ૨૧
મઇ વલી ઇન્દર પૂછિઆ, પ્રણમીનઇ બહુ પાઇ.
' અભેવર બ્રહ્મા તણુ; તે મઇ હણિઉ કિમ જાઇ ?' ૨૨
' પુત્ર ! ઉત્પન્ન તૂં મુઝ થકી, રહ્યુ કુન્તા કેરી કૂખિ.
તેણઇ દેવ-માનવ નહીં.' સુરરાજ બોલ્યા મુખ્ખિ. ૨૩

કહ્યૂં, ' નિર્મલુ તૂં નર નહીં. નહીં દેવ સારોધાર.
બિહૂ અંશ તુઝ માંહિ ભલ્યા, તેણઇ મારશુ નિરધાર.' ૨૪
' અપારિ, સ્વામી ! કા નહીં ?' મઇ કરિઉ તવ પ્રણામ.
મુકુટ મસ્તકિ મેહ્લિઉ, તવ કિરીટી ધર્યૂં નામ. ૨૫
કવચ-આયુધ આપિઆ; ઉરવરિ આરોપી માલિ.
વધાવઇ સુર-અઙ્ગના ભરી મુક્તા-થાલિ ૨૬

દેવદત્ત ઇક શઙ્ખ આપિઉ. સુર સવિ મિલિઆ ત્યાંહિ.
આલિઙ્ગન કરયૂ, તિવારઇં કલા મેહ્લી માહિ. ૨૭
આપણુ-રથિ બઇસારિઉ; આવિઆ સાગર-તીરિ.
દેવદત્ત મઇ પૂરિઉ; સમરચા સ્યામશરીર. ૨૮
ગુરુદેવનૂં મઇ સ્મરણુ કીધૂં; ઉરવરિ ધરચા મઇ ઇશ.
સદા સાથી આપણુઇ જે સ્વામી શ્રીજુગદીશ. ૨૯

વરુણનૂં આવાહન કીધૂં, પ્રથમિ બાંધી પાલિ.
' નીર માંહિ નિર્ભે જાયે,' કહી વલ્યા તત્કાલિ. ૩૦

પછઇ અખે ભાથા સમ્ભારચા, અગ્નિ તણુ જે ચાપ.
અર્ણવ ભાથા ઇમ નીસરચા, જાણીઇ કાહ્નુ રાફ. ૩૧

સાઠિ સહસ્ર તાં આદિ ઉત્પત્તિ. તેહના થયા ત્રણિ કોડિ.
ગોલાવતાં બહુ મિલઇ, તેહની તાં સઙ્ખોડિ. ૩૨

ભાઇજી! હૂં શું કરૂં? એ પર્વત સરખા પ્રૌઢ.
કૂકે ઊભા કાટીઇ; જોતાં થૈઇ દિગ્મૂઢ. ૩૩

સ્વર્ગ સૂધા જૈ વલગઇ. ધશિ તેહ પાતાલિ.
બાધૂં નગર લેઇ ઉતપતઇ, કૃતાન્ત જેહવા કાલ. ૩૪

ગદા, તોમર, પાશ, અઙ્કુશ, તીર, તરકસ, બાણ,
ગૂરજ મારઇ દૂરથી; વલી ચાપિ શર–સન્ધાણ. ૩૫

સ્યુહુપાસા ચક્ર ચલાવઇ. સાંભલુનઇ, વીર!
દશોદિશિથાં બાણ છૂટઇ, નવાતકવચીનાં તીર. ૩૬

મૂકવાની મુહુનઇ શુદ્ધિ નહીં. તનિ કવચ રેખે રેખિ.
બાણ એહવાં ભેદિયાં જૈ સુંસરાં................. ૩૭

શરીરની મુહુનઇ શુદ્ધિ નહીં. ઘટ–પ્રાણની નહીં આશ.
રુધિરની તનિ રેલિ ચાલઇ, જાણીઇ ફૂલુ પલાશ. ૩૮

સુરલોક માહિ જે શીખિઉ, વાવરી તે વિદ્યાઇ.
એહવુ વર બ્રહ્મા તણુ, તે દુષ્ટ–દલન નવિ થાઇ. ૩૯

દ્રોણાચાર્ય–કૃપાચાર્યેં શીખવિઉ કરિ સાહિ,
વિદ્યા સઘલી વાવરી, તુહિ પાપી–પતન નવિ થાઇ. ૪૦

દેવનાં જે અસ્ત્ર હતા, અગ્નિ તણુ કરિ ચાપ.
અક્ષેભાથા ક્ષે થયા, તોહે ન પડિઆ પાપ. ૪૧

બાણ વલતાં મારીઉ. ટાંકી ન લાગઇ અઙ્ગિ.
ઊપડી અસગાં પડઇ; એહવાં અઙ્ગ અભઙ્ગ. ૪૨

તનિ ચર્મ એહનાં વજ્ર–જડિઆં, કિરડિઆ–વરદાનિ.
મારવા કુણ સમર્થ નહીં, ઇન્દ્ર–ભવ–ભગવાન. ૪૩

ઉમરી અનગા ગ્હઇ, તે બ્રહ્માના વરિ, જાણ
કિમ બ્રહ્માના વર લોપીઇ ? અતિનન્ત સારઙ્ગપાણિ" ૪૪
જ્યુધિષ્ટિર કહઇ, "અરે અર્જુન ! વિચિ પૂછૂ વાત.
એહવુ વર બ્રહ્મા તણુ તઇં કિમ કરિઉ પાત ?" ૪૫
" ભાઇજી ! હૂ શ્રૂ કરૂ ? મુઝ થકી શ્ર્યૂ થાઇ ?
ખટ પ્રકારે તે મુઆ સુણુ, જ્યુધિષ્ટિર રાઇ ! ૪૬
પાશુપતાસ્ત્ર, અખે ભાથા, અમરની વિદ્યાઇ,
દ્રોણાચાર્ય-કૃપાચાર્યે શીખવિઉ કરિ, રાઇ ! ૪૭
હૂ દેવ-માનવમા નહી, શિરિ ગાજતા ગોપાલ
ખટ પ્રકારે એ મુઆ સુણુ, જ્યુધિષ્ટિર ભૂપાલ ! ૪૮
બ્રહ્મા તણુ વર સ્થિર રહ્યુ વલી દેવ-અગ્નિઆ કાજ
જેણી વિધિ મઇ મારિઆ, તે સાભલુ, મહારાજ !" ૪૯
૨૪૧૪

---

## કડવૂં ૮૩ મૂં-રાગ એજ

" અહોરાત્ર નેત્ર નિમેષ નહી ધનુષિ માણૂં બાણ.
રાત્ર્ય-દિન-ગુણ નવિ ઊતરઇ તિના બાણૂં તે બાણ. ૧
તિહા દિવસ સત્તાનીસ વઢિઉ આમનિ એકિ નિશંકુ
ધર ચહૂ જે વાનિણ, તે મરતુ કહી અંકુ (?) ૨
એક વાર દૈત્યે ઇમ ગ્યૂ હિરણ્યપુર દૂતૂ જેહ,
બાંધ્યૂ નગર લેઇ ઉત્પત્યુ, અન્તરિ ચાલ્યા તે." ૩
અર્જુન કહઇ, " મઇ તાકી મારિઆ તેણઇ ઠારિ
પુર સહિત તે તા ભોમિ પડ્યા તવ થયુ હાહાકાર ૪
નીર માહિ નાઠી ગયા તવ નગર મેલ્યૂ બાહરિ.
. . . . ની પિરિ નીસર્યા, તવ કરઇ મારોમારિ ૫

ઘનઘોર વાદલ, વીજલી, ક્ષણમાં કરઇ અન્ધકાર.
માતલિ રથ રાખી રહ્યુ. સૂઝઇ નહીં દિશ-પાર.'' ૬
વૈશમ્પાયન બોલિઆ, રે જનમેજે ! તૂં દાખિ.
"માતલિ કહઇ, 'રે અર્જુન! આ વિપત્તિથી તૂં રાખિ. ૭
રવિ-અસ્ત્રજ પ્રકાશિઉં. તેણઇ પ્રગટ થયા સૂર.
દૈત્ય-દલ દષ્ટિઇ પડ્યૂં, જાણીઇ સાગર-પૂર. ૮
બાણ બહુ મઇ મેહ્લિઆં, તોહે નવિ આવઇ છેક.
હાથ માથઇ ફેરવિઉ, તિહારઇં રહ્યૂં અસ્ત્રજ એક. ૯
તિહારઇં શમ્ભુની મઇ સ્તુતિ કરી, પ્રભુ વાચા હૂતી એહ,
'પ્રાણ-અન્તે મેહ્લજ્યે.' અવસર આવિઉ તેહ. ૧૦
આપિ શર-સન્ધાણ કીધૂં; મૂકિઉ તેણી વાર.
ત્રૈલોક લાગૂં ધ્રૂજવા; જાણ્યૂં, 'થાશિ પ્રલેકાલ.' ૧૧
દેવ, દાનવ અનઇં માનવ, જલિ-થલિ જીવ-આહાર.
પાશપતાસ્ત્ર મૂકતા થયુ હાહાકાર. ૧૨
ક્રોધભરિ મઇં મૂકિઉં, રાઇજી ! તેણી વાર.
દહન થયૂં તે દૈત્યનૂં; પડઇ ભોમિ મુઝારિ. ૧૩
નાહ્શી કોઇ નવિ સકઇ, જિહાં જાઇ તિહાં પૂંઠિ.
હેઠલથુ હૂં હકારૂં, રથ થકુ અરધ ઊઠિ. ૧૪
પાવકની પિરિ પરજલઇ, વલી પડતા ધરણિં
ત્રણિ કોડિ તે પાપિઆ, પમાડ્યા મઇ મરણ. ૧૫
તિહારઇં અમરિ આવી સ્તુતિ કરી, 'બાણ સંવ્રર, વીર!
એોઝડ આઘી ચાલશિ. નથી રહિતૂં ધીર.' ૧૬
પછઇં બાણ પાછૂં સંવરયૂં, તે ભાથઇ આવ્યૂં એવ.
બ્રહ્મા તણુ વર સ્થિર રહ્યુ. દોહિલાં ટાલિઆં દેવ. ૧૭
પછઇં હિરણ્યપુર માહિ ગયુ. તેહ્ની પત્ની જોડ઼ઇ પાણિ.
અંપત્ય દેખી અલૂણાં, તે મૂકિઆં ધર્મ જાણિ. ૧૮

કૈલાશના જે જન્ન હૂતા, મુક્ત કીધા ત્યાંહિ.
લોક સર્વ નાહ્‌શી ગયા. નવિ સાહ્યુ કુહ્ર બાહિ. ૧૯
તેહ્નૂં નગર બાલી, હામ ટાલી, ખણી કાઢી સોધ,
ઇન્દ્રનઇં આવી કહ્યૂં, તિહારઇં મન્નિ પામિઉ મોદ. ૨૦

તનિ ધાઇ હૂતા અસ્ત્રના, તેણુઇં થયૂં જર્જર જાલ.
પાણિ અઙ્ગ ફેરવ્યુ, તવ થયૂં રૂપ રસાલ. ૨૧
આશીર્વચન દેતા હવા અઞ્જલિ ભરી કરિ તોય,
'દેવ, દાનવ, માનવી જિતશુ મા કોઇ. ૨૨
વલી તુહ્મનઇં ત્રાસ છઇ, દ્રોણ-ભીષમ-કરણ.
વચન એ સત્ય માનજ્યે, તુઝ હાથિ પામશિ મરણ. ૨૩
તૂં ભૂતલિ ભલઇ અવતરયુ. રે ધન્ય કુન્તા-કૂખિ.
રત્ન એહ્‌વૂં નીપનૂં, રે દેવના ટાલ્યા દુઃખ. ૨૪

ધનિ ધનિ, ધનઞ્જે' નામ તાહ્‌રૂ. માહ્‌રુ ધન્ય સુરલોક.
ભલઇં ભણવા આવિઉ. શિરિ ટાલિઆ સઙ્કોચ.' ૨૫
પુરન્દર મુઝ પાણિ ગ્રહીનઇં દેખાડઇ સ્થિતિ-સ્વર્ગ.
શોભા મુખિ હૂં શૂં કહૂં? ચૂકયુ ન માડયુ વર્ગ. ૨૬
તિહા વન્ન, વાડી, વૃક્ષ, લતા નવદલ, ફૂલ-ફલની બહુ ભાતિ.
વાવિ, સરોવર વિહિ ગમતા. તિહા કમલની બહુ જાતિ. ૨૭
આમોદ આવઇ અતિ ભલુ. તિહા પવન મધુરા વાઇ,
ભોગ પિરિ પિરિના ઘણા, જોતા તૃપ્તિ નવિ થાઇ. ૨૮
વાજિત્ર વાજઇ નવનવા, ગુણ-ગાન, રમ્ભાનૃત્ય.
અરધ આસનિ હૂં બઇસતુ, એહ્‌વૂં દેખતુ દિન-રાતિ.૨ ૨૯

સુર સહૂકો દયા કરતા; ધરતા મુઝનઇં પ્રેમ.
તે લોખશ સાથઇં મઇ કાહ્‌વિઉં, ' જે કિહિજ્યો કુશલી ક્ષેમ.'' ૩૦
" હા, રે અર્જુન ! અહ્મનઇં કહ્યૂં આવી લોમશિ તત્કાલ."
તેહ સન્દેશુ હૂં સાંભલી રલિઆતિ થયુ તેણી વાર." ૩૧

" (૫૭૭) દેઇ પ્રદક્ષિણા ચરણે લાગ્ય; ઇન્દ્ર કહઇ માગી આદ્ય.
પાંચ વર્ષ પૂરાં રહી આવિઉ તહ્મારઇ પાસિ.　　૩૨
મહાદેવિ મુહુનઇ દયા કીધી. પ્રથમ હૌઉ જેકાર.
પાશુપતાસ્ત્ર આપિઆં અનઇ ત્રૂઠા શ્રીત્રિપુરારિ.　　૩૩
વરુણ, ધર્મ, ધનદિ મુહુનઇ બહુ કરિઉ ઉપકાર;
અસ્ત્ર અકેકૂં આપિઉં; કહી વરત્યા જેકાર.　　૩૪
(૫૭૭) મઘવા મુહુનઇ મયા કરી આવિઉ તેણઇ હારિ.
રથિ બઇસારી તેડી ગયુ સ્વર્ગ મુઝારિ.　　૩૫
નાનાવિધની અસ્ત્રવિદ્યા ભણાવિઉ ભૂપાલિ.
એક વાર શ્રવણે શ્રુતિ પડી, તે આવડ્યૂં તત્કાલિ.　　૩૬
ચિત્રસેન ગાન્ધર્વ પાસઇ શીખિઉ સઙ્ગીત;
ગુરુદક્ષિણા આપી વરયુ; મારયા નવાતકવચી દૈત્ય.　　૩૭
તહ્મ કહ્યઇથી ગયા પૂં કે, એ વીતક વીત્યાં આપિ.
સર્વ માહરઇ સફલ થયૂં, તે તહ્મારા ચરણ-પ્રતાપિ."　　૩૮
૨૪૫૨

---

## કડવું ૮૪ મૂં—રાગ કેદારુ

" અરે અર્જુન ! કિહિ ધર્મસૂપ, " તે મુહુનઇ દેખાડુ રૂપ.
કવણિ ગતિ ભેદ્યા બ્રૂર ? કિહિવૂં તનિ વાધ્યૂં ચર ?　　૧
રથિ બઇઠા તે કેહી ફરણિ ? તે દેખાડ આણી કરુણ.
પાશુપતાસ્ત્ર તે કિમ પૂરયૂં ? દાનવ-દલ તે કિમ ચૂરયૂં ?　　૨
તે સ્વરૂપ તણૂ જોવા કોડ." કહઇ અર્જુન તવ કર જોડિ,
" અજાતશત્રુ ! તમ્યો અવિધાર. વાત પહૂરી એ વીસારુ.　　૩
વાત સુણઇ સુખ નહીં પામુ. કવણ શત્રુ પ્રગટિઉ સાહમુ ?
જૂધસમઇ હુઉ જિહારઇ, તામસ ગુણ પ્રગટ્ય તિહારઇ.　　૪

તે અવસર નાંહિ છઇ આજ. સ્વરૂપ ધરાતુ શા કાજિ ?"
" વીરા ! મુહુનઇં છઇ ખાતિ. ભાંજુનઇં મન કેરી બ્રાંતિ. ૫
ક્રિહિ અર્જુન, " મન કરજ્યો ધાડૂં. દિન ઊગમતઇ દેખાડૂં."
પરઠ કરીનઇં પાચે પોઢ્યા. પ્રાતસમઇં અર્જુન સોઢ્યા. ૬
સ્નાન-સન્ધ્યા-સમરણ-જાપિ નિર્મલ અઙ્ગ કીધાં આપિ.
" વીરા ! વચન કહ્યૂં તે પાલુ, બોલ આપણુ સમ્ભાલુ." ૭
આવી ધર્મ આસને બઇઠા. ચરણુ નમીનઇ અર્જુન ઊઠ્યા.
પ્રથમે તા પૂરિઉ કમ્બુ, સારઙ્ગધર સમરિઆ, શમ્ભુ. ૮
અગ્નિ-વરણુનઇં આરાધ્યા; સર્વે સુર-સુરપતિ સાધ્યા.
પ્રણામ આ પ્રત્યક્ષ દેવ ધૌમ્ય-આદિ સવિ અવશ્યમેવ. ૯
સન્નાહ-ટોપિ અઙ્ગ સજિઊં; ભાથા ભીડ્યા, ભલુ ભજિઉ.
અનઇં આયુધ ષોડશ-વીસ. અતિ દીપતઇ આપ્યૂં ઈશિ. ૧૦
મોજડી ચરણે ચમકઇ. પાગ મુક્તા ધરણિ ઝમકઇ.
પાણિં ધનુષ ધરિઉં ધીરિ. જાણિ, ' ઊભુ છૂં સાયર-તીરિ.' ૧૧
અતિ હાકે હબકી ઊઠિઉ, જાણ્યૂ, ' નવાતકવચી રૂઠિઉ '
' મારિ, મારિ,' તે મુખથુ લવિઉ. તવ હાથ ભાથઇ ફેરવિઉ. ૧૨
' પાશપતાકા હાવિ કાઢૂં. નવાતકવચી હાવિ પાડૂં.'
જનમેજે બોલ્યા વાણી, કુહુ, ઋષિજી ' કરુણા આણી. ૧૩
તિહા અર્જુનનઇં રથ હતુ અશ્વ-સારથિ-સઞ્જુત્ત.
કુહુ, આ રથ કુણ ઊપરિ બઇઠુ ? ચતુર સારથિ કવણુ બઇઠુ ? ૧૪
રથ અવની, રેવન્ત શેષ. ચલઇ ચાલવતુ રેષ.
મેરુ-વિન્ધ્યાચલ બિહૂ મેરિ, જાણીઇ ચક્ર તણી પટરિ, ૧૫
જે પૃથ્વી પૂઠેં ઊગ્યા વાસ, તે રથિ, ત્રવેણી વાલી રાશિ.
કોદણ્ડ વૃક્ષ, નાડી નાગ, પર્વત પઇરિ ધરિઉ પાંગ. ૧૬
નેત્ર સારથિ, મન ગશિ, ફરી વલઇ ચ્યારિ પાસિ.
વીરિ આસન વાસ્યૂં જિવારઇં, મનિ શઙ્કા બાધી ત્યારઇ. ૧૭

અતિ અમર્ષ અન્તરિ આણી, ગાણ્ડિવ-ગુણ જોયુ તાણી.
શર આસન ઉપરિ માંડ્યૂં. ધરણિ-ધરે તવ ધીરજ છાંડ્યૂં. ૧૮

કૈલાશ થકા કમ્પ્યા ઈશ. સઙ્કોચાણા સુર-ધીશ.
ઇન્દ્ર ઘણું મનિ આવટિઉ, જાણ્યૂં, 'કો નવાતકવચથી પ્રગટિઉ! ૧૯
તેણઇ અર્જુનનઇ લીધુ ઘેરી; ભૂતલિ જૂધ માંડ્યૂં વૈરી!'
લઇ પામિઉ ક્ષહા ભારી, જલસ્થલિ જે કો દેહધારી. ૨૦

ખલભલ્યા સાતે સમુદ્ર, ચલવલિયા તારા-ચન્દ્ર.
લડથડિઆ રવિના ઘોડા, ડગમગિઆ પર્વત પોઢા. ૨૧
રવિ વાદલ માંહિ ઉઝમ્પાઇ, અમ્બર અતિ કાલૂં થાઇ.
મારુત અતિ મન્દા વાઇ, 'રાખિ, રાખિ, ઓ શમ્ભુરાઇ!' ૨૨
અન્તરિ સર્વ આવ્યા દેવ, સહસ્ર અઠયાશી અવશ્યમેવ.
સુણિ જયુધિષ્ઠિર બોલ્યા ભૂપ, "અર્જુનજી! સંવ્વરુ રૂપ. ૨૩

આતા! તઇ મારયા દૈત્ય, તે સત્ય સત્ય માન્યૂં સત્ય.
વીરા! મઇ તિવારઇ જાણ્યૂં, જિવારઇ તઇં કવણ્ડ તાણ્યૂં." ૨૪
રમ્ભા અતિ નાચઇ નૃત્ય, ગાન્ધર્વ ગુણ ગાઇ સવિ રીતિ.
અતિ મધુરાં વાજિત્ર વાજિ, જાણ્યૂં, 'અર્જુન ક્રોધ યાઇ ત્યાજ.' ૨૫

મારુત અતિ પ્રેરયા મોદ, લ્યાવઇ અતિ ઘણુ આમોદ.
પણિ ક્રોધ આગલિ કો નવિ જાઇ, મનિ વિમાસ્યૂં સુરરાઇ. ૨૬
બ્રહ્માસુત અગ્રે કીધુ. આશીર્વચન ઋષિજીઇ દીધૂં.
'અરે અર્જુન! સાભલુ, ભૂપ! એ કવણ કારણિ ધર્યૂં રૂપ? ૨૭

કવણિ તુઝ લાયુ ભામુ? કવણ શત્રુ પ્રગટ્યુ સાહ્મુ?
જ્ઞાની પુરુષ! તઇં નવિ જાણ્યૂં? વેલાવિણ શર શૂં તાણ્યૂં? ૨૮
ઈશ-અસ્ત્ર એ કહીઇ, બાપ! અફલ થાઇ તુ કુઇ પાપ.
જિમતિમ તે શર એકાન્તિ કાઢ. એવડુ શૂં માંડિઉ આડ. ૨૯

શર આસનથૂં ઊતારુ. પાશુપતાકા પહૂર્ઇ વારુ.
જલ-સ્થલિ જીવ રહ્યા કમ્પી; અગ્નમાર રહ્યા ઉઝમ્પી. ૩૦

પ્રાણની પીડ઼ા ટાલુ. પ્રત્યઞ્ચા પાછી વાલુ.
બાણ પહૂરૂં ભાથઇ ઘાલુ. અહ્મનઇં એ માગ્યૂં આલુ. ૩૧
એહ્નૂં કામ આગલિ પડ઼શિ. દુર્જ્યોધન નરપતિ નડ઼શિ.
શિરિ શત્રુ છઇ અતિ મોટા, ભીષમ–દ્રોણ–કરણ–કોટા." ૩૨
(પછિં) હસિતવદનિ જોયૂં સાહ્મૂં; ક્રોધ તિજી પછિ શિર નામ્યૂં.
"ઋષિજી! સાંભલીઇં વાણી. સહજિ શર જોયૂં તાણી. ૩૩
અજાતશત્રુઇં લીધુ આડ઼. કહ્યૂ, 'સ્વરૂપ મુહનઇં દેખાડ઼.'
શા માટઇં શર્‌ડ઼ા આણ. તમ્હો વડ઼ા. પ્રભુ! હૂં નાહ્નુ.'' ૩૪
'તુહુનઇં ઘટઇ ઇમ,' કહઇ ઋષિ; 'કીરતિ કિમ કહીઇં મુખિ?'
પુષ્પવૃષ્ટિ કરી વલ્યા. સુરમુનિ સવિ સ્થાનકિ પલ્યા. ૩૫
મિલી બઇઠા પાંચે વીર. અર્જુનનઇં કહઇ ધર્મવીર,
"તૂં વંશ માહિ ભલિ અવતરયુ. કુલ બધું કૃતારથ કરયૂં. ૩૬
કુન્તાકૂખે તમ્હો રહ્યા, તુ પાણ્ડવ સઘલઇ જાણિઆ.
પ્રથમિ સખા સારિઙ્ગપાણિ. નરનારાયણ સઘલઇ જાણિ. ૩૭
આદિઇ ખાણ્ડવ વન બાલ્યૂં; અગ્નિ–અજીરણ તઇં ટાલ્યૂં.
જૂધ કરી જીત્યા ત્રિપુરારિ; આપ્યૂં અસ્ત્ર તુહુનઇં જેકાર. ૩૮
વરુણ, ધર્મ, ધનદ મિલિઆ. કિહિ આતા' એહ્વા કુણ બલિઆ?
સ્વદેહેં સ્વર્ગિ ગયુ, ભાઇ' કૃપા કરી તુહુનઇં સુરરાઇં. ૩૯
પઇરિ પઇરિની વિદ્યા પામિઉ. ગુરુ–દક્ષિણા માંહિ દુઃખ વામ્યુ.
સીમુખિ જસ ગાન્ધર્વ બોલઇ. કવણ કહીઇ તાહૂરઇ તોલિં?" ૪૦
બોલ્યા તિહાં જનમેજે રાઇ, કહુ મુહનઇં, વેશમ્પાઇ!
જે જે પૂછયૂં રાજા ધર્મિ, તે અર્જુનેં કહ્યૂ અનુકર્મિ? ૪૧
તિહારપૂંહિ મુહનઇ કહુ માંડી, કિમ ગન્ધમાદન ગયા છાડી.
કવણ પન્થિ તે પરવરિઆ? કવણ સ્થાનકિ જઇ રહિઆ? ૪૨
બોલ્યા તિહાં જનમેજે રાઇ, કહુ મુહનઇં, વૈશમ્પાઇ!
સાંભલવા મુહનઇ છઇ કોડ઼. પૂછઇ ભૂપતિ નિજ કર જોડ઼િ. ૪૩

## કડવું ૮૫ મું—રાગ ભૂપાલ

વૈશંપાયન વાણી વદઇ, જે કહૂ કથા તે ગખિ ગિદ્દ.
અર્જુન ભણી આવ્યા જેટલઇ, શોકસમુદ્ર વ મિઉ તેટલઇ. ૧
સવિ ભાત ભાવ બેટિઆ, કહી વિપત્તિ જે વન વેઠિઆ
અર્જુનિ માટી કહી સવિ કથા, સ્વર્ગ ગયા આવ્યા સર્વથા ૨
અન્યોઅન્યિ કહી વાતા અર્જુન મિનઇ ટલ્યા ઉરતા
અન્તરિયા વાગા વ જિત્ર. સહસ-અશ્વરથ રત્નજડિત્ર ૩
તે ઉપરિ બઇઠા સુરભૂપ, કન્દર્પ મૂરિ કથા સુણરૂપ
દૂર થઈ દીઠું સુર-ઇન્દ્ર અતિ આદરસ્યૂ ઊઠ્યુ નરેન્દ્ર ૪
ચીતરથ આવ્યા ક્ષણ માહિ કુન્તાપુત્ર પડયા જે પાઇ
અતિ કોમલ તા આસન-દર્ભ તે ઉપરિ મેલ્યૂ મૃગચર્મ ૫
તિહા બઇસાગિઉ સુર તણૂ ભૂપ, અર્ચિન નાના ગન્ધિ અનૂપ
તન-મન-ધન સમર્પ્યૂ જાણિ સ્તુતિ કરઇ જોડીનઇ પાણિ ૬
વાસવ વનના બોલ્યા વાણિ, "અરે પાણ્ડવો ! છઇ કલ્યાણ?"
"તહ્મ કૃપાઇ આજ વિશેષ, કો નવિ છૂટઇ કર્મની રેષ" ૭
ઇન્દ્ર કહઇ, "તમ્હો એમ કરુ, કામ્યક વનિ પાછા પરવરુ
તિહા આશ્રમ કરી રહુ સવિ બદ વર્ષ અજિઆર તણી છે સન્ધિ ૮
હજી ઇ વરસ વિપત્તિ વેઠશુ ગજિ પાછૂ તવ પામશુ
રજુ ત્યાગ દ ત્યાજગિ કૃષ્ણ-કૃપાઇ કુશલી હશુ" ૯
દેઇ શીખ ઇન્દ્ર તા વલ્યા મન રહ્યા પાને પલ્યા
એકાન્ત સ્થાનકિ બઇઠા જૈ ભીમસેનિ ત્વ વાણી કહી. ૧૦
"સિદ્ધિદેવ ! નિકુલ ! સુણ, અર્જુન ! આપણિ જેઈ કામ્યક વનિ.
તિહાથી લેઇશિ સવતુ ભેદ, દુર્જન કેર કરેવા છેદ ૧૧
વર્ષ અગિઆર તણી છે ઠામ પામ્યઇ છઇ હસ્તિનાપુર ગામ
તિહાથા લગી મઝ-પઇસાર તે મારઉ છાડુ આ ઠાહ્ર ૧૨

આપણિનઇ કાઢી વનવાસ, ભોમિ ભોગવઇ ચ્યારે પાસિં.
કુણ્ટાલુ નથી શિરિ કોઇ. અતિ અભિમાન કરઇ છઇ સોંઇ. ૧૩
એ જાણઇ, ' કહીં પાણ્ડવ રડવડઇ. કો વાઘ-સિંહનઇ મોઢઇ ચડઇ.
મૂઆ; ફીટા; નથી જીવતા.' તે માટઇ થૈ રહીઇ છતા. ૧૪

તેહ કર્ણ, તે દુર્ય્યોધિન, તેહ શકુનિ, તે દુઃશાસન.
દુષ્ટચતુષ્ટય ચઢશિ હાથિ. આગલિથી શી કહીઇ વાત ? ૧૫
ઘણા દિવસના છઇ અંઙ્ગાર. કૌરવકુલ વાલૂં સંહાર.
અરણિ માંહિ ઊછાલૂં ગદા. રાખઇ શિન કુરુરાઇ તદા ?" ૧૬

આવી ધર્મનઇ પૂછઇ ભ્રાત, " જુ રાજા ! રુચ્યઇ તહ્મ વાત,
આપણિ જૈઇ કામ્યક વનિ. ઇન્દ્ર તણૂં ઇમ છઇ વચન." ૧૭
" શીઘ્ર કરુ," કહી ઊઠ્યા ધર્મ, આવી ઋષિ કેરઇ આશ્રમિ;
કર જોડી બોલ્યા સતિવન્ત, " દીજિઇં આજ્ઞા; પલીઇ પન્થિ. ૧૮

અમ્યો જાણઇ આશ્રમિ સુખી થયા. અહ્મ ઊપરિ બહુ કીધી મયા.
ઘણી રાઉ લ્યાવ્યા મુઝ વીર. તાત તણી પિરિ દીધી ધીર. ૧૯
વિરહ ટલિઉ, મિલિઉ અર્જુન; તહ્મ કૃપાઇં તે, ઋષિજન !"
ચરણિ લાગવા પાસઇં ગયા, બોલ્યા મહન્ત આણી દયા, ૨૦

" ધર્મપુત્ર ! મનિ રાખે ધીર. તાહરઇ અર્જુન સરખા વીર.
જેહનુ જશ જાણઇ ત્રૈલોકિ. શા માટઇં મનિ આણુ છુ શોક ? ૨૧
ધોખુ મનિ મ ધરશુ કશુ; જિહા જશુ તિહા જશ પામશુ."
દેઇ અભિષેક નઇં બોલઇ વાણિ, " અરે પાણ્ડવો ! હશિ કલ્યાણ." ૨૨

દ્રુપદ તણી તનયા ઊચરી, " કુહુ, ઋષિજી ! મુહુનઇં કરણા કરી."
" શૂં કહીઇં તુહુનઇં, દીકિરી ? પતિ પૂંઠે હીંડે પરવરી. ૨૩
સત્યશિરોમણિ રવિદેવ-સાખિ, સવિ પૂગ થાશિ અભિલાખ."
અરિષ્ટક્ષણ કહિ શીખજ કરી, " ચાલુ જૈઇં અલકાપુરી." ૨૪
પરઠ કરીનઇં પાંચે પલ્યા; કુબેરનાં ગૃહ જોવા વલ્યા.
શિવજીનાં જોતાં સ્વસ્થાન, મણિમે મન્દિર પરમ-નિધાન. ૨૫

હીરા–રતન તણી બહુ જ્યોતિ, જાણુઇ સૂરજ કોટિ–ઉદ્યોત.
સ્ફટિક મણિ–પીરોજા ચાપ. દ્રુમ માહિ માડી છઇ છાપ. ૨૬
પાસઈ પરઠવિઆ પુખરાગ. નીલમણિ માંડયા જોઇ લાગ.
નાનાચિત્ર લખ્યાં બહુ ભાતિ. પદ્મી પરઠવિઆ બહુ જાતિ. ૨૭
મરકત મણિના તોરણ વલી, મુક્તાફલ માંહિ આવ્યા મિલી.
ગોખ જુગતિ જડ્યા જાલિઆ, મુહુલ, અટારી નઇ માલિઆં. ૨૮
કનક–કલશ અધે શોભતા; તે દેખી તરણિ શુભતા.
વાવી, કૂપ અનઇ આરામ, પૌલસ્ત્યપુત્રિ–રમવાના ઠામ. ૨૯
ભરયાં સરોવર જલ ગમ્ભીર. નાના પંખી બઇઠા તીરિ.
સહસ્ર પક્ષના કમલ વિશાલ. મોહ્યા મધુપ અનઇ મરાલ. ૩૦
વન, વાડી, સુમનસ, ફૂલ, વૃક્ષ, હસ્તિનાપુરપતિ પામ્યા હર્ષ.
અર્જુનેં મુખિ દીધી અઙ્ગુલી, 'સ્વર્ગ પછે આ કથા ભલી.' ૩૧
ચ્યુહુ કુણિ નિહાલ્યુ ગિરિ વલી. પ્રાર્થના સહૂનઇ કીધી મિલી.
'કિમ મોહ્યુ ન કહીઇ ગિરિરાજ? તુઝ શરણાગતિ સીધાં કાજ. ૩૨
શોકવન્ત તણ્ શોકજ ટલ્યુ, અર્જુન સ્વર્ગિ ગયુ તે મિલ્યુ.
જે આવઇ તાહરઇ આસરઇ, અહ્મનઈ કૃપા કીધી, તિમ કરઇ. ૩૩
અહ્મ જેહવા તે થાજ્યો સુખી. મિલજ્યો વર નઇ ટલજ્યો દુખી.
અનેક પુષ્પ, મુક્તાફલ ઘણા. ચૂઆ–ચન્દનનાં છાંટણા.' ૩૪
વિધેવિધિ કીધા નમસ્કાર. પન્થે પલવા કરઇ વિચાર,
'ધાટી ઊતરવી છઇ ઘણી. ગટોરગચ સમરુ તહ્મ ભણી.' ૩૫
સમરન્તા આવ્યુ તેણી વાર. પૂંઠે રાક્ષસનુ નહીં પાર.
આવીનઇ તવ કરિઉ પ્રણામ, "શી આજ્ઞા દિઉ છુ, મુઝ સ્વામિ?"૩૬
૨૫૩૧

## ૮. આજગરપર્વ—

### કડવૂં ૮૬ મૂં—રાગ એજ

ઘટોત્કચ ઇમ બોલિઉ વાત, "શી આજ્ઞા કરૂં હું અહ્મ, તાત ?"
વચતા અવનીપતિ ઉચ્ચરયા, "આગઇ તહ્મ માટઇ ઉગરયા. ૧
તે માટઇ કહૂં છૂં," કહિ ધર્મ, "મૂકુ જાઇ બદરિકા—આશ્રમિ.
પછઇ પન્થ છઇ પાધરુ. ઉચકૂં આ લિહિઉં અહ્મ કરુ." ૨
વચનૂં ગક્ષમ ઘણી પિરિ કહઇ, "તન-મન સર્વ તહ્મારૂં છઇ.
એથી અદકૂં શું આદર ? પ્રાણ જતઇ નવિ પાછું કરૂં." ૩
પીઠ ઉપરિ બઇસારયા પાચ રાક્ષસ કહિ, "નહીં આવઇ આચિ."
ઋષીશ્વર હૂતા જે બહુ, એક એક ઉપરિ વાહન સહુ. ૪
ઉતપતિઆ લેઇ આકાશિ. જાતા દીઠા ગિરિ કૈલાશિ.
યક્ષ બોલઇ છઇ જેજેકાર, દૂરિ થકા કીધા નમસ્કાર. ૫
"ગિરિ-ગુફા નઇ સરોવર નદી," કહિ રાજા, "જોન્યો, દ્રૌપદી !"
અનેક ગૃહ, વનવૃક્ષ વિશાલ. સાવજ પંખી બહુ વિકરાલ. ૬
દૂર થકી દીઠુ ગઇ ધર્મિ વૃષપર્વા [મુનિ] તણુ આશ્રમ
આવી ઉતરયા તે તત્ખેવ વિવિધ પઇરિ તિહા કીધી સેવ. ૭
વૃષપર્વા તા બોલ્યા વાણિ, "અરે પાણ્ડવો ' છઇ કલ્યાણ ?"
"તહ્મ કૃપાઇ આજ વિશેષ. કો નવિ છૂટઇ કર્મની રેષ." ૮
એક રાતિ વિશ્રામજ રહ્યા, પ્રાતસમઇ વલી સજ્જ થયા
ઘટોત્કચ તવ આવી રહ્યુ. બઇઠા ભૂપતિ, વાહન થયુ. ૯
ભીમસેન પગવટે પલઇ; આગલિ પાછલિ આવી મિલઇ.
બદરિકાશ્રમિ આવિઆ; એક માસ સ્થિર થૈ રહ્યા. ૧૦
અરુણોદયિ એહવૂં આદરઇ. નિત્યકર્મ, કર્માન્તર કરઇ.
વિવિધ પિરિ વિધિ—અતિ ઘણી, પૂજા કરઇ નારાયણ તણી. ૧૧
બ્રહ્મસભા બઇસઇ અતિ ઘણી, કથા કહઇ કેશવજી તણી.
વૈશમ્પાયન કહિ, સુણિ, રાય ! અહોરાત્ર આનન્દ અતિ થાઇ. ૧૨

એક માસ તિહાં રહ્યા નરેશ. આવ્યા રાઈ બાહ્‌રિનઇ દેશિ.
તેણઇ પાણ્ડવ આવ્યા જાણિઆ. વિનિ કરી નગરીઇ આણિઆ. ૧૩
ભક્ષભોજન, ભૂષણ અલઙ્કરણ, દેઇ પ્રદક્ષિણા લાગુ ચરણિ,
"મહા ભાગ્ય માહરૂં છઇ આજ. અર્જુન-ધર્મ-ભીમ મુઝ સાજિ." ૧૪
પાંચ દિવસ તિહા રહ્યા અશ્વમેવ. નિતિ નિતિ નૌતન કીધી સેવ.
તેણઇ અનેક રથ આપ્યા સાર. રથ ઊપરિ ચાલ્યા ભૂપાલ. ૧૫
ગરીરગછ સમરથ ભૂપાલિ. આવી ઊભુ રહ્યુ તત્કાલિ.
"વેગે તમ્યો વલુ, કુમાર! સમરે તિહારઈ કરજ્યો સાર." ૧૬
ચરણિ નમી વલિઉ તત્કાલિ. સાંભલિ, જનમેજે ભૂપાલ!
પન્થે પલના દિન બહુ થયા; કુલચટ પર્વનિ આવી રહ્યા. ૧૭
.........પાસઇ સ્વસ્થાન. રમ્ય સ્થાનક દીઠાં રાજાનિ.
આસન વાલી રહ્યા સવિ બન્ધુ, વર્ષ અગિઆર તણી થૈ સન્ધિ. ૧૮
પૂછઇ ભૂપતિ કરી પ્રણામ, વૈશમ્પાયનનઇ શિર નામિ.
હા, રાજા! સમ્ભલાવૂં તુહનઇ. વાર અવસર પૂછ્યૂં મુહનઇ. ૧૯
બોલ્યા વૈશમ્પાયન મુનિ, તે દિવ્ય ભોમિ છઇ ગન્ધમાદન.
અનેક રાજા આગઇ હવા, તેણઇ ન્યાગ કરયા અભિનવા. ૨૦
શમ્ભુ કેરુ સુન કાર્તિક સ્વામિ; તેણઇ જે કરિઉ વિશ્રામ.
અષ્વર તણુ કીધુ આરમ્ભ; યજ્ઞશાલામા રોપિઉ સ્તમ્ભ. ૨૧
વૈશાખ એહવૂં કાર્તિક નામ, ......... પુષ્પ અભિધાન.
વૈશાખ.........મોહ્‌તુ કહ્યુ, સુણી રાઇ રલિઆયતિ થયુ. ૨૨
એક વાર મૃગયા ગયુ ભીમ. બહુ પ્રાક્રમથી ઊજાડી સીમ.
મેંઢા, મહિષ અનઇ માતઙ્ગ, વાઘ, સિંઘ અનઇ કોરઙ્ગ. ૨૩
સસલાં, સાબર અનઇ શિઆલ, રીંછ, રોઝ વનચર વિકરાલ.
ભીમસેન તે પૂઠે ધાઇ, મારઇ ગદા પાડી પડ્યાઇ. ૨૪
મહા તીવ્ર વલી મેલ્હઇ બાણ, પડ્યા વન પડિઆં મન્ધાણિ.
દોડન્તાં એ આવઇ હડી, ચડ્યાં ઝાડ પડઇ કડકડી. ૨૫

એહ્વી મૃગયા કરતુ જાઇ, ગર્હ્વર એક ઊભુ વન માહિ.
અજગર-યોનિ ભુજઙ્ગમ પ્રૌઢ. દેખી થૈ રહ્યુ દિગ્મૂઢ. ૨૬
નીલ પીત દેહ કેરુ રઙ્ગ. જાણિઇ ચિત્ર લેપ્યુ સવિ અઙ્ગ.
રક્ત રેખ મહા ઝાઝ્વમાન, જાણિઇ ત્રાંબા-વીજ સમાનિ. ૨૭
વજ્રધારા સરખી તા ડાઢિ મુખ વિગિ તા મહા ફૂંફૂં આડિ.
મુખ-વિકાસ કીનઇ રહ્યુ જાણિઇ ગર્હ્વર, અજગર નવિ લહ્યુ. ૨૮
ભીમસેન તિહા ચાલી ગયુ. અઙ્ગ ઝૂડ ભરાવી રહ્યુ
વિષધર વીંટાણુ તનિ ધાડ. ભીમનિ ભીંડણુ આવ્યા બહુ ગાઢ.૨૯
કો ઉપાયિ નવિ સકઇ કાઢિ; ભીમના ભૂકુ કીધા હાડ.
× × × × × × × × ૩૦
આકરમણિ જરઇ તે સમઇ પાછૂ પૂછ નવિ થાઇ કિમહિ.
'મઇ પોઢા મઇગલ વશિ કર્યા. વાઘ સિંહ્વના દર્પ જ હર્યા. ૩૧
પગ-પડછન્દે પર્વત ચલ્યા હાકે દાનવ-દલ ખલભલ્યા
ક્ષણમાત્ર અજગર મુઝ ગ્રહી, જિહાંઇં દૈવ રૂઠા હુઇ. ૩૨
કર્મભોગ નવિ છૂટઇ કોઇ, વીનવિઉ નવિ છણ્ડઇ કોઇ.
ઇન્દ્રિયકર્મ કદાચિત જરઇ, કર્મરેખ કુણ પાછી કરઇ?' ૩૩
વળી શૂરિ મનિ ધરી ધીર, વિષધર પ્રત્યે બોલિઉ વીર,
'અરે ભાઇ! તુહુનઇ નવિ વટઇ. કિહિ મુહુનઇ શા માટઇ કટઇ? ૩૪
વારંવાર હૂ તુહુનઇ સ્તવૂ. પશુ પઙ્ખીની પઇરિ લહ
માનવ મારચાન્ન કહ પાપ અજગર! જુનઇ વિમાશી આપિ." ૩૫
વળતૂ એમ કહઇ છઇ સાપ, "ભૂખ્યાનઇ નવિ ભેદઇ પાપ.
વિશ્વમ્ભર એ બિરુદ દયાલ, કીજિઇ પ્રાણી માત્ર-પ્રતિપાલ. ૩૬
વિહિ સવિના આહારવિહાર, બઇઠા [લિહિ સવિકોની માગ]."
વળતુ નાગ કરઇ વીનતી, "હાવિ અન્ન તણુ છૂ આરથી. ૩૭
મૂરખ! મનિ વિમાશી જોઇ, મુખિ આવ્યૂ ભક્ષ મૂકઇ કોઇ?
વળી વળતૂં મ કિહિશિ મુહુનઇં, જીવતુ નવિ જાવા દઉ તુહુનઇ." ૩૮

———•———

૨૫૬૯

## કડવું ૮૭ મું-રાગ સામેરી

લાછુ મનિ મોહ્‌હુ રહ્યુ, "મિલ્યા નહીં મુઝ વીર.
આંહિથી કુણ સાથિ કાહ્‌વીઇ, અજગરિ ગ્રહ્યૂ શરીર !' . ૧
કુન્તા માદ્રી માવડી દુર્બલ થઈ અનાથ.
પ્રાણ તતખણ છાંડિશિ, જિહારઇ જાણશિ વાત. ૨
હસ્તિનાપુર તણુ રાજિઉ થાશિ અતિ રલિઆતિ.
તે પાપીના પાસા પડ્યા નઈ કુટશિ બિહૂ હાથ. ૩
એણઇ ચીર કાઢ્યા સુવટિ; તે રહી ચિત્તમાં ચોંક.
મુહુનઇ દેહ પડ્યાનૂં દુઃખ નથી, પણિ રહ્યુ મનમાં શોક. ૪
રણભોમિમાં નવિ આખડ્યુ, તે રહી અન્તરિ આગિ.
કટકા કરી નવિ આપિઆ, દસ દિગપાલનઇ ભાગ. ૫
શોણિત ન પીધૂં ઘૂંટડઇ, દુષ્કર કરીનઇ પાગ.
કેર નવિ કાઢ્યા સમૂલા તે દુઃશાસના દાગ. ૬
નવિ શોણિત નિર્વહઇ જિહાં હસ્તિનાપુરની સીમ.
જગત એહવૂં જાણતૂં, 'રણિ અતિ ભડિઉ ભીમ.' ૭
મનોરથ મન માહિ રહ્યુ, તે રહી અન્તરિ દાઝિ.
કૂપ કેરી છાંહિડી તે વિસમી કૂપજ-આજ." ૮

નાગ કહઇ, "તૂં કવણ છઇ ? તઈ કરચા બહુ વિલાપ.
દીસઇ છઇ ઘણૂં દુઃખ-ભરયુ. તે કુહુ મુહુનઇ આપિ." ૯
"સોમવંશી રાય શિરોમણિ, કૌરવકુલિ ઉત્પન,
પાંચ પાણ્ડવ પ્રસિદ્ધ કહીઇ, અમ્યો પાણ્ડુના તન. ૧૦
વડુ ભ્રાત માહરુ જ્યુધિષ્ઠિર. એ ધર્મનુ અવતાર.
પિત્રાઇઇ અમ્યો પરભવ્યા; કાઢ્યા વન મુઝારિ. ૧૧
છલભેદિ દ્યૂત રમાડિઆ, વનિ પુલાવ્યા વર્ષ બાર.
તીરથ-અવગાહન કરી-નઈ આવિઆ આણઇ ઠારિ. ૧૨

અવધિ તુ પૂરી થઈ, પુર ભણી કરતા પ્રયાણ.
વિઘન તુ વિચિમા કરુ છુ. તમ્યો અહી રાખ્યા પ્રાણ. ૧૩
એક સન્દેહુ મુઝ ભાઇનઈ કુહુ, પછઇ કરજ્યો આમ.
મણિધર મોહૂટાં વશિ કરચા, પણિ નવિ ચાલ્યૂ તુઝ પાસિ. ૧૪
કવણ કારણ? કુહુ મુહુનઈ. વદનિ બોલુ વાચિ."
વિષધર વલતૂં બોલિઉ, "સાભલિનઇ, ભડ! સાચ. ૧૫
અરે પૂર્વજ હૂ તા તહ્મારુ. નિઘોંપ માહૂરૂ નામ
અગસ્ત્ય ઋષિના શાપથી હૂં પડિઉ આણઇ ઠામિ. ૧૬
અગસ્ત્ય નઇ વલી અઙ્ગિરા મઇ તુ કરચા વાહન.
તે ઊપરિ બઇઠુ હૂ ચઢી અતિ આણી અભિમાન. ૧૭
ખેદ કરઇ મઇ ખેડ્યિા મુઝ ગાઇમદનુ દર્પ.
કોપ કરી ઋાષ બોલિઆ, 'તૂં યોનિ પામે સર્પ.' ૧૮
તિહાગ્ઇ ઋષિજી પૂછિઆ, 'માહૂરુ અનુગ્રહુ કીજિ'.
ધર્મપુત્ર જ્યુધિષ્ટિર આવશિ એ વન માહિ વસીજિ. ૧૯
તેહ્નુ ભ્રાત મૃગયા આવશિ..તૂ અહી રાખે તન્ન.
મૂકાવવાનઈ આવશિ તિહા જ્યુધિષ્ટિર ગજન્ન. ૨૦
તેહ્ના દર્શન થકી મૂકાશુ સાભલુનઈ તમ્યો, ભૂપ!
બ્રહ્મશાપજ છૂટશુ; પાછૂ પામશુ રૂપ' ૨૧
તે માટઈ મુઝ જન-વાચા. સાભલુ, રે વીર!
જ્યુધિષ્ઠિરના માન માટઇ ગ્રહ્યૂ તહ્ય શરીર ૨૨
મુનિ પુનરપિ પૂછના થયુ મુઝ સત્કાર'
વચન સુણી ભીમ હરખ્યુ, 'હરિઇ ઊગારચા આ વાર." ૨૩
એ કથા રહી એટલઇ. કહઇ વૈશમ્પાયન રાઇ,
જ્યુધિષ્ટિર બઇઠા હતા તિહા શુકન શા શા થાઇ? ૨૪
કાગ-ભૈરવ કનકલઇ. શિવા ઉલૂક સાહૂમૂં રોઇ,
રશ્મિવન્તથૂં રુધિર ઝગ્ઇ. દીસઇ દામણૂં સવિ કોઇ. ૨૫

ચહુ પામા ચ્યારિ મિલી બઇઠા, સોસગ જિમ બાણ
વામ અર્જુનઇ પાસ ફેરકઇ, ગદગદ કણ્ઠ નિરવાણ. ૨૬
" એ ચિહ્ન સધના ચિન્તાના, ' અર્જુનનઇ કિહિ રાઇ,
એક વાર આગઇ ઇમ થયૂ પણિ તમ્યો નુસુતા આહિ " ૨૭
દ્રૌપદીનઇ તેડાવિઆ પૂછઇ જ્યુધિષ્ઠિર રાઇ,
" બીમસેન નિ નથી દીસતુ ? શ ગયુ ૯ઠ મૃગયાઇ ? " ૨૮
તેણઇ સમઇ કર ઝાટમીનઇ, રાઇ ચાલ્યા વનિ
દ્રૌપદીની રક્ષા અર્થે મૂકિઉ વીર અર્જુન ૨૯
ઋષીશ્વરનઇ પાસિ મૂક્યા નિકુલ-સિહિદે વીર
ધૌમ્ય ઋષીનઇ સાથિ તેડી જોવા ચાલ્યા ધર્મ ધીર ૩૦

ઊથલુ

ચાલ્યા ધર્મ ધીર રે વન વિસઇ શોધ તા ફરઇ રે
' માહરુ ભ- વૃકોદર કિહાં હશિ ? ઇમ મન માહિ શોક ધરઇ રે ૩૧
૨૬૦૦

---

કડવું ૮૮ મૂ—રાગ એજ

બીમસેનનઇ સોધવા નીસરયા ધર્મ તેણી વાર
પોઢા પગના ભડ તણા દીઠ બોમિ મુઝારિ ૧
" માહરા બલિયા રે ' કિહાં ક્યા તુહ્નઇ સોધિ !
બાર વરસ વન વેઠિઆ તૂ સાથઇ બલિઉ જ્યોધ.
બાન્ધવ બલિઆ રે ' ધ્રુવ. ૨
એક વૃક્ષ આ માવજ પડિઆ દુઇ દિશિ ઝાડી સીમ "
જોતા જોતા આવિઆ જિહાં ફરાઉ પડિઉ બીમ. બાન્ધવ ૩
જુઓ તુ રુધિર લાટાણુ અરે ! ? અવિ અંગ
ચપલ વતકૂ કાંઇ નવિ થાઇ દીઠું સર્પ તણું સઉ બાન્ધવ ૪

અજગરનઇ પૂછઇ અવનીપતિ, "સાંભલિ, ભાઇ ! વાત.
શું વીરે તહ્મનઇ દુઃખ દીધૂં, સાહ્યુ માહરુ ભ્રાત ?" બાન્ધવ. ૫
કહઇ, "તૂં મૂકિ, મણિધર, અનઇ બીજુ આપૂં આહાર."
"આહ્વૂં ભક્ષ મુખિથી કિમ મૂકૂં ? શું કુહુ વારોવાર ?" બાન્ધવ. ૬
"અજગર-યોનિ તમ્યો દીસુ છુ. મુખિથી તુ બોલુ વાચ.
એ આશ્ચિર્ય મુહનઇ અદકેરૂ. સાભલુ, ભાઇ ! સાચ." બાન્ધવ. ૭
"સોમવંશી રાઇ શિરોમણિ હૂં તુ નામિ નિઘોખ.
અખ્વર માટઇ ઇન્દ્રનઇ જિત્યુ. જઈ બઇઠુ સુરલોકિ." બાન્ધવ. ૮
"વૃત્રાસુર મારિઉ જે ઇન્દ્રેં. હત્યા બઇઠી સુરરાઇ.
આસન છાડી ગયુ સરોવરિ. તન કૃશ થયુ સુરરાઇ." બાન્ધવ. ૯
"માન સરોવરના જલ માહિ, રહ્યુ કાલ અનેક.
સૂનૂં રાજિ જાણી સુર સઘલઇ, દીધુ મુહનઇ અભિષેક." બા. ૧૦
"ઇન્દ્રાણીનઇ તેડી કહ્યૂં, 'તૂં મૂઝશું કરિ સમ્ભોગ.'
"સ્વામી ! એહ તુ ઘટતૂં ન દીસઇ. હજી ઇન્દ્ર છઇ આરોગ્ય."
બાન્ધવ. ૧૧

"ઇન્દ્રાસનિ તા જે કો બઇસઇ, તેહની અબલા ઘટમાન.
ગુરુ બૃહસ્પતિનઇ પૂછી આવી. તિહા કીધૂં વિજ્ઞાન." બાન્ધવ. ૧૨
"આદિ-મધિ તા એહ જોશુ, તરિઆ કોની નહીં થાઇ.
આસન તેણઇ બઇસી આવ્યુ તુ થયુ સુર તણુ રાઇ." બાન્ધવ. ૧૩
"પછઇ સહસ્ર વિપ્રશિબિકાઇ જોતરયા. તેહ્મા અગસ્ત્ય આદિ મુનિ.
**સર્પ, સર્પ** કહીનઈ ચલાવઇ. ઇમ બોલઇ છઇ રાજન" બાન્ધવ. ૧૪
"અરે દુષ્ટ મૂર્ખ ! તૂં **સર્પ** વદઇ છઇ, તુ પામે તેહની યોનિ.'
'સ્વામી ! છૂટવાની વીનતી ?' વદતા બોલ્યા મુનિ," બાન્ધવ. ૧૫
"ધર્મપુત્ર તા રાઇ જ્યુધિષ્ઠિર [આવશિ] આ વનિ ભૂપ.
દર્શનથી સર્પ-યોનિ મૂકાશિ, પછઇ પામશુ રૂપ." બાન્ધવ. ૧૬

"તેહ માટઇ તહ્મનઇ પૂછું છૂં. જ્યુધિષ્ઠિર તે તૂં ?
કદાચિત જુ થાઇ અનુગ્રહ !" "હા સ્વામી ! તે હૂં." બાન્ધવ. ૧૭
"અનેક ધર્મ કહ્યા વિસ્તારી, એ વર્ણાવર્ણ જ ચ્યારિ.
જે જેહ્‌ના સાધનથી પડશિ, તેહ્‌નઇ દુર્ગતિનુ અધિકાર." બા. ૧૮
"અતિ અભિમાન થકી હૂં પડિઉ. વૈભવ તેહ વિનાશ.
રાજમદથી કાંઇ નવિ જાણ્યૂં. પડ્યૂં મહા દુઃખ–પાશિ." બા. ૧૯
"કૃતકર્મ તુ તઇ મૂક્યાં કરી તીરથ અનેક.
બ્રહ્મશાપ–દુર્ગતિ હૂં છૂટ્યુ તુઝ દર્શન–પુણ્ય–વિશેખિ." બા. ૨૦
"સત્ય આગલિ સાધન નવિ મોડ્ઇ. સાધન તે સતિ કર્મ.
ક્ષમા, દયા જેહ્‌ના દેહમા, તેહ્‌નઇ સકલ પદારથ ધર્મ." બા. ૨૧
"અનેક ત્યજ્ઞ મઇ પુણ્ય કીધાં; તોહે ન છૂટિઉ કર્મ.
તે હૂં દર્શનથી મૂકાણુ. ધન્ય, ધન્ય, રે ધર્મ !" બાન્ધવ. ૨૨
અન્યોઅન્યે વાત કરન્તાં એહ તુ અજગર–રૂપ,
વીંટાઇનઇ વસુધાં પડિઉ; થયુ નિર્દોષ–સ્વરૂપ. બાન્ધવ ૨૩
જોડી પાણિ નઇ પાગે લાગુ એહ્‌નઇ આવ્યાં સ્વર્ગ–વિમાન
વલી પુણ્યભોગ ભોગવવા ચાલ્યુ સુણુ, જનમેજે રાજાન ! બા. ૨૪
અજગર શાપ થકુ મૂકાણુ નઇ ભીમસેન નિજ ભ્રાત.
વલી ભ્રાત મિલ્યા સવિ એકઠા; કહી વીતક–વાત. બાન્ધવ. ૨૫

ઊથલુ

કહી વીતક–વાત રે. સુણુ, જનમેજે રાજન !
તિહાર પછઇ એ નીપનૂં તે સાંભલુ એક મનિ. ૨૬

૨૬૨૬

## ૯. માર્કણ્ડેયસમસ્યાપર્વ—

### કડવું ૮૯ મું—રાગ ધન્યાશ્રી

વૈશમ્પાયન બોલિઆ, ભાવે તૂં સાંભલિ, ભૂપ!
નિર્ઘોષ રાઇ તાં ઊધરચા. પાછૂં પામિઉ રૂપ. ૧

ઢાલ—રૂપ પાછૂં પામિઉ સ્વદેહ કેરુ એહ.
તિહાર પૂછે નીપનૂં, સાંભલુ, કહૂં છૂં તેહ. ૨
સવિ સાથ મિલિઉ એકઠુ નઈ કીધુ એક વિચાર,
"દીપોત્સવ તુ આંહિ કરુ. પછઈં પલીઇ પન્થ મુરારિ. ૩
હેમાચલ છઇ આકરુ નઇ વિષમ છઇ એ વાટ.
અઙ્ગ કોમલ કામિનીનૂં. તપઇ આદિત્ય-વિરાટ." ૪
આશ્રમ વાલી તિહાં રહ્યુ, બહુ ઋષીશ્વરશું રાઇ.
નિત્ય નિત્ય આહાર આપઇ. હરિભજનશું દિન જાઇ. ૫
ભ્રાત પાંચે એકઠા કરઇ લીલ—વિલાસ.
માસ ચ્યારિ થયા પૂરણ. વરુણ ગયા આકાશિ. ૬
વારિદલ—વીજલી ઊલટચૂં. [ અવિરત વર્ષા—નીર. ]
નદી—નાલા ભરપૂર પાણીઇ. ભરચા સર ગમ્ભીર. ૭
મેદિની પલ્લવિત થઇ. પ્રગટિઆ માહિ અઙ્કોર.
કીર, કોકિલ, હંસ, સારસ, હરખ્યા ચાતક, મોર. ૮
અમ્બરઘટા તિહાં સરસી. વન નવા પ્રફુલ્લિત અપાર.
સુન્દરતા તા જોઇ કરી, મનિ રાચઇ રાજકુમાર. ૯
એહવઇ શરદ્દતુ આગમ થયુ શશી પ્રગટચુ કલા-સોલ.
નક્ષત્રો નિર્ભય થયા. નિર્મલ જલ-કલ્લોલ. ૧૦
નદી, નાલાં, બહુ સરોવર ભરચાં જલ-ગમ્ભીર.
પોયણ પુષ્પજ પાથરી રમઇ પઙ્ખી તીરિ. ૧૧

ભ્રાત પાચે મિલી બઇઠા, "હાવિ શી કરવી પયરિ?"
વર્ષા વીતીનઇ હિમ પ્રગટિઉં, ........................ ૧૨
પૂર-પાણી હામિ લાગાં. થઇ વહતી વાટ.
પન્થી સર્વે પન્થિ પલ્યાં, ચાલતુ થયુ તા ધાટ. ૧૩
પછઇ દીપોત્સવ કીધુ; વધાવ્યૂં તાં વન.
પૂજા કીધી ગિરિધરની; ચાલિઆ રાજન. ૧૪
સુખ-દુઃખ છપઇ ચાલિઆ નઇ વામિઆ બહુ દિન.
સઘલા ઋષીશ્વર આવિઆ તે દ્વૈત-કામ્યક વનિ. ૧૫
તે વન માંહિ તાપસ હૂતા મોહ્ટા મુનિવર જેહ,
તેણઇ પાણ્ડવની પૂજા કરી મનિ ધરી અતિશય નેહ. ૧૬
પછઇ તે વનિ સ્થિર રહ્યા તે પાણ્ડુ કેરા તન.
તિહાર પૂંઠે નીપનૂં તે સુણ્ય, જનમેજે રાજન! ૧૭
૨૬૪૩

## કડવૂં ૯૦ મૂં-રાગ રામગ્રી

વૈશમ્પાયન કહઇ, સુણ્ય, રાઇ જી!
પછઇ પાણ્ડવ રહિ દ્વૈત વન માહિ જી. ૧
એહ્‌વઇ ઋતુ થૈ ચાતુર્માસ જી.
સુખ ઉપજઇ અતિ ઉલ્લાસ જી ૨
ઢાલ-ઉલ્લાસ દેખી ઊલટઇ શોભા ધરઇ અતિ સાર.
કોકિલ-કલરવ હંસ, ચાતક શબ્દ કરઇ અપાર. ૩
ઘનઘટા ગાજઇ, વીજ ચમકઇ, શોભા ધરઇ ચ્યારિ દિશ.
તેહ્‌નઇ દેખી શોક નિવારઇ; હસઇ ધર્મ નરેશ. ૪
ઇમ ચાતુર્માસ રહ્યા પાણ્ડવ, સરસ્વતીનઇ તીરિ.
કાર્તિકીઇ સ્નાન કરીનઇ નિર્મલ કર્યૂં શરીર. ૫

શરદનઇ અન્તિ તિહાં થકા સઞ્ચરયા પાણ્ડુકુમાર.
કામ્યક વનિ આવી રહ્યા. તિહાં હૌઉ જેજેકાર. ૬
વલી 'માર્કણ્ડ ઋષિ આવશિ,' સુણી હર્ષ પામ્યા મનિ.
તેણઇ સમઇ કૃષ્ણના રથનૂં સદ્ય હવૂં દર્શન. ૭

સત્ય, સુગ્રીવ નઈં મેઘપુષ્પ, બલાહક જાતકાર.
તેહ મધ્યિ શ્રીકૃષ્ણજી. સત્યભામા સઙ્ગે નારિ. ૮
પછઇ રથથા ઊતરીનઇં લાગા ધર્મનઇ ચરણિ.
તિમ્મ અર્જુનનઇં મિલ્યા સ્વામી અશરણ-શરણ. ૯

દ્રૌપદી સત્યભામા મિલ્યાં, નઇ કુશલ પૂછ્યૂં ત્યાંહિ.
શ્રીકૃષ્ણનઇં દેખી સહૂ તા સુખ પામ્યાં હિઇ માંહિ. ૧૦
પછઇ કુશલ પાણ્ડવનઇ પૂછિઉં પોતઇં એવ;
જ્યુધિષ્ઠિરે અભિમન્યુનૂં કુશલ અવશ્યમેવ. ૧૧

પછઇં કામ્યક વનમાં સવિ બઇઠા, કીધી સભાઇ.
આનન્દ પામી બોલિઆ તેણઇ સમઇ જ્યાદવરાઇ. ૧૨
શ્રીકૃષ્ણ કહઇ, "અહો પાણ્ડવો ! તમ્યો આ લોક જિત્યુ સાર.
ક્ષત્રી તણુ જે ધર્મ હૂતુ તે સાચવ્યુ નિરધાર. ૧૩

તમ્યો ધર્મ કો રાખિઉ નથી, સવિ ધર્મ-અન્તરિ હોઇ.
સવિ બુદ્ધિ માહિ વિશારદ, એહ્‌વા ધરાતલિ નહિ કોઇ. ૧૪
પૂર્વે નઇ વલી આજ લગઇ તાહ્‌રી એકજ બુદ્ધિ, રાઇ !
દ્રુપદીનઇ દુઃખ ઘણૂં દીધૂં. તહ્મનઇં જાણું મન માંહ. ૧૫

તૂં પ્રજા તણુ પ્રતિપાલ છઇ. તાહ્‌રૂં ભાગ્ય મોહ્‌ટૂં હોઇ.
તાહ્‌રાં અવધિ-વર્ષ પૂરા થયા, સુખ પામશુ સવિ કોઇ. ૧૬
સર્વનાં ભાગ્યેં દેવ-વિદ્યા પામિઉ છઇ અર્જુન.
માહ્‌રૂં ભાગ્ય મોહ્‌ટૂં સહી, આજ હવૂં તહ્મ દર્શન્ન. ૧૭
યાજ્ઞસેની ! ભાગ્ય તાહ્‌રૂં. તાહ્‌રુ પિતા દ્રુપદ રાઇ.
તેણઇ પુત્ર તાહ્‌રા ભણાવ્યા. તે તેડાવ્યા દ્વારકાં માહિ. ૧૮

દેવ તણી ગણના નથી ગણતા પોતાનઇ તા મન્નિ.
આનન્દથ્ય વિદ્યા ભણી રમઇ સમુદ્ર કેરઇ ભવન્નિ; ૧૯
જિમ પાણ્ડવ અનિ કુન્તા તણુઇ સવિ આદિ અન્તે સર્વ,
તિમ પુત્રના પ્રાક્રમ ઘણા, ઊતારશિ બાહુના ગર્વ. ૨૦
તેહ્‌ના ગુણુ બલ દેખીનઇ પ્રદ્યુમ્ન હલધર ભ્રાત,
આનન્દ પામી વારુણીનૂં પાન કરઇ દિન-રાતિ. ૨૧
સવિ સૈન્ય તત્પર તિહાં કરઇ છઇ, તાહ્‌રઇ કાર્યેં, રાઇ !
તૂ ધૈર્ય મન માહિ રાખજ્યે" સુણી હર્ષ થયુ મન માહિ ૨૨
તવ જ્યુધિષ્ઠિર તુ પાણિ જોડી બોલ્યા દીન વચન્ન,
"આધાર માહ્‌રઇ તુઝ તણુ, તાહ્‌રઇ શરણિ, જુગજીવન ! ૨૩
તહ્ય વિના માહ્‌રઇ કો નથી બાર વર્ષ થ્યા તાહ્‌રી કૃપાઇ.
હાવિ ગુપ્ત રિહિવૂં તહ્ય થકી સવિ-શરણુ તવ યદુરાઇ. ૨૪

ઊથલુ

સવિ શરણુ તવ યદુરાઇ રે' ઇમ જ્યુધિષ્ઠિરિ વાણિ કહી
હરિચરણુ-સેવક ઇમ કહઇ, હાવિ માર્કણ્ડ મુનિ આવ્યા તહી. ૨૫
૨૬૬૮

---

કડવું ૯૨ મૂં—રાગ એજ

માર્કણ્ડ મુનિનૂ હવૂ દર્શન જી
આસન આપઇ કરિ અર્જુન જી. ૧
પાઞ્ચાલી-સત્યભામા એકાન્તિ જી,
બઇશીનઇ તિહાં કરઇ વાત જી. ૨

ઢાલ-એકાન્તિ વારતા બિહૂ કરઇ, શ્રીકૃષ્ણ-જ્યુધિષ્ઠિર રાઇ.
એહ્‌વઇ નારદ મુનિ પધારયા, આત્મશુદ્ધ કિદિવાઇ. ૩
નિરખવા આવ્યા પાણ્ડુસુતનઇ પૂર્ણ એહ્‌નઇ પ્રીતિ.
તિહાં અર્ઘ્ય-પાદ્ય પૂજા કરીનઇ કહ્યૂ કુશલી-રીતિ. ૪

એક ક્ષણ રહી બોલિઆ નારદજી તેણી વાર,
" અહો માર્કણ્ડ ! જ્ઞાનકથા કુહુ. સાભલઇ કુન્તીકુમાર." ૫
માર્કણ્ડ મુનિ પછિં બોલિઆ, " હૂં કહૂં કથા પાવન."
ઇમ કરતા મધ્યાહ્ન-અન્ધ્યા, કરયૂ તિહા દર્શન. ૬

( પછઇ ) સવિ વાન્છઇ, ' માર્કણ્ડજી કથા કહઇ ઉત્તમ.
એણઇ કરીનઇ નિવર્તઇ રે રિદઇ કેરા ભર્મ.' ૭
નારદઋષિ કિહિ, " સાભલુ, આ દેવ ઋષિ સવિ કોઇ.
આજ રાજ-ઋષિ બઇઠા સવિ. આ વાત ધર્મની હોઇ. ૮

સર્વેશની ઉપમા ન જાણૂં, શ્રીકૃષ્ણ દીનદયાલ,
પાણ્ડવનઇં આવ્યા નિરખવા, સત્યભામાશૂં ગોપાલ. ૯
આ પાણ્ડવનઇ નિરખ્યા કરી મુહુનઇ દુ ખ પ્રગટઇ મનિ.
અન્ધસુત સુખ ભોગવઇ છઇ એ દુષ્ટ દુર્યોધન. ૧૦

આ ધર્મરૂપેં પાચિ ભ્રાતા દુઃખ પામઇ દેહિ.
પાપી રિધિ ભોગવઇ. જુઉ દૈવી માયા એહ. ૧૧
તે માટઇ કુહુ, માર્કણ્ડ મુનિ !" ઇમ બોલ્યા બ્રહ્મકુમાર.
તે સાભલીનઇ સર્વનઇ હર્ષ ઊપનુ અપાર ૧૨

માર્કણ્ડ મુનિ ઇમ બોલિઆ " સાભલુ, જ્યુધિષ્ઠિર રાઇ !
આ લોકમા જે ધર્મ રાખઇ, પરલોકમા કિહિવાઇ. ૧૩
વેદોક્તકર્મ નઇ સત્યવાદી પામઇ ઈશ્વર-ચરણ.
જેણઇ ધર્મ પૂર્વે આચરિઉ તેહનઇ નહિ જરા નઇ મરણ. ૧૪

દેહ માનુષ તણુ પામી ક્રોધ રાખઇ દેહિ,
બહુ અશુભ કર્મ કરેચા ઘણા તેહ્નઇ દેવકીનન્દન દિઇ છેહ. ૧૫
જુ અશુભ કર્મ કરઇ ઘણા નઇ કરઇ તા મધુપાન,
અલ્પ આયુશ પામઇ સહી. તૂં સાભલિ સત્યવચન. ૧૬
પોતાનઇ કર્મે કરી સુખ દુઃખ પામિઇ દેહિ
જેહવૂં કર્મ કરશિ તેહવૂં ભોગવશિ નિજ દેહિ. ૧૭

એ પાપબુદ્ધિ તણી કથા. સુણિ, જ્યુધિષ્ટિર રાઇ!
જે ધર્મશાસ્ત્ર ભણઇ, સુણઇ નઈં સત્યવાદી કિહિવાઇ, ૧૮
ગુરુસેવા નઇ વિપ્રસેવા, આચરણ બહુવિધ ધર્મિ,
તે ભૂતભવિષ્ય જાણઇ સહી; સિદ્ધિ લિહિ સવિ કર્મ; ૧૯
મનષ્યાદેહ વિસઇ સહી ધર્મબુદ્ધિ ધરશિ મન્નિ.
ધનવાનનઇ સુખ ન જાણવું; જેહ્નઇ દયા નહીં મન્નિ; ૨૦
તેહ્નઈં વિદ્યા, દાનનઇ તપ નહીં, આ લોક નઇ પરલોક;
તે કહીઇ સુખ પામઇ નહીં; તે જન્મ પામઇ ફોક. ૨૧
તે માટઇ, જ્યુધિષ્ઠિર! સુણ, તહ્ન વિધિ ધર્મજ રોક.
આનન્દ-સુખ તમ્યો પામશુ, જીતશુ સર્વે લોક. ૨૨

ઊથલુ

જિતશુ સર્વે લોક રે," એહવી માર્કંડિ વાણિ કહી.
તે વાક્ય મુનનાં સાંભલી, પછિ પાણ્ડુસુત બોલ્યા સહી. ૨૩
૨૬૯૧

---

## કડવું ૯૨ મૂં—રાગ એજ

કહઇ છઇ રાજા ધર્મ વચન જી,
"સમ્ભલાવુ, તમ્યો માર્કણ્ડ મુનિ જી! ૧
દેવ-ધર્મનુ કહુ મહિમાઇ જી."
મુનિ બોલ્યા, "સાંભલિ, રાઇ જી! ૨

ઢાલ-રાઇ! સાંભલિ વીનતી. દેવ-ધર્મ-તપ-વિસ્તાર.
એક વૈદેહી રાજા મોટુ હોઉ, મહાબલિઉ રાજકુમાર. ૩
મહા રાઇજી! એ રાજમદિ મૃગયા ગયુ તે વનિ.
એક મુનિ તપશ્ચર્યા કરઇ, મૃગચર્મ ઓઢઇ તનિ. ૪
રાજાઈ મૃગ જાણી કરી એ વિસઇ મેહ્લ્યા બાણ.
તેહ્ના દેહમાં વ્યથા પ્રગટી, મરણ પામિઉ નિરવાણ. ૫

આવી રાઇનઇ પુત્રિ કહ્યૂં, 'રાઇ! દુઃખવિઉ મુનિ.'
પછઇ અશ્વવાહન કરી આવ્યુ, તારક્ષનૂં જિહાં વન. ૬
ઋષિપત્ની, રાઇ! દુઃખિણી; કહ્યૂં દીન વચન,
'મૃગવરાંસઇ પુત્ર માહરુ મારિઉ, રાજન!' ૭

તારક્ષ વાણી બોલિઆ, 'માહરઇ તપબલેં, રાઇ! જ્યાંહિ.
મૃત્યુ પામિઉ તેહ સ્થાનક નિરખી આવિં ક્ષણુ માંહિ.' ૮
રાજાઇં સોધિઉ વન વિસઇ પણિ નવિ દીઠુ મુનિજન.
વલતૂં ઋષિનઇં આવી કહ્યૂં. મનિ દુઃખ ધરઇ રાજન. ૯

પછઇં તારક્ષ વલતા બોલિઆ, 'તૂં [સાંભલિનઇં વા]તાંઇ.
તમ્યો વિપ્ર જાણી મારિઉ, તે પુત્ર મુઝ કિહિવાઇ, ૧૦
સુણુ, રાઇ! તે મરણુ પામિઉ, તોહિ થયુ જીવતુ તન.'
એહ્વૂં વાયક સાંભલી, મનિ વિસ્મે પામિઉ રાજન." ૧૧

"એ કારણ મુહનઇં કુહુ, પ્રભુજી! એ મરણુ પામિઉ તેહ.
કોઇ જીવતુ નવિ સાંભલ્યુ. પ્રભુજી! કારણ કુહુ મુહનઇં એહ." ૧૨
ઋષિ કહઇ સત્ય કર્મ નઇ ધર્મ મોહ્ટુ છઇ, રાઇ!
તેહ મૃત્યુ આવ્યાનઇં નિવારઇ. સત્ય માનિ તૂં વાતાંઇ. ૧૩

તેહ માટઇ તમ્યો પધારુ. જીવિતવ્ય પામિઉ તન.
તે તારક્ષ-તનનઇ વન્દન કરી ગયુ તેહ રાજન. ૧૪
તે માટઇં, હો પાણ્ડવો! સુણુ, ધર્મ તેહ પ્રમાણુ.
ધર્મથૂં મૃત્યુ નાહ્સઇ વેગલૂં, ધર્મરાઇ ચતુર સુજાણુ!" ૧૫

ઇમ માર્કણ્ડ મુનિઇં કહી કથા, "નિજ વંશ-કુલિ હોઇ ધર્મ,
સુણુ, જ્યુધિષ્ઠિર તે પાલનુ. તે પૂરણુ કરવૂં કર્મ." ૧૬
માર્કણ્ડ મુનિ કિહિ, "સાભલુ, વેણુ નામિ હોઉ ધર્મરાઇ.
તેણઇ અશ્વમેધ આરમ્ભિઉ. સવિ જાણુ થયૂં જગ માંહિ. ૧૭

પછઇ અત્રિ મુનિઇ તેણઇ સમઇ તપ તણૂં કીધૂં ગ્યાન.
તવ પુત્ર નઇં સ્ત્રી પૂછિઆં. ['માહ્રઇ જાવૂં વનિ.] ૧૮

[અન્તિમ શુભ ફલ પામીઇ,' તવ ] બોલી મુનિ-નારિ,
'રાઇ વેણુઇ અશ્વમેધ માંડયુ. ત્યાંનુ ધન-ભણ્ડાર. ૧૯
તે તુ રાજા ધર્મ સહી આપશિ ધન નિરવાણ.
તે પુત્રનઇ આપી કરી તપશ્ચર્યાઇ કરુ પ્રયાણ.' ૨૦

અત્રિ કહઇ, 'સુણી વાગતા મુનિ ગૌતમિ કહી'તી વાત.
એ ધર્મ રાજા વેણ છઇ, ધન આપશિ સાક્ષાત.' ૨૧
તિહા થકી મુનિ પરવરયા જિહા જ્યજ્ઞ કેરૂ સ્થાન.
અત્રિનઇ નિરખી કરી રાઇ વેણુઇ દીધૂં માન. ૨૨
અત્રિ મુનિ કહઇ, 'તૂં સમુ દાનિ નથી તા ધરાઇ.
તૂં ધાતાનઇ સ્થાનકિ સહી મરણ-જીવન તુઝથી થાઇ.' ૨૩
પછઇ અન્ય મુનિ ગૌતમાદિક અત્રિ પ્રતિ કહઇ વચન,
'ઇન્દ્ર વિન નવિ કહીઇ ધાતા, [સાભલિ,] હે મુનિજન!' ૨૪

ગૌતમ કહઇ, 'અત્રિ વિપ્રઇ કાઇ નથી સ્મૃતિ નઇ જ્ઞાન.'
પછઇ વિવાદ બિહૂઇ તિહા કર્યુ. સુણ, જ્યુધિષ્ઠિર રાજાન! ૨૫
એહવઇ કાશ્યપ ઋષિ તિહા આવિઆ; બોલ્યા સત્ય વચન,
'એ વિવાદ બેહૂ શું કરુ છુ? કુહુ મુહનઇ, મુનિજન!' ૨૬
ગૌતમ કહઇ, 'વેણુનઇ અત્રિઇ ધાતા કિમ કિહિવાઇ?'
કાશ્યપ ઋખિઇ પાછુ જોનઇ, જ્ઞાન કીધૂં મન માહિ. ૨૭
પછઇ વિચારયૂ મનિ, 'સનતકુમાર એ જ્ઞાની છઇ નિરધાર.'
પછઇ સર્વ મિલી ગયા તિહા, જૈનઇ કરયુ નમસ્કાર. ૨૮

અત્રિ કહઇ, 'રે સુણ, જ્ઞાની! ધાતા કુહુ રાજાન?
તે ગૌતમ દુઃખ પામ્યા સહી તે વિચારુ મનિ જ્ઞાન.' ૨૯
પછઇ સનતકુમાર બોલ્યા, 'ધાતા એ કિહિવાઇ.
મહા ચાણ્ડાલ મહા પાપી, પ્રગટઇ પૃથ્વી માહિ; ૩૦
તે માટઇ વિષ્ણુ-ધાતા-રુદ્રિ, ત્રણિ મિલી મૂક્યૂં તેજ.
તુ થાઇ પૃથ્વી-ગાજિઉ. એ જ્ઞાન દૂં કહુ હેજિ. ૩૧

દુરાચારીનઇ દણ્ડ આપઇ; કરઇ સાધુની પ્રતિપાલ.
તેણઇ ધાતા નામ કહ્યું સહી;' સુણી હરખ્યુ વેણ ભૂપાલ. ૩૨
રાજાઈં જાણ્યું મન્નથી, એ અત્રિ મુનિ છઇ આંહિ.
સવિ દેખતાં મોહુ કસ્યુ, રાઇ હરખિઉ મન માંહિ. ૩૩
પછઇ પ્રસન્ન થૈ પૂજા કરી; આપવા લાગુ ધન્ન.
દસ કોટિ કઞ્ચન, સહસ્ર દાસી આપ્યાં તવ રાજન્નિ. ૩૪
દસ ભાર રકમજ આપી રાજાઈં નામ્યૂં શીસ.
સર્વ લેઇનઈં ચાલિઆ સ્મરતા શ્રીજુગદીશ. ૩૫
તે પુત્રનઈ વિહિચી કરી ધન, હરખિઉ મુનિજન્ન.
પછઇ તપશ્ચર્યા ગયા જુગદીશ–આરાધન્નિ. ૩૬

ઊથલુ

જુગદીશ–આરાધન વિસઇ અત્રિ ઋખિઇ તપ કીધૂં સહી."
માર્કંડિ ધર્મરાઇનઇ વેણુ–આખ્યાનની કથા કહી. ૩૭
૨૭૩૮

---

## કડ્વૂં ૯૩ મૂં—રાગ એજ

વલી માર્કણ્ડ મુનિ કહઇ, "કથા સુણ્ય, ન્યુધિષ્ઠિર રાઇ !
તાર્ક્ષ્ય નઇ સરસ્વતીના સંવાદ તણ્ય મહિમાઇ. ૧
તાર્ક્ષ્ય કહઇ સરસ્વતીનઈ, 'કુણ પોતા તણ્ય કુલ–ધર્મ.
તે થકી કિમ પડઇ નહીં ? મુહનઇ કુહુ તે મર્મ.' ૨
સરસ્વતી બોલ્યાં સહી, 'જે બ્રહ્મ જાણઇ વેદ,
અભ્યાસઇ અભ્યાસ સહી, મનિ ઊપજઇ અભેદ. ૩
શુચિ રહી ગૃહસ્થાશ્રમ થકુ, એ સ્વચ્છબુદ્ધિ કિહિવાઇ.'
'પૂર્ણ બ્રહ્મઇં ચિત એહ્વૂં. તે કવણ લોકિં જાઇ ?' ૪
'જિહાં કનકતાની સહસ્ર શોભા, નિર્મલ જલ–દર્શન્ન,
બક, ચક્રવાક, ચકોર, ચાતક જે મધ્યિ કરઇ મર્જન, ૫

જિહાં સુવર્ણ પંકજ સોહતાં, અપછરાનુ નહીં પાર,
બહુ ભોગ મિલિ, જન જાઇ એહ્‌વા લોક મુઝારિ. ૬
આ સ્વર્ગનૂં સ્થાનક કહ્યૂં. હાવિ ધેનુ આપઇ દાનિ,"
માર્કંડ મુનિ ઇમ ઊચરઇ, "સાભલુ, જ્યુધિષ્ટિર રાજાન! ૭
કનક-દુહણી સાથિ આપઇ, દેહ તણા જેટલા કેશ,
તે સ્વર્ગિ તેટલાં વર્ષ રહઇ, જિમ સ્વર્ગિ છઇ દેવેશ. ૮
તિલ, દ્રવિણ નઇ ધરા સાથઇ આપઇ કન્યાદાન,
તે સંસારસમુદ્ર તરી કરી, પામઇ ઇન્દ્ર કેરૂં સ્થાન. ૯
એ વિપ્રજન્મે દેવ હરખઇ, અગ્નિહોત્ર હોમઇ જેહ.
તે સત્ય નિજ કુલ ઊધરઇ, તેહ્‌ માંહિ નહીં સન્દેહ.' ૧૦
'અગ્નિહોત્ર કિમ હોમીઇ, પવિત્ર રહી નિરધાર?'
'પાખિ ભીનઇ હોમીઇ નહીં; એ કહ્યુ જ્ઞાન હિઇ મુઝારિ. ૧૧
વલી ઉચ્છિષ્ટ નવિ આદરઇ. સત્યવાદી ધન્ય તે, ધર્મ!
ગોલોકનઇ ભેદી કરી તે પામઇ પૂરણ બ્રહ્મ.' ૧૨
પછઇ તાર્ક્ષ્ય કહિ, 'તૂં રૂપિ દેવિ, સુન્દર તુઝ દર્શન.
તમ્યો કવણ સ્વરૂપે? કુહુનઇ મુહુનઇ, આજ આનન્દ
ઊપજઇ મન્નિ. ૧૩
વિપ્રના સન્દેહ ટાલવા, તું માને સત્ય વચન."
માર્કંડ મુનિ ઇમ ઊચરઇ, "સાંભલુ જ્યુધિષ્ઠિર રાજન! ૧૪
પછઇ તાર્ક્ષ્ય કહિ, 'તૂં રૂપિ લક્ષ્મી; કહી કથા પાવન.'
સરસ્વતી કહઇ, 'યજ્ઞ-દ્રવ્યે વધૂં હૂં, મુનિજન! ૧૫
તેણઇ સરસ્વતી મુહુનઇ કહી.' તાર્ક્ષ્ય હરખિઉ ત્યાંહિ:
'આજ માહ્‌રુ સન્ધે નિવર્ત્યું, દર્શન પામઇ આંહિ. ૧૬
મોક્ષગતિ કિમ પામીઇ નઇ પૂરણ બ્રહ્મ-દર્શન?'
સરસ્વતી વલતૂં વદઇ, 'અધ્યયન-સ્વધાઇ નિર્મલ મન. ૧૭
તેથી ઇશ્વરનઇ પામીઇ. એ સહસ્રભુજ કહિવાઇ.
એહ્‌નઇ સહસ પાદ નઇ નેત્ર બહુ, રહઇ છઇ વૈકુણ્ઠ માંહિ. ૧૮

તિહાં મધુ-ઘૃત તણા સમુદ્ર. તિહાં જન્મ નઇ નહીં મરણ.
એહવા લોકનઇં પામઇ સહી. તેહનઇ જરા નહીં અવતરણ. ૧૯

ઊથલુ

જરા નહીં અવતરણ," મુનિ કિહિ સંવાદ તાર્ક્ષ્ય-સરસ્વતી.
સમ્પૂરણ એ આખ્યાન સાંભલી, બોલ્યા પાણ્ડુસુત મહામહીપતિ. ૨૦
૨૭૪૮

## કડવૂં ૬૪ મૂં—રાગ સામેરી

કહઇ ન્યુધિષ્ઠિર રાઇ, "હો માર્કણ્ડ મુન્નિ!
હાવઇ મનુનૂં આખ્યાન કુહુ પાવન." ૧
વલતા કિહિ માર્કણ્ડ મુનિ, "સાંભલુ, રાઇ!
મનુ બ્રહ્માના પૌત્ર, સુણ, કિહિવાઇ. ૨
બદરિકા આશ્રમિ જૈ કરઇ સૂર્યનૂં ધ્યાન.
દસ સહસ્ર કીધૂં તપ આણી મનિ જ્ઞાન. ૩
તપ કરતાં એક મત્સ્યનૂં થયૂં દર્શન.
સરિતાઇ મહા રિથર રહી બોલ્યા વચન્ન, ૪
'અહો તપેશ્વરી' ભય મોહુટુ મન સુઆરિ,
આ સરિતાઇ મોટુ મચ્છ કરઇ સંહાર. ૫
તુ આવ્યુ દૂં તુઝ શરણિ, રાખે ભૂપાલ!
મુહુનઇ કરઇ ઉપકાર થશુ તમ્હો ધર્મપાલ.' ૬
ઇમ મચ્છ-વાઇક સુણી લેઇ પોપિઉ પ્રાણ.
પોતાનઇ મન્દિર આવી જલિ મેહ્લ્યુ નિરવાણ. ૭
તિહાંથી વૃદ્ધિ પામિઉ. પુત્ર તણી પઇરિ,
પોષણ કરઇ. મનુ પ્રતિ ઇમ ઉચ્ચરિ,
'અન્ય સ્થાનકિ મેહ્લુ મુહુનઇં. પાલુ વચન.' ૮
કરિ ગ્રહી મેહ્લઇ મુનિ; વિચારઇ મન્નિ. ૯

વાપીઇ તે વૃદ્ધિ પામ્યુ, બોલિઉ વચન,
મુહુનઇ ગઙ્ગાઇ નાખિ, જિમ સુખ પામૂં મનિ. ૧૦
તુહુનઇ કૃપા કરેશ ઈં; તવ ગઇ,
લેઇ મચ્છ નાખિઉ જલ-ગઙ્ગા માહિ. ૧૧

તિહા સ્થકુ વાધ્યુ. મનુ કરવા ગ્યા સ્નાન.
મચ્છ કહઇ, 'મુહુનઇ દિઇ તૂં જીવિતદાન. ૧૨
નાખુ સમુદ્ર માહિ.' મનુ મહા બલવન્તિ
લેઇ નાખ્યુ ઉદધિ માહિ. તિહારઇ હરખ્યુ મનિ. ૧૩

હસૂં કરી મનુ પ્રતિ મચ્છ બોલ્યુ વચન,
'રાજા! થોડા દિન માંહિ થાશિ પ્રલે દહન. ૧૪

પ્રલે થાશિ જવ લોકનુ, નાઉ મોકલૂં, રાજન!
તેહ્ માહિ સપ્ત ઋષિ હુશિ જે બ્રહ્માના તન. ૧૫
માહ્‌રઇ મસ્તકિ શૃઙ્ગ પ્રગટ્યૂ દિહિવાઇ.
માહ્‌રૂ તુ સ્મરણ કરતાં ઉલખિશિ, રાઇ!' ૧૬

ઇમ કહી ગયુ મચ્છ. રા મનુઇ બુદ્ધિ ધરી.
તે કાલેં ઓષધિ ગઇ એકઠી મિલી કરી. ૧૭
પછઇ સમુદ્ર વાધ્યુ. પૃથ્વી જલમઇ થઈ.
દીઠી નૌકા, મધ્યિ સપ્ત ઋષિ સહી. ૧૮

કહ્યૂ હતૂં તેહ્‌વૂં તેહ ઊપરિ શૃઙ્ગ,
જોઇ ઉદધિ-મધ્યિ, ધરિઉ મનિ રઙ્ગ. ૧૯
મનિ જાણીનઇ તેહ નમન કીધૂં રાઇ.
તેણઇ આ વારિ કાંઇ નવિ ગયૂં જલ માહિ. ૨૦

ચ્યારિ દિશિ જલજલ વિના કાંઈ નવિ હોઈ.
સપ્ત ઋષિ પાસઇ મનુ બઇઠા સોઈ. ૨૧
સપ્ત ઋષિશું મચ્છ આવી હેમાચલ-શૃઙ્ગ,
તિહા બન્ધન કરઇ નાઉ ધરી મનિ રઙ્ગ. ૨૨

શૃંગથ બન્ધન કરયૂં મચ્છ બોલ્યુ વચન,
'પ્રજાપતિ સવિ હૂં હર્તા-કર્તા, રાજન! ૨૩
સપ્ત ઋષિ! સુણ્ણ, રાય! મનુ મોહ્ટુ ઈશ.
એ સરખૂ જ્ઞાન નહીં બુદ્ધિ નથી બીજઇ કોઇ ૨૪
તે માટઇ તૂ સૃષ્ટિ કરિ આપૂ આજ્ઞા'
એહ મચ્છપુરાણે કીધૂ, ઇમ કહી કથાઇ ૨૫
એમ કહીનઇ થયા, હરિ અન્તર્ધાન
પછઇ સૃષ્ટિ-અર્થે તપ કર્યૂ મનુ રાજાનિ ૨૬
પછઇ સૃષ્ટિ કીધી મનુઇ તે રાજા કહિવાઇ
મનુનૂ ચરિત કહ્યૂ તુઝનઇં, જ્યુધિષ્ટિર રાય! ૨૭
એહ આખ્યાન મચ્છનૂ સાંભળીઇ કરણિ,
જે મચ્છ-પુરાણે કીધૂ અશરણશરણિ, ૨૮
તે પુરુષનઇં ચુઇઇ ફરી ગર્ભવસ'
રાઇ જ્યુધિષ્ઠિર સુણી મનિ પામ્યુ ઉલ્લાસ ૨૯
૨૭૭૭

---

### કડવૂં ૯૫ મૂ—રાગ એજ

વલી જ્યુધિષ્ઠિર બોલિઆ, "અહો માર્કંડ મુનિજન રે'
ઘણા કાલનૂ છઇ જ્ઞાન તહ્મનઇ મોટુ સન્દેહ માહ્‌રઇ મનિ રે ૧
મહા દીર્ઘ જ્ઞાન તહ્મારૂ જિહારઇ નહી કો દેવ રે,
તિહારઇં બ્રહ્માનઇ પાસઇ હતા મુઝનઇં કહુ અવશ્યમેવ રે ૨
જિહારઇ ચન્દ્ર નહી નઇ સૂર્ય નહી, પાતાલ-પૃથ્વી તુહોઇ રે,
કો નહી બ્રહ્માસૃષ્ટિમા, તહ્મ વિના બીજૂ કોઇ રે ૩
તહ્મનઇ જરા નહી નઇ મરણ નહી તે માટઇ સુણ્ણ, મુનિજન્ન રે!
એ સાંભલવા ઇચ્છા સહી એ આવઇ દેવકીતન્ન રે ૪
એ પૂર્ણ બ્રહ્મજ અવતરિઉ એહ્‌ના ચરિત તણુ નહી પાર રે"
પછઇ માર્કણ્ડ મુનિ બોલ્યા,' સાંભલિ, રાજકુમાર રે! ૫

એ જગતના કર્તા સહી; સંહારકર્તા એહ રે.
ધાતા એહથી થયા ઉત્પન્ન. તેહ માંહિ નહીં સન્દેહ રે. ૬
સહસ્ર વર્ષ વામઇ સહી પૂરઇ બ્રહ્મા દેહ રે.
તિહારઈ ધર્મ મેહ્લાશિ સહી, જાણીઇ આવ્યુ પૃથ્વી–છેહ રે. ૭
સવિ ધર્મ દ્વિજ જિહારઇ મેહ્લશિ, તિહારઇ શૂદ્ર કરશિ કર્મ રે.
શૂદ્રનંઇ મન્દિરિ ધન હશિ, ક્ષત્રી તણુ જાશિ ધર્મ રે. ૮
નાશ ક્ષત્રી કેરુ થાશિ. નહીં હુઇ વેદાધ્યયન્ન રે.
કો શ્રાદ્ધ–તર્પણુ નહીં કરઇ. પ્રાણીમાત્રનઇ પતન્ન રે. ૯
તિહારઇ વિશ્વ માંહિંયુ ધર્મ જાશિ. જપ–તપ ન જાણુઇ કોઇ રે.
શૂદ્ર તપ ઘણૂં માડશિ. ઘણુ મ્લેચ્છનઇ સિદ્ધિ હોઇ રે. ૧૦
તિહારઇ અલ્પ દેહ નઇ ભાગ્ય–ધન સવિ અલ્પ થાશિ, રાય રે!
સ્વારથી દ્વિજ ઉત્પાત કરશિ. આચરણુ થોડા થાઇ રે. ૧૧
નારિ વિભિચારિણી થાશિ નઈ વિધવા–માથઇ કેશ રે.
ધેનુ–દુગ્ધ થોડાં થાશિ. સુણુ, જ્યુધિષ્ઠિર નરેશ રે! ૧૨
વૃક્ષનઇ ફલ થોડા હશિ, દ્વિજવૃત્તિ, ગૃહસ્થ નહીં દાન રે.
કો જન ધર્મ કરઇ નહીં. ઘટઇ આયુ–બલમાન રે. ૧૩
બહુ દેશ–વિદેશે પુહુચશિ વધારી ડાઢી–કેશ રે.
પાખણ્ડી ઘણા બ્રહ્મચારી થશિ, અવધૂતતનુ ધરી વેષ રે. ૧૪
નિષિદ્ધ પાન કરશિ ઘણા; વલી હરશિ પરનાં ધન્ન રે.
તિહારઇ પર્જન્ય વૃષ્ટિ નહીં કરઇ; હાણિ ઘણી, રાજન રે! ૧૫
તિહારઇ અધર્મ–કરમે પ્રગટ્યૂ અલ્પ આયુશ થાઇ રે.
દરિદ્રી જન બહુ હશિ. એણુઇ પ્રકારિ દુઃખ દિહિવાઇ રે. ૧૬
સવિ મનુષ જીવ–આહારી થાશિ. લાજહીન તવ નારિ રે.
ગર્ભ ધરશિ દ્વાદશમઇ. નાહ્લા ગર્ભ નિરધાર રે. ૧૭
ઇમ ઘણા પુત્ર પ્રગટશિ. પછિ થોડશ વર્ષનુ પલીશિ રે.
નારિ પેટ ભરશિ પુરુષનાં. એહ્વી ગતિ જુગદીશ રે. ૧૮

પછઇ સૂર્ય જલનઇ કરસશિ. વલી વાયુ દારુણ વાશિ રે.
અંગાર પડશિ વ્યોમથી. એ પાપી પ્રજે થાશિ રે. ૧૯

પછઇ પાતાલિ તાપ જગિ સહી. થાશિ નાગલોક દહન રે.
એણઇ પ્રકારે નાશ પામશિ સુણિ, જ્યુધિષ્ઠિર રાજન રે! ૨૦
તિહાર પૂઠે મેઘ-વારિ ચઢશિ તા આકાશિ રે.
પછઇ હસ્તિસૂઢે વૃષ્ટિ કરશિ. સર્વ તણુ કરશિ નાશ રે. ૨૧

મહા ઘોર સ્વર આકાશિ થશિ ઇમ બાર વર્ષ પર્જન્ય રે.
[આદ્દવા એક પ્રજે તણૂ અનુભવ્યૂં, સુણિ વર્ણન રે.] ૨૨
તિહારઇ હું રે મનિ હાર્યુ મહી. ગમિ ગમિ બહુ રાજન રે.
કહી એહવૂ સ્થાનક નવિ મિલઇ. હું દુખી થયુ અતિ મનિ રે, ૨૩

નિશ્વાસી તવ મુખિ બોલિઉ, તવ એક વટ દીઠુ ત્યાહિ રે.
તેહ્‌ની શાખા ઘણી સોહામણી નિરખી હર્ષ થયુ મન માહિ રે. ૨૪
તે મધ્યિ સુન્દર ઢોલિઉ દીઠુ, આસ્તીર્ણ બહુ ઝાત્કાર રે.
તે ઊપરિ બાલક પોઢિઉ. આશ્ચર્ય પામ્યુ અપાર રે. ૨૫

જીવમાત્રનુ તા ક્ષય થયુ કિહાથૂ બાલકનૂ દર્શન્ન રે ?
શ્રીવત્સનાચ્છન ઝલહલઇ નઠે કમલપત્ર-લોચન્ન રે ૨૬
તે કમલાવરશ્યૂં બોલિઉ, 'માર્કણ્ડ હૂ અભિધાનિ રે.'
'તાહરઇ અંગિ થાક ચઢ્યુ હશિ,' ઇમ કહ્યૂ શ્રીભગવાનિ રે. ૨૭

'તૂં આની માહ્‌રી કૂખિ માહિ નિશ્ચિન્ત કરિનિ પ્રવેશ રે.'
ઇમ કહી માયા અન્તરિ પઇઠુ, [નવિ ઉલખ્યુ હૂ દેવેશ રે] ૨૮
તેહ્‌ની કૂખિમા ધરા દીઠી અનઇ જલ-નિધિ હોઇ રે
સરસ્વતી નઇ નર્મદા વલી નદી તા સવિ કોઇ રે ૨૯

× × × × × ×

તે કૂખિ માહિ ભમ્યુ સહી થયૂ સમુદ્રનૂ દર્શન્ન રે ૩૦
તિહા પૃથ્વી દીઠી નઇ થયા વિપ્ર-યજ્ઞ-દર્શન્ન રે.
વ્યાપાર કરતા વણિક દીઠા સાભલિ તૂં, રાજન્ન રે' ૩૧

વલી હેમાચલ-વિન્ધ્યાચલ, તિહાં સિંહ-વ્યાઘ્ર અપાર રે.
મહિષ-હસ્તી અતિ ઘણા. [તે તણુ નહીં કાંઇ પાર રે]. ૩૨
વલી મેરુ પર્વત નિરખિઉ. દીઠા ઇન્દ્રાદિક દેવ રે,
આદિત્ય, રુદ્ર નિ [વિરઞ્ચિ દીઠા,] વિષ્ણુ દેવાધિદેવ રે. ૩૩
જ્યક્ષ, ગન્ધર્વ નિ દાનવ દીઠા અનઇ અશ્વિનીકુમાર રે.
જેટલૂં નાશ પામ્યૂં હતૂં તે દીઠૂં ઉદર મુઝારિ રે. ૩૪
શત વર્ષ કુક્ષિઇ ભમ્યુ પણિ તોહે ન પામિઉ પાર રે.
પણિ સ્થાનક કો દેખૂં નહીં. ચિન્તા ઊપની ઉદર મુઝારિ રે. ૩૫
તવ શ્રીવત્સલાઞ્છન બોલિઆ, 'માહરઇ ઉદરિ ભમિઉ, ધીર રે!'
કોમલ ચરણ મઇ શિરિ ધરયાં. પ્રીતિં બોલ્યા શ્યામશરીર રે. ૩૬
હૂં કર જોડી ઊભુ રહ્યુ. મઇં સ્તુતિ કરી અપાર રે.
તવ માયા મેટી સવિ દીઠી, શ્રીવિષ્ણુ-ઉદર મુઝારિ રે. ૩૭
મઇ સ્તવન કાધૂં, 'બાળક થૈ શૂં કરથૂં જુગદાધાર રે?'
મઇ કહ્યૂં, 'પ્રભુ! તમ્યો સાંભલુ. તાહરી ગતિ જાણઇ કો પાર રે? ૩૮

ઊથલુ

તાહરી ગતિ તુ કોઇ જાણઇ નહીં," માર્કણ્ડ કહિ, "મઇ કહ્યૂં સહી.
સુણીઇ, જ્યુધિષ્ઠિર રાઇ! પછઇ હરિઇ ઇમ વાણિ કહી." ૩૯ / ૨૮૧૬

---

## કડવું ૯૬ મૂં—રાગ વિરાડી

કહઇ માર્કણ્ડ, "સુણુ, જ્યુધિષ્ઠિર રાઇ!
મુઝ વાક્ય સાંભલી, બોલ્યા હરિ વાર્તાઇ, ૧
'માહરી ગતિ દેવ-દાનવ-મહાઇ જાણી નવિ જાઇ.
જેણઇ મુઝ ભક્તિ-કારણે દેહ ધરયુ પૃથ્વી માંહિ, ૨
માતા-પિતાની ભક્તિ નઇ પાલઇ બ્રહ્મચર્ય મન્નિ,
તેહનઇ હૂં કૃપા કરૂં. માર્કણ્ડ! માનિ વચન્ન. ૩

કર્તા-હર્તા હું વ્યાપક સવિ રૂપિ.
વરુણ-ધર્મ-કશ્યપ, ધાતા યજ્ઞસ્વરૂપ. ૪
ચન્દ્ર-આદિત્ય અનઇ પૃથ્વીપતિ ભૂપ.
[માર્કણ્ડ! જાણ્ય એ સહૂ માહરૂં રૂપ.] ૫
[વિરાટ માહરૂં રૂપ] વ્યાપક કિહિવાઇ
પૃથ્વી ચરણ જાણીઇ મન માંહિ. ૬
સૂર્ય-ચન્દ્ર, એહ તુ માહરાં લોચન.
મસ્તક મુઝ આકાશ, માનિ વચન. ૭
પ્રસ્વેદ તે જલ. સ્વર્ગ માહરૂં શરીર.
મન તે માહરૂ વાઇ.' બોલ્યા શ્યામશરીર. ૮
'અગ્નિ-દેવ-યજન-કર્મના મર્મ જેહ,
તે ભણી મુહનઇ પામઈ; નહીં સન્દેહ. ૯
ક્ષત્રી, વૈશ્ય, શૂદ્ર, સવિ પર્વત ધરાઇ,
સમુદ્ર, વનસ્પતિ મુઝ રૂપ કિહિવાઇ. ૧૦
શેષરૂપિ સહસ્ર ફણાઇ પૃથ્વી ધરૂં.
હું વલી વિપ્રની દેહ થકી ઊચરૂં. ૧૧
ધરા બૂડતી ધરી વારાહ-સ્વરૂપિ.
દૈત્ય હિરણ્યાક્ષ મારયુ પ્રૌઢ-રૂપ. ૧૨
વલી અગ્નિ પ્રગટાવ્યુ કરવા દહન્ન.
વલી વિપ્ર મઇ કીધા વદનિ. ૧૩
પાણિઇ ક્ષત્રી; વૈશ્ય જંઘાથી ઉત્પન્ન.
પાગ થકી શૂદ્રજ. માનુ વચન્ન. ૧૪
મુખનઇ સ્તવઇ વિપ્ર. ક્ષત્રી પાણિ-પૂજન્ન.
વૈશ્ય ભજઇ જંઘા. શૂદ્ર પાગિ વન્દન. ૧૫
ઋગ્વેદ અનઇં સામ, અથર્વ, યજુર્વેદ;
તે મઇ પ્રગટ કીધા. ઋષિ જાણઇ ભેદ. ૧૬

વલી શાન્ત ગુણિ આત્મા જિતાઇ એહ.
કામ–ક્રોધ મેલા, પાપ કરઇ તેહ. ૧૭
યૈ બ્રહ્મજ્ઞાની કરઇ મુઝ ચિન્તન,
મુઝ પદ એહનઇ પમાડ઼, મુનિજન! ૧૮
ગ્રહ–નક્ષત્રાદિક ચલકઇ ઝાઝ (?),
તે વિચિત્ર માહ્‌રી સૃષ્ટિ જાણીઇ નિરધાર. ૧૯
જે જન કરઇ કર્મ અનઇ વિકર્મ,
દણ્ડદાતા તેહનુ હું રાજા ધર્મ. ૨૦
ધર્મ–શીલ–દયા–ક્ષમા હુઇ જેહ્‌નઇ મન્નિ,
મુઝ ગતિ પામશિ તેહ, માને, મુનિ જન્ન! ૨૧
કામ–ક્રોધ–લોભ–માયા–અનાચાર હોઇ,
તેહ તુ મુહુનઇ નવિ પામિ, જાણે તૂં ગોઇ. ૨૨
ધર્મહાનિ થાશિ, દાનવ પ્રગટશિ અપાર,
તવ હું અવતાર ધરી કરૂં સંહાર. ૨૩
કૃતયુગ માહિ શ્વેત, ત્રેતા માહિ રક્ત રૂપ,
દ્વાપર માહિ પીત, કલિમા કૃષ્ણસ્વરૂપ. ૨૪
કલિનઇ અન્તે માહ્‌રા બહુ છઇ નામ.
( પણિ ) મુહુનઇ જાણઇ નહીં કોઇ, કિહા રહઇ ઠામિ. ૨૫
દેહ આપ્યુ તે જાણીઇ શુભ કરવા કર્મ,
ઘણા દિવસ નવિ જાણ્યૂં, અન્યથા કીધુ મર્મ. ૨૬
રે માર્કણ્ડ! પૂર્વે તુહુનઇ આપ્યૂ વરદાન,
'માહ્‌રા તુહુનઇ પૂજશિ,' ઇમ કહ્યુ ભગવાનિ. ૨૭
'મઇં તુહુનઇ દેખાડ્યૂ, મુઝ દેહિ જેહ,
જિહારઇ પ્રલય પ્રગટશિ, તિહારઇ તૂં તેહ. ૨૮
માહ્‌રા દેહ વિસઇથી બહુ સ્વરૂપજ થાશિ.
ધરા માહિ પ્રજાનુ વિસ્તારજ થાશિ. ૨૯

અપ, તેજ, વાયુ નઈં આકાશ સવિ હોઇ,'
ઇમ કહી અન્તર્ધાન હરિ હવા સોઇ. ૩૦

તિહાર પૂઠે વિસ્મે હૂં પામ્યુ મન્નિ.
જોયૂં તો પ્રગ્ન બહુ દીઠી લોચન્નિ. ૩૧

તે માટઇ સાંભલિ, જ્યુધિષ્ઠિર રાઇ'
તે સ્વરૂપ તે આ કૃષ્ણ કહિવાઇ. ૩૨

તાહરુ સમન્ધી, રાઇ! હરિ જુગજીવન,
એણઇ મુહુનઇ આપ્યૂં'તૂં નિજ-દર્શન. ૩૩

સર્વ-ઉત્પન્ન-કર્તા-હર્તા જ્યદુરાઇ.
મુહુનઇ જ્ઞાન સાંભરયૂં જવ દર્શન થાઇ. ૩૪

પ્રાણીમાત્રનુ પિતા-માતા છઇ એહ.
તમ્યો સહુ શરણિ એહ, મનિ તિજો સન્દેહ." ૩૫

એહવા માર્કંડના સાંભલી વચન્ન,
પાચિ પાણ્ડવ-દ્રુપદીઇં કરયૂ વન્દન્ન. ૩૬

તિહારપછઇ સ્વાગત કીધૂં અપાર.
વલી માર્કંડ પ્રતિ બોલ્યા રાજકુમાર, ૩૭

"કેરિ કલિના ધર્મનુ કુહુ વિસ્તાર.
કિહિવૂં આચરણ નઇ કિહિવુ આહાર?" ૩૮

વલી માર્કંડ બોલઇ તિહા મુનિજન્ન,
"મહા પાતક નાહૂગિ તે કથા કહૂં પાવન્ન. ૩૯

ધર્મ કલિના કહૂં, સાંભલિ, રાઇ'
સ્થિર બુદ્ધિ કરી, આનન્દ ધરી મન માહિં." ૪૦

૨૮૫૬

---

### કડવું ૯૭ મું—રાગ એજ

કહિ છઇ માર્કણ્ડે રાજાનઇ, "કૃતયુગનુ મહિમાઇ;
ચ્યારિ ચરણ ધર્મનાં. પાઇ લેશ નવિ કિહિવાઇ.
ત્રેતાઇ ધર્મનાં ત્રણિ કહીઇ; નઇ દ્વાપરમાં દય હોઇ.
કલિનઇ વિસઇ ચરણ ઇક ધર્મનુ. ક્ષીણપુણ્ય સવિ કોઇ.

પરાક્રમ થોડૂં, બલબુદ્ધિ થોડાં, આયુશ થોડૂં, રાઇ!
બાહ્ય ધર્મ ચ્યારિ વર્ણ કરશિ. જ્ઞાન ન અન્તર માંહિ.
સત્ય જાશિ. આયુશ ક્ષીણ થાશિ. સદ્વિદ્યા નહીં હોઇ.
કામ વિસઇ આસક્તબુદ્ધિ નર-નારિ હોશિ સવિ કોઇ. ૪

અન્યોઅન્યિ મહા વૈર થાશિ. વર્ણસંકર ઉત્પન્ન.
વિપ્ર શૂદ્ર સરીખા હશિ. બ્રહ્મતેજ નહીં વદન્નિ. ૫
વલી કપટ કરીનઇ જીવશિ. બહુ કરશિ સ્ત્રી-પરસઙ્ગ.
મદ્ય-માંસ-આહારી, ધેનુવધ થાશિ ધર્મ તણુ ભઙ્ગ. ૬

સુરાપાન સરિતાનઇ ત્રટિ જૈ. લેઇ કર માંહિ કુડાર,
સવિ ઓષાધ છેદી નાંખશિ સાંભલિ, રાજકુમાર! ૭
પિતા-પુત્રની નહીં મર્યાદા યોગ નહીં રિહિ ધર્મ.
નિશાઇ ભોજન, વેદની નિન્દા કરશિ દ્વિજના તન્ન. ૮

યજ્ઞ નહીં. કરઇ કૃષીકર્મ. હલ મેલ્હશિ વસુધા માંહિ.
પિતાનઇ તાડન કરશિ. પુત્ર મારશિ પિતાઇ. ૯
મ્લેચ્છવત કૃપણ બુદ્ધિ મત્રિની થાશિ, હો રાઇ!
પરસ્ત્રી-સઙ્ગે મિલશિ; ભરશિ વૈતરણી માહિ. ૧૦

રાઇ પરસ્ત્રી મન્દિરિ રાખશિ; કરશિ બહુ અન્યાય.
વસુધાની રક્ષા નવિ કરશિ; પરધન હરશિ, રાઇ! ૧૧

× × × × ×

વિવાહ નહિ કરઇ કરીનઇ, જાણીઇ. થાશિ એહવુ પ્રકાર. ૧૨

ધનવૃદ્ધિ નઇ બાલબુદ્ધિ આહાર માટઇ કરશિ પાપ.
પછઇ ધર્મજ નહી રહઇ પ્રાણીમાત્રનઇ તાપ. ૧૩
સ્ત્રી પ્રવર્તઇ અન્ય પુરુષસ્યું. શ્રાદ્ધ-દેવ-અર્ચન્ન,
ગુરુ-શિષ્ય કો વાત નહિ જાણઇ નહી દેવ-દર્શન્ન. ૧૪
ષોડશ વર્ષનૂં આયુષ્ય થાશિ સપ્ત વર્ષની નારિ
ગર્ભ પામશિ. લઘુરઇ થશિ દેહ સવિ થશિ મ્લેચ્છાકારિ. ૧૫
બ્રહ્મત્વનુ ક્ષય, દેવત્વનુ ક્ષય શૂદ્ર હોશિ સવિ લોક.
ઇમ કલિ વ્યાપશિ. સરિતા ગિરિ જગિ થાશિ તિહા મહાશોક. ૧૬
થાશિ વિપ્રનઇ દણ્ડ આપવુ. ધર્મ મેહ્લશિ ગાઇ.
શૂદ્રની સેવા દ્વિજ કરશિ શૂદ્ર વક્તા, દ્વિજ શ્રોતાઇ. ૧૭
એહવુ કાલ હોશિ રાજા ! સુણિ ઇમ મેહ્લાશિ ધર્મ.
અકાલિ પુષ્પ અનઇ ફલ થાશિ, પાતકિ-યુગનૂ કર્મ. ૧૮
અકાલિ મેઘની વૃષ્ટિ થાશિ શૂદ્ર દેશિ વિપ્રનઇ આલ
મ્લેચ્છ વિપ્રપઇ દણ્ડજ લિહિશિ. અમર્યાદ થશિ ભૂપાલ ૧૯
ધનનઇ મોહિ સવિ મિત્રજ થાશિ તવ નક્ષત્ર-મણ્ડલ માહિ
અણુઆળા દીસઇ સહી ધક સૂર્ય-મણ્ડલ માહિ ૨૦
ભર્તાર તણુ સ્ત્રી દ્વેષ કરશિ ગ્રહણ ઘણા બહુ થાશિ
અતિથિનઇ દાન કુહુ નવિ આપઇ. લૂખા વચન બોલાશિ ૨૧
ભર્તાર સ્ત્રીનઇ મેહ્લી જાશિ, એહવુ દારુણ કાલ.
તેહ માટઇ ધર્મ ક્ષત્રીનુ, મોહ્લુ છઇ, ભૂપાલ ! ૨૨
ત્રણિ ગ્રહ એક રાશિ આવશિ, ચન્દ્ર-સૂર્ય-ગુરુ જેહ,
કૃતયુગ તણુ તવ આગમ થાશિ હરિ ધરશિ અશ્વનુ દેહ. ૨૩
કલ્કી પ્રગટી દૈત્ય મારશિ. તવ પ્રવર્તશિ બહુ ધર્મ.
દેવ-મહર્ષિ સવિ સુખ પામશિ, કરશિ નિજકુલ-કર્મ. ૨૪
મારી મ્લેચ્છ રાજિ આપશિ દ્વિજનઇ હામિહામિ વિપ્ર-આણાઇ.
સ્થાપિ વર્ણ તન ધર્મિ ચાલશિ, જિહાંગઇ કૃતજુગ થાઇ. ૨૫

સાંભલિ, જ્યુધિષ્ઠિર! એમ વર્તશિ સવિ ધર્મ કહ્યુ, રાઇ!
ઇમ ઘણા જુગ નયણે દીઠા. તેહ્‌ની સઙ્ખ્યા કહી નવિ જાઇ. ૨૬
કુલ–ધર્મ આચરઇ ઇહ લોકે, સુખ પરલોકે કિહિવાઇ.
તે માટઇ દ્વિજસેવ–સમાને અધિકુ ધર્મ નથી, રાઇ!" ૨૭
કહઇ જ્યુધિષ્ઠિર, "કિહુ ધર્મ આચરૂં?" બોલ્યા મુનિજી વચન્ન,
"દયા–ક્ષમા, નિજ સ્વજન પ્રજા લિહિ, મોહ્‌ટુ ધર્મ, રાજન્ન! ૨૮
દુઃખ મ ધરેશ, ચિન્તા ન કરેશ. સવિ આધીન છઇ દૈવ.
તે માટઇ તાહ્‌રુ ધર્મ આચરે, જ્યુધિષ્ઠિર! કહૂં અશ્વમેવ." ૨૯
એહ્‌વી કથા માર્કણ્ડે કહી, તિહા હરખ્યાં જ્યુધિષ્ઠિર રાઇ.
તિહાર પૂઠે શી કથા હશિ, સુણિ, જનમેજે! કિહિ ઋષિરાઇ. ૩૦

૨૮૮૬

---

## કડવું ૯૮ મું—રાગ એજ

રાઇ જ્યુધિષ્ઠિર ઇમ ઊચરઇ, "મુહુનઇ કુહુ, મુનિજન્ન!
દ્વિજના ધર્મનુ મોહ્‌ટુ મહિમા." સુણતાં હરખિઉ મન્નિ. ૧
માર્કણ્ડ મુનિ પછિ બોલિઆ, "રે સુણિ, જ્યુધિષ્ઠિર રાઇ!
એક પરીક્ષિત રાજા હોઉ, તે અયોધ્યાનુ કિહિવાઇ. ૨
તે રાજા વનિ મૃગયા ગયુ, વેગલુ ત્રાહુ કુરઙ્ગ.
પછઇ થાક્યુ રાઇ દુઃખી થયુ, જલતૃષાઇ પ્રભવ્યુ અઙ્ગ. ૩
એહ્‌વઇ નવપલ્લવ વન નિરખિઉં. તે માંહિ કીધુ પ્રવેશ.
સરોવર–વૃક્ષ સોહામણાં. અશ્વથં ઊતરયુ નરેશ. ૪
સરનૂં જલ રાઇ પ્રાશિઉં; ત્રટિ હય કરિઉ બન્ધન્ન.
ક્ષણેક રાજાઇ શયન કરયૂં. એહ્‌વઇ ગાન થયૂં ઉત્પન્ન. ૫
તિહારઇ વિસ્મે મનિ પામિઉ, કુહુ નારી તણુ સ્વર હોઇ.
પછઇ ઊઠી લાગુ નિરખવા; એહ્‌વઇ કન્યા દીઠી સોઇ. ૬

પૂરૂ લિહિતી છાંણિ માહિ. ગાઇ સમીપિ ગયુ તે નારિ;
'તૂં કવણ સ્ત્રી ? કુહુની કુમારી એકલી વન મુઝારિ ?' ૭
તિહારઇં બોલી કામિની, 'હૂં કન્યા છૂ, ગજન્ન '
તે રૂપિ સુન્દર દામિની, ભામિની મૃગલોચન્ન. ૮

ગજા કહઇ, 'વરે મુહુનઇ' તિહારઇ કન્યા બોલી વચન્ન.
'કાઇ સમે કરિ તુ વરૂ તુહુનઇ.' તિહારઇ બોલિઉ રાજન્ન, ૯
'તૂ જે કહઇ તે કરૂ સહી,' આસક્ત થયુ બહુ ગાઇ.
'મુહુનઇ જલાશ્રય ન દેખાડવુ,' ઇમ વાક્ય કહઇ કન્યાઇ. ૧૦

રાજા કહઇ, 'તુહુનઇ નહિ દેખાડ જલાશ્રય લોચનિ'
તિહાર પૂંકે કન્યા વરી તે સ્થાનકિ રહ્યુ રાજન્ન. ૧૧
એહવઇ સેના આવી ચતુરઙ્ગિણી, તે પોતાના વન માહિ.
શિબિકાઇ બઇસારી કામિની, આવ્યુ અયોધ્યા નગરી માહિ ૧૨
પછઇ અહર્નિશ ક્રીડા કરઇ અન્ય કોઇ ન જાણઇ, ગાઇ!
સ્ત્રી-આસક્ત અતિ ઘણૂ કુહુની સુણઇ નહી વાર્તાઇ. ૧૩

પ્રધાનેં ચિત્ત માહિ વિચારી એક રચાવી વાટિકાઇ.
જેહમાહિ અનેક ફલ, પૂરૂ-દ્રુમ બહુ, તેહની શોભા કહી નવિ જાઇ. ૧૪
પછઇ ગજાનઇ વીનતી કરી, 'વાટિકા કરી ઉત્પન્ન'
રાઇ રાણીનઇ તેડી આવ્યા, દેખી હર્ષ પામ્યા મન્નિ ૧૫
વાટિકા માહિ ક્રીડા કરઇ રાઇ, ભોગવઇ વિવિધ વિલાસ.
ક્ષુધા-તૃષાઇ પીડિઉ, દીઠૂં દ્વાર ચન્દ્રાભાસ ૧૬

તેહનઇ મુક્તાફલ-તોરણ ઘણા. એહવૂં મન્દિર દીઠૂં રાઇ.
પછઇ સુગ્મે માહિ પ્રવેશ કીધુ, તુ વાપી મન્દિર માહિ. ૧૭
તેહનઇ ત્રટિ જૈ નિરખવાનઇ લાગા સ્ત્રી-ભર્તાર.
કામિની કહઇ, 'જલ વિસઇ, રાજા! તરૂ હૂ નિરધાર.' ૧૮
રાજાઇ આપી આગન્યા, જલ માહિ ઝમ્પાવ્યૂં નારિં.
ઘટી દય ઘટી થૈ સહી પણિ ફેરિ ન આવી બાહિરિ. ૧૯

તિહારઇ રાય શોકાતુર થયુ. જાણ્યું, 'નારી પામી મરણ.'
ધીવરનઇ તેડાવિઆ; આવી લાગઇ રાઇનઇ ચરણિ. ૨૦
'અરે કાઢુ જલ વાપી તણૂં, રાણી પડી એ માંહિ'
પછિ અમ્બુ સર્વ નખાવિઉં: દીઠ મણ્ડૂક-દર્શન થાઇ. ૨૧
તેહનૂં ઉદર મોહટૂં, દીઠ દેહ, રાજાઇ દીઠૂં લોચન્નિ.
જાણ્યૂં, 'મણ્ડુકિ ગ્રહી મુઝ કામિની; એહનઇ પમાડૂં પતન.' ૨૨
રાજાઇ સેવકનઇ કહ્યૂં, 'પૃથ્વી માંહિ મણ્ડુક હોઇ,
સોધ કરીનઇ મારજ્યો.' નાશ સુણી મણ્ડુક સવિ કોઇ. ૨૩
જિહાં મણ્ડૂક તણુ રાજા હતુ, તિહાં સર્વે કરયું રુદન.
તેણઇ વેષ બ્રાહ્મણ તણુ ધરી આવિઉ જિહાં રાજન ૨૪
રાજા પ્રતિ જે બોલિઉ, 'રે સુણો, પરીક્ષિત રાય!
તમ્યો મણ્ડુક બહુનઇ મારિઆ, તે પાપ સઞ્ચે થાઇ.' ૨૫
તિહારઇ મહિપતિ બોલિઉ, 'મુઝ નારી કરી પ્રાશન.
તેણઇ નાશ ટાલેશ મણ્ડુકનૂં. તૂં સાંભલિ, દ્વિજના તન!' ૨૬
મણ્ડુકરાજાઇં જાણિઉં જે, 'ન્યાતિનુ આણિઉ અન્ત;'
'અરે મણ્ડક કેરુ હૂં રાજિઉ. તૂં રાજા! માને ચિત્તિ. ૨૭
એ જલ વિસઇ જે મરણ પામી; જાણ્યૂં તઇ જે, રાઇ!
એ સુતા માહરી જાણન્યે. તૂં કાયર મનિ કાં થાઇ? ૨૮
એણઇં ઘણા રાઇ દુઃખી કીધા. સ્ત્રીનુ શુ વિશ્વાસ?'
રાજા કહઇ, 'દેખાડિ સુતનઇ, તુ મુઝ પુહુચઇ આશ.' ૨૯
પછિં મણ્ડૂકેં આણી આપી. રાજાની કરી સેવાઇ.
તે પુત્રીનઇ તાતેં શાપ દીધુ, ક્રોધ ધરી મન માંહિ, ૩૦
'સન્તાન તાહરઇ જે હશિ, બ્રહ્મણ્યનૂં નહીં તેજ.'
ઇમ શાપ દેઇનઇ પિતા ગયુ, રાઇનઇ પ્રગટ્યૂં હેજ. ૩૧
વલી રાજા બહુ ક્રીડા કરઇ. હોઆ ત્રણિ પુત્ર સન્તાનઃ
એક શલ નઇ બીજુ દલ સહી; બલ ત્રીજાનૂં અભિધાન. ૩૨

પછઇ જ્યેષ્ટ શલનઇ રાજિ આપ્યૂં, પિતાઇ કરી કૃપાઇ.
પરીક્ષિત તપનઇં વનિ ગયુ. તૂં સુણે, જ્યુધિષ્ઠિર રાઇ ! ૩૩
શલ રાઇ રાજિ કરઇ સહી એક વાર રથ-વાહન
રાજા કરી મૃગયાઇ ગયુ; એક મૃગ દીઠુ લોચનિ. ૩૪

સુતનઇ તવ રાજા કહઇ, 'અશ્વ ખેડિ. એ મૃગ જાઇ.'
જન્તાર કહઇ રાજા પ્રતિ, 'એ કુરઙ્ગ નહીં ગ્રિહિવાઇ. ૩૫
જુ વામદેવના અશ્વ રથિ હુઇ તુ એહ મૃગ ગ્રિહિવાઇ.'
રાજા કહઇ, 'તે કવણ સ્થાનકિ ? સત્ય કિહિ વાર્તાઇ.' ૩૬

સારથિ કહઇ, 'જુ કહૂં આહિ, તુ શાપ દિઇ મુનિજન.'
તવ રાઇ કહઇ, 'જુ નહીં કહઇ, તુ કરેશ શિર-છેદન. ૩૭
તવ ભય કરી રથ હાંકિઉ જિહાં વામદેવનૂં વન.
મનવેગના તિહાં અશ્વ છઇ. સત્ય માનજ્યો, રાજન ! ૩૮

વામદેવનઇ આશ્રમિ આવ્યા; ઋષિ પૂજિઆ તિહા રાઇ.
'અહ્મ વન વિસઇ કિમ આવિઆ ? સત્ય કુહુ મુહુનઇ વાર્તાઇ.' ૩૯
રાજા કહઇ, 'મૃગયા વિસઇ મઇ મેહ્લ્યૂં તન માહિ બાણ.
તે સાયક ભેદી તન વિસઇ મૃગ નાહ્ઠુ છઇ નિરવાણ ૪૦

તેણઇં ક્ષત્રીનુ ધર્મ રહઇ નહીં, બાણ વાગઇ મૃગ લેઇ જાઇ.
તહ્મ અશ્વ તણુ વેગ છઇ ઘણુ. તે માટઇ કરુ કૃપાઇ.' ૪૧
વામદેવ કહઇ, 'આપૂ સહી; પણિ કાર્ય તાહરૂ થાઇ,
તવ અશ્વ માહરુ આપજ્યે.' લેઇ મૃગયા ચાલિઉ રાઇ. ૪૨

રાઇ પ્રધાનનિ કહ્યૂં સહી, 'આ આપણિ યોગ્ય તુરઙ્ગ.
વામદેવનઇ નહીં આપીઇ. દેખી મનમાં પામિઉ રઙ્ગ.' ૪૩
મૃગ મારી નગરિ આવિઉ; પોતઇ અશ્વ રાખ્યા રાઇ.
વામદેવનઇ ચિન્તા પ્રગટી અશ્વની વન માંહિ. ૪૪
એક માસ વિલસ્યું, તિહારઇ બોલિઆ મુનિજન.
શિષ્ય પ્રતિ બોલિઆ ઋષિ, 'હો અત્રિના નન્દન ! ૪૫

રાજા શલનઇ કિહિ જઈ, તાહરૂં કાર્ય થયૂં નિષ્પન્ન.
મુઝ ગુરુના અશ્વ આપુ તમ્યો, એહ્વૂં જૈ કિહિજ્યે વચન.' ૪૬
શિષ્ય ગયુ રાજા પ્રતિ, જિહાં બઇઠુ રાજ સભાઇ;
રાજા પ્રતિ જૈ બોલિઉ, 'તૂં પૃથ્વીપતિ કિહિવાઇ. ૪૭

મુઝ ગુરુ તણા અશ્વ આપીઇ' તવ બોલિઆ તિહાં રાઇ,
'એ અશ્વ દ્વિજનઇ યોગ્ય નથી. સ્વામિ! ઘટઇ ગજસભાઇ. ૪૮
અરે ભિક્ષુકનઇં એ નવિ ઘટઇ.' એહ્વૂં સુણી અત્રિના તનિ
વામદેવનઇ જૈ નિરૂપ્યૂં, તિહારઇ ક્રોધ પ્રગટયુ મનિ ૪૯

વામદેવ તિહાં આવિઆ મહા ક્રોધ કરી તેણી વાર;
સભા માહિ જૈ બોલિઆ, 'અરે હ્યાવિ મુઝ તોખાર. ૫૦
કુણુ પાપી કૃત્ય હામ નવિ કરઇ. એ વરણુના છિ તુરંગ
તેણઇ વરણ તુહુનઇં મારશિ કાં કરે ગાજિ તણુ ભઙ્ગ?' ૫૧

'વિપ્રનઇ અશ્વજ નવિ ઘટઇ; હુઇ વૃષભનૂં વાહન.
વેદ-અધ્યયન, તપશ્ચર્યા નઇ કષ્ટૂં નિજ તન' ૫૨
વામદેવ કહઇ, 'વેદનઇ ધરૂં; કરૂ સઘલાં કર્મ,
અનઇં રાજ-વૃત્તિ અહ્મ થકી. અમ્યો કરૂં અશ્વવાહન.' ૫૩

રાજા કહઇ, 'ગર્ધવ ઘટઇ. એ ક્ષત્રીનઇ હુઇ હારિ.'
વામદેવ તવ ક્રોધ પામિઆ, 'શુ ગર્વ? તુહુનઇ ધિક્કાર ૫૪
અરે વિપ્રનઇં નથી જાણતુ ગર્વે થયુ અજ્ઞાન.
એહ્વા પાપી ન્યાય પામ્યા ઘણા તૂં મૂર્ખ છઇ, રાજાન! ૫૫

અરે તાહ્રરા મરણ-કારણિ પ્રગટયા રાક્ષસ ચ્યારિ.'
તવ રાજા કિહિ, 'તુહુનઇ વિપ્ર જાણઇ, ધિક તેહ્નુ અવતાર. ૫૬
તવ ક્રોધ પામી વામદેવ કિહિ, 'જોજ્યે દ્વિજ-મહિમાઇ.'
એહ્વઇ પૃથ્વીમાં થૈ ગર્જના; ક્રૂર રાક્ષસ પ્રગટજ થાઇઃ ૫૭
ત્રિશૂલ, મુદ્ગર, જટલ, ફરશી. પ્રૌઢ દેહ, વદન.
તોહી રાજા કહઇ, 'હૂં અશ્વ નાપૂં. હૂં સૂર્યવંશિ ઉત્પન્ન.' ૫૮

એહવૂં સાભલી રાક્ષસેં સહસ્રધા કીધુ દેહ.
મારી અન્તર્ધાન થયુ; તેહમાહિ નહીં સન્દેહ. ૫૯
તવ પ્રધાન–સેનાપતિઇ મિલી દલનઇ આપ્યૂં રાજ્ય.
તવ વામદેવ વલી બોલિઆ, 'અશ્વ લ્યાવિ, કરિ મુઝ કાજ્ય.' ૬૦
સુણી ક્રોધ પ્રગટિઉ ભ્રાતનઇ; દુ:ખ પામિઉ રાઇ.
એક વિષભર્યૂં બાણ સારથિઇ અણાવ્યૂં તવ રાઇ. ૬૧
તે વામદેવનઇ મારવા ધનુષે પ્રયોજ્યૂં રાઇ.
ઋષિ કહઇ, 'એહ બાણે સેનજિત તણુ વધ થાઇ.' ૬૨
જૈ બાણ વાગૂં પુત્રનઇ તે ક્ષણમા પામિઉ મરણ.
વલી બીજૂં બાણ અણાવિઉ, જવ પુત્ર પડિઉ ધરણિં. ૬૩
તે બાણ જિહારઇ નાખિઉં, વામદેવ બોલ્યા વચન,
'તાહરી સ્ત્રીનઇ શર સ્પર્શ કરજ્યો.' તે તિમ થયૂં, રાજન! ૬૪
તવ રાણીઇ જાણ્યૂં મહી, 'બ્રહ્મ–તેજ અધિકૂં હોઇ.'
તે સાધ્વી આવી ચરણિ લાગી, સ્તુતિ કરી સવિ કોઇ. ૬૫
વામદેવ કિહિ, 'ધનિ સાધવી! કાઇ માગિ તૂ વરદાન.
તવ રાણી કિહિ, 'જેહવૂ કર્યૂ, તેહવૂ પામિઉ રાજાન. ૬૬
જુ વર આપુ કૃપા કરી, તુ મુઝ પુત્ર જીવતુ થાઇ.
તવ મહાપુરષે કરુણા કરી, જાગૃત કરિઉ ક્ષણ માહિ ૬૭
પછઇ રાઇ સ્તુતિ કરી, અશ્વ આણી મેહલ્યુ પાઇ.
તવ વામદેવ મુનિ પધાર્યા તૂ સુણિ, જ્યુધિષ્ઠિર રાઇ' ૬૮

ઊથલુ

સુણિ, જ્યુધિષ્ઠિર રાઇ રે! દ્વિજનૂ માહાત્મ્ય મોહટૂં હોઇ."
તે કથા સુન્દર સાભલી, આનન્દિઆ સવિ કોઇ. ૬૯
૨૯૫૫

---

## કડવું ૯૯ મું—રાગ એજ

રાજા જ્યુધિષ્ટિર ઉચરઇ, "સુન્દર કથા એ મુઝ મનિ ઠરઇ."
વીનતી કરેઇ જ્યુધિષ્ટિર રાઇ રે, ૧
"તહ્ન થકી વૃદ્ધ કો છઇ, મુનિજન? સત્ય કરી મુહુનઇ કુહુ વચન.
મન માહરૂં સાંભલવા કયાઇ રે. ૨

ઢાલ-કથા સમ્ભલાનુ મુહુનઇ, તહ્ન થકી કવણ વૃદ્ધ હોઇ?"
પછઇ મુનિ માર્કંડ બોલ્યા, "સાંભલિ, જ્યુધિષ્ટિર! સોઇ. ૩
એક ઇન્દ્રદ્યુમ્ન રાજા હૂઉ. પામ્યુ તે સ્વર્ગભવન્ન.
પુણ્ય જિહારઇ ક્ષીણ થયૂં, વસુધાં પડિઉ રાજન્ન. ૪
તેહ્નની કીર્તિ પૃથ્વી સ્થકી ગૈ, તિહારઇ પડ્યુ તે રાઇ.
તેણઇ મુહ્નનઇ આવી પૂછ્યૂં. 'તૂં વૃદ્ધ મુનિ કિહિવાઇ. ૫
મુઝ નામ જાણુ કિહિ નહીં?' તવ મઇં કહ્યુ નાકાર.
રાજા કહઇ, 'તું'થી વૃદ્ધ કો છઇ? કિહિ મુહુનઇં આ વાર.' ૬
તિહારઇ હૂં બોલ્યુ સહી, 'એક ઉલૂક પ્રાવારકરણ.
તેહ મુઝથી વૃદ્ધ છઇ. તેહ્નનઇ વેગલૂં છઇ મરણ. ૭
તે તુહુનઇ જાણતુ હશિ.' રાઇ કરયૂં અશ્વ-વાહન્ન.
મુહુનઇ બઇસારી લેઇ ગયુ, જે ભૂપ ઇન્દ્રદ્યુમન્ન. ૮
હેમાચલ વિમઇ આવીનઇ ઉલૂકિ પૂછ્યૂં, રાઇ'
'મુહુનઇ ઉલખઇ છઇ? કિહિ સહી.' તેણઇ ધ્યાન ધર્યૂં મન માહિ. ૯
વિચારી ઉલૂકજ બોલિઉ, 'નથી જાણતુ તુહુનઇ, રાઇ!'
રાજા કહઇ, 'તુઝથી કવણ વૃદ્ધ, તે કિહિ મુહુનઇ વાર્તાઇ.' ૧૦
ઉલૂક કિહિ, 'આગઇ સરોવર વિસઇ બક એકજ હોઇ.'
તવ ત્રણિ જણિ જૈ પૂછિઉં', નાડીજંઘનઇ જોઇ. ૧૧
ઇન્દ્રદ્યુમ્ન કહઇ તેહ્નનઇ, 'બક! ઉલખઇ છઇ આહિ?
ના કહી બગલઇ. તિહાં પોતઇ પૂછ્યુ તેહ સર માહિ. ૧૨

'તૂં થકી કુણ વૃદ્ધ છઇ ?' નાડીજંઘ કહઇ, 'નિરધાર.
આ સાન્નિધ્યિ કચ્છપ એક છઇ, અકૂપાર નામ વિચારિ.' ૧૩
સવિ તેહ કહ્નિ આવ્યા સહી. ત્રટિ રહ્યા જેહ્વા ત્યાહિ,
એહ્વઇ જલથુ કચ્છપ આવિઉ. હર્ષ્યાં સવિ મન માહિ. ૧૪
અકૂપાર પ્રતિ વચન મઇ પૂછ્યૂં, જ્યુધિષ્ઠિર રાઇ !
જે, 'ઇન્દ્રદ્યુમ્નઇ ઉલખઇ છઇ ?' તેણઇ વિચારયૂં મન માંહિ. ૧૫
એક મુહૂર્ત ધ્યાન ધરી જોયૂં; કીધૂં મહા રુદન.
દેહ કાંપીનઇ બોલિઉ, 'અરે ઇન્દ્રદ્યુમ્ન રાજન ! ૧૬
એ રાજાનઇ કિમ ન જાણું ? એણઇ કીર્તિ કીધી અપાર.
બહુ ધેનુ આપી દ્વિજ પ્રતિ, તેહ્નુ ન જાણૂં પાર. ૧૭
તે ગાયનઇ ચરણે કરી સરોવર થયૂં છે એહ.'
એહ્વૂં વચન કચ્છપ બોલિઉ તિહારઇ કીર્તિ ચાલી તેહ. ૧૮
તે કીર્તિ સ્વર્ગ માહિ સઞ્ચરી; તિહારઇ કિંકિણીની ઝાલિ
ઇન્દ્રલોકથી રથ આવિઉ બઇસારવા ભૂપાલ. ૧૯
રથિ ઇન્દ્રદ્યુમ્ન બઇઠ સહી. આકાશવાણી થાઇ,
'તુઝ કીર્તિ તિહા જૈ સ્વર્ગિ રહી. હવી દેવની આજ્ઞાઇ. ૨૦
તે માટઇ ધર્મી હોઇ તેહનુ પૃથ્વીઇ યશ બોલાઇ.
તિહારઇ સ્વર્ગિ વાસ વસઇ, એહ્વી દેવની આજ્ઞાઇ. ૨૧
પાપી નરકિ પડિ સહી, જેહ્ની પાપકીર્તિ તા હોઇ.'
પછિ ઇન્દ્રદ્યુમ્ન અહ્ન દેખતા સ્વર્ગિ ગયુ તે સોઇ. ૨૨
તવ કચ્છપ, બક નઇં ઉલૂક, તે ગયા આપણઇ સ્થાનિ,
જિમ નૃગ રાજા મોકલ્યુ સ્વર્ગ માહિ શ્રીભગવાનિ. ૨૩
એ ઇન્દ્રદ્યુમ્ન તણી કથા સાભલઇ નર નઇ નારિ,
તેહ્નઇ સ્વર્ગિ વાસ હુઇ સહી. તૂં સાભલિ, કુન્તીકુમાર !" ૨૪
તવ રાઇ જ્યુધિષ્ઠિર બોલિઆ, " રે માર્કણ્ડ મુનિજન !
ઇક્ષ્વાકુવંશ વિસઇ હોઉ જે કુવલાશ્વ રાજન, ૨૫

તેહનૂં નામ ધુન્ધુમાર હવૂં કિમ ? સન્દેહ મોહટુ મુઝ એહ ''
માર્કણ્ડ મુનિ તવ બોલિઆ, " તુઝનઇ કહૂં વિસ્તારી તેહ ૨૬
એક બ્રાહ્મણ મરુસ્થલીઇ હોઉ ઉદઙ્ક તેહનૂં નામ
તેણઇ તપશ્ચર્યા બહુ કરી, શ્રીવિષ્ણુજીનઇ કામિ ૨૭
હરિઇ દર્શન આપિઉં. તેણઇ સ્તુતિ કીધી અપાર, /
' તુહ્નનઇ વેદ, પ્રભુજી ! નવિ પામઇ સવિતુ સરજણહાર ૨૮
તૂં અકલગતિ ઇશ્વર સહી બ્રહ્મા તઇં સરજ્યા, દેવ !
આકાશ તાહરૂ શીસ, પ્રભુ ! મુહ્નનઈં જ્ઞાન છઇ અશ્વમેવ ૨૯
ચન્દ્ર, સૂર્ય બિ નેત્ર તાહરા વાયુ તાહરુ છઇ શ્વાસ
તેજ તાહરૂ અગ્નિ કહીઇ, વ્યાપક સર્વાવાસિ ૩૦
દિશિ બાહિ તાહરી, કૂખિ સાગિર પર્વત જંઘા હોઇ
સ્વર્ગ નાભિ નઇ ચરણ પૃથિવી રોમ વૃક્ષ સવિ કોઇ. ૩૧
દેવ, દાનવ, યક્ષ, પન્નગ સેવઇ તુહ્નનઇ, જુગદીશ !
મહાયોગી ધ્યાનિ, પરમજ્ઞાની ધ્યાઇ તુહ્નનઇ, મુનિ ! ૩૨
રાવણાદિ તઇં દુષ્ટ મારયા કર્તાહર્તા સ્વામિ !
તાહરી વેદ ગતિ જાણઇ નહીં ચૌદ લોક તાહરઇ નામિ ' ૩૩
ઉદઙ્કિ એહવી સ્તુતિ કરી, તિહારઇ હરિ થયા પ્રસન્ન.
' તૂ માગિ, વર આપૂં તુહ્નનઇ, દ્વિજ ! ઇચ્છા હુઇ જે મનિ ' ૩૪
ઉદઙ્કિ કહિ, ' સ્વદેહિ મુઝનઇ કરી, પ્રભુજી ! કૃપાઇ,
તુ હાવિ હૂં શ પ્રારથૂ ? તૂ સાભલિ, વૈકુણ્ઠરાઇ !' ૩૫
હરિ કહઇ, ' તૂ માગિ મુઝ કહિ હૂં થયુ છૂં પ્રસન્ન.'
ઉદઙ્કિ કહિ, ' સત્ય, ધર્મ, દમ, તેહ વિધિ નિર્મલ મન્ન ૩૬
અભ્યાસથી હૂં પડૂં નહી, નઇ ચલઇ નહી મુઝ જ્ઞાન.'
હરિ કહઇ, ' આપૂં સહી પણિ કરે માહરૂં વચન્ન. ૩૭
એક દૈત્ય દારુણ ઊપનુ, વિશ્વનુ કરવા અન્ત.
તે ઘોર તપ માડઇ સહી,' ઇમ બોલિઆ ભગવન્ત. ૩૮

'તેહ્નઇ કવણ મરણ પમાડશિ? જે ઇક્ષ્વાકુવંશનુ રાય,
બૃહદશ્વ તણુ કુવલાશ્વ નૃપ, મુઝ યોગ-બલની કૃપાઇ. ૩૯
માહરા યોગ્ય-બલનઇ પામશિ. તેહ્નઇ, ઉદંકુ! કિહિજ્યે વચન્ન.
ધુન્ધુમાર તે થાશિ,' દીધી આશ જુગજીવનિ ૪૦

ઇમ દ્વિજનિ આપી આગન્યા હરિ થયા અન્તર્ધાન.
તવ જનમેજે બોલ્યા મહી, તે કવણ વંશિ રાજાન? ૪૧
વૈશમ્પાયન કિહિ વીનતી, તૂ સુણિ, જનમેજે રાય!
ઇક્ષ્વાકુનઇ વંશિ પુત્ર નામે કાકુત્સ્થ ભડ કિહિવાઇ ૪૨

તેહ્નઇ પુત્ર ઇક પૃથુ હોઉ. તેહ્નુ વિશ્વગશ્વ કુમાર
તેહ્નુ સુત જે આર્દ્ર રાજા, એહની કીર્તિ ધરા મુઝારિ. ૪૩
યુવનાશ્વ સુત તેહ્નઇ હોઉ તેહ્નુ માન્ધાતા રાજન્ન.
તેહ્નુ બૃહદશ્વ જાણજ્યે, હો પરીક્ષિતના તન્ન! ૪૪

બૃહદશ્વનુ-કુવલાશ્વ કહીઇ મહાબલિઉ તે રાઇ
એકવીસ મહસ્ર પુત્ર તેહ્નઇ, મહાપ્રાક્રમી કિહિવાઇ. ૪૫
ધનુર્વિદ્યાવન્ત તે પૂરા. તે કવણિ ન જીત્યા જાઇ
રાજાઇ બલિઉ પુત્ર જાણી કુવલાશ્વનઇ નગર માહિ, ૪૬

બૃહદશ્વ રાજ્ય આપી કરી તપનઇ ગયુ તે વન્નિ
ઉદંકુ દ્વિજ આવિઉ સહી જિહા તપ કરઇ રાજન્ન ૪૭
આવી દ્વિજ ઇમ બોલિઉ, 'તૂ કરે ક્ષત્રીનુ ધર્મ.
જે પ્રજાની રક્ષા કરઇ, તે ક્ષત્રીનૂ કહીઇ કર્મ ૪૮

ગૃહસ્થધર્મ-સમાનિ મોહ્ટુ નથી કાઇ બીજુ, રાઇ!
ધરા રાખ્યા-કારણે તિહા ક્ષત્રી પ્રગટજ થાઇ ૪૯
તૂ તપ-યોગ્ય રાજા નથી, વલી સાભલિ માહ્રી વાત
હૂ મરુધ્ધ્વીનઇ સમીપિ રહૂ, રેણુ સમુદ્ર જિહા સાક્ષાત. ૫૦
તિહા મધુકૈટભ તણુ પુત્ર રહઇ તેહ્નૂ ધુન્ધુ છઇ અભિધાન
તે પૃથિવી અન્તરિ માહિ વસઇ. સુણિ, બૃહદશ્વ રાજાન! ૫૧

તેહ્નઇ મારીનઇ વનિ આવજ્યે, તે કિહિવુ છઇ બલવન્ત?
દેવ-દાનવેં ચલઇ નહી. વર આપિઉ બ્રહ્મ ભગવન્તિ. ૫૨

પાતાલથી નિઃશ્વાસ મેહલઇ, રેણુ જાઇ આકાશિ.
તે રેણુ માંહિ પોઢી રહ્યુ છઇ. તેહનુ તૂંજ કરિનઇ નાશ. ૫૩

તે માટઇ તેહ્નઇં મારવાનઇ તૂં પ્રગટ થયુ છઇ, રાઇ!
મુહુનઇ વિષ્ણુઇ કહ્યૂં છઇ. સતિ માનજ્યે વાતંઇ. ૫૪

ઊથલુ

સત્ય માનજ્યે વાતંઇ? ઇમ ઉદકેં વાણી કહી.'
માર્કણ્ડે ઋષિ કિહિ પાણ્ડુસુતનઇ, જે જ્યુધિષ્ઠિરિ શ્રવણે ગ્રહી. ૫૫
૩૦૧૦

---

## કડવૂં ૧૦૦ મૂં—રાગ એજ

"બૃહદશ્વ વલતૂં બોલિઉ, 'ઋષિ સાંભલુનઇ વચન્ન.
મઇ તાં આયુધ તિજ્યા છઇ, તે કિમ કરૂં એ મન્નિ? ૧

હૂં કિમ મારૂં એહ દાનવ? માહ્રરા પુત્રનઇ હાથિ હશિ.
કુવલાશ્વ નામે પુત્ર માહ્રરુ અયોધ્યા વાસુ વસિ.' ૨

અજ્યોધ્યા ઉદકે આવિઆ, રાજા કુવલાશ્વ કેરઇ દ્વારિ.
ઉદકેં આવ્યા જાણીનઇ સાહ્નમાં આવ્યાં નર નઇ નારિ. ૩

સિંહાસનિ બઇસારિઆ. ચરણ પખાલઇ રાજન્ન;
ચરણામૃત મસ્તકિ ધરી પછઇ પૂછ્યૂ વચન્ન, ૪

'સ્વામી! શિ વિશેખિ આવિઆ, તે કારણ કુહુનઇ મૂંહિ.
તે હૂં આ હવડાં કરૂં,' ઇમ બોલિઆ રાજન્ન. ૫

વલતા ઋષિજી બોલિઆ, 'આંહિ ધુન્ધુધૂં દીસઇ દુઃખ.
તે દૈત્યનઇ તૂં મારિ, રાજા! સવિનઇ થાઇ સુખ્ખ. ૬

વિષ્ણુઇ મુકુનઇ કહ્યૂં છઇ, જે મારશિ એહ રાઇ.
સર્વ જન તે સુખી થાશિ. તુઝ વાધશિ મહિમાઇ.' ૭

કુવલાશ્વ તવ સામ્પ્રત થયા નઇ સાથિ લીધા તન્ન.
એકવીસ સહસ્ર સુત સાથઇ ચાલિઆ રાજન્ન. ૮

સમુદ્રનઇ તીરિ આવિઆ બલ કરીનઇ રાઇ.
રેણુ માંહિ તે સૂઇ રહ્યુ છઇ; દષ્ટિઇ નવિ દેખાઇ. ૯
વેલૂ તવ તે ખણવા લાગા એકવીસ સહસ્ર રાઇ.
શ્રમ તેહ તુ કરઇ ઘણુ પણિ પાછી તે તગ થાઇ. ૧૦
નિદ્રા માંહિથુ તે દૈત્ય જાગ્યુ, 'એ ધ્રમધ્રમ શું થાઇ ?'
નિદ્રાથી જાગી શ્વાસ મૂકિઉ, તવ રેતી ઊડી જાઇ. ૧૧

તે તેમાંથા સઘલા ઊડ્યા. આંખિમાં રજ ભરાણી.
મુખ પખાલવા માટઇ જોતાં નવિ મિલઇ તિહા પાણી. ૧૨
સમુદ્ર કેરૂં નીર તે ખારૂં, નેત્ર આદિ ન ધલાઇ.
આકુલવ્યાકુલ થયા ઘણું, પછિં સમરચા શ્રીસુરરાઇ. ૧૩
ઇન્દ્ર તિહારઇ મેઘ મોકલિઉ. વર્ષા આવઇ વન્નિ.
મુખ ધોવાણાં; રેણુ છુટાણી. સુણિ, જનમેજે રાજન્ન ! ૧૪
પછઇ રજ તિહા રહી ઓછી. વળી વેલૂ કાઢી રાજન્નિ.
પછઇ તેહ તુ પોઢ્યુ દીઠૂં, મધુકૈટભ કેરુ તન્ન. ૧૫

તવ ધુન્ધુ દૈત્ય તે તિહા જાગ્યુ. જૂધ દારણ થાઇ."
માર્કણ્ડે કહિ, "કથા એહ સાંભલુ, જ્યુધિષ્ઠિર રાઇ ! ૧૬
એક પાસા એકવીસ સહસ્ર નિ એક પામાં એકલુ દૈત્ય.
દારણ જૂધ દેખી દેવના થયા છઇ ભયભીત. ૧૭

ગદ્દા, પાટ્ટ, કુહુણી, હીંચાણુઆ, અસ્ત્ર પરસ્પર નાંખઇ
એકવીસ સહસ્ર એકઠા થઇ; મન માંહિ કો નવિ સાંખઇ. ૧૮
પછઇ દૈત્યેં પિરિ માંડી; ચરણ સાહી સવિ બાલ
માથા પાખલિ ફેરવી સમુદ્રમાં નાંખ્યા તત્કાલ. ૧૯

અતિથિ, અભ્યાગત, વિપ્રનઇ પૂજઇ, દિઇ તેહનઇ માન
જલ, અક્ષત, અન્ન કિદિનઇ અનુદિન આપઇ દાન' १९
માર્કણ્ડે કહિ, "સાભલિ, રાજા ! તે ઊપરિ એક આખ્યાન
પતિવ્રતા નઈ પુત્ર તણૂ આવઇ અન્તરિ જ્ઞાન २०
કૌશિક નામિ એક વિપ્ર હિતુ મહા વન્ન મુઝારિ
માત-તાત તેણઇ મૂકચા નઈ મૂકી તા નિજ નારિ २१
તેણઇ વનિ જે ધ્યાન માડ્યૂ, બઇઠુ જે વૃક્ષ-ડાલિ.
અન્ય પશુ પંખી કુઇ નહી એક બગની હિદિ વન માહિ. २२
તે બગની કરુ માનુ હતુ બઇઠી તે તાં ડાલિ
તેણીઇ તિહા ચરક કીધી, તે પડી વિપ્રનઇ ભાલિ २३
ઋષિઇ તિહાંગઇ ઊચૂ જોયૂ કિહિ ક્રોધ કરી મન માહિ,
'ફટ પાપિણી ! પડિનઇ હેઠી' પડી તે તા ત્યાહિ २४
પડતઇ તેહના પ્રાણ ગયા દ્વિજસદનથી ગતિ પામી
શમ દેખીનઇ મહા દુખ પામિઉ, ઊઠચા તિહાંથી સ્વામી २५
ભિક્ષા કરવા નીસરચા અત્રિનઇ આશ્રમિ આવ્યા
'અભ્યાગત' કહી રહ્યા ઊભા, કવણિ નવિ બોલાવ્યા २६
અનસૂયા આવી એટલઈ, 'ઊભા રહુ ભિક્ષા લ્યાવૂ.
મન્દિરિ માહ્યઈ ભનઈ પધારચા પતિવ્રતા નામજ કાહવૂ' २७
ઘર માહિ જેટલઇ ગઈ તિહિવા, એટલઇ અત્રિ આવ્યા
ભક્તિ કરવા ભરથારની, 'સ્વામી,' કહી બોલાવ્યા २८
આસન આપ્યૂ બઇસવા ચરણ પખાલ્યા નારિ
કરિ વીજન ધરી રહી ઊભી. આગનિ શીતલ મેદન્ત વારિ. २९
પછઇ તિહા ભોજન કરાવ્યૂ, આપ્યા ફોફલ પાન
તવ ઋષિ સુખિઆ થયા આસુધા સન્તોષ્યા ભગવાન ' ३०
માર્કણ્ડ કિહિ યુધિષ્ઠિરનઇ વૈશમ્પાયન કિહિ રાઈ
"એટલઇ અભ્યાગત સાંભરચા પછઇ ભિક્ષા લેઇનઇ જાઇ ३१

અન્ન લેઈનઇ નીસરી, તિહાંઇ બ્રાહ્મણ બોલ્યુ વાણિ,
'આવડી વાર સી ઊભુ રાખ્યુ અભિમાન મનમા જાણિ? ૩૨
ઉત્તર તઇ તો કાં નવિ કર્યુ? કિન્ન આવી શીઘ્ર?'
અનસૂયા ઇમ ઉચરી, 'સ્વામી! હૂં થૈ વિપ્ર' ૩૩

'તઇ શ્યૂ બ્રાહ્મણ નવિ જાણ્યુ, જે ભીક્ષા માગઇ દ્વારિ?'
'તો, સ્વામી! મઇ જાણિઆ,' ઇમ બોલી ઋષિની નારિ ૩૪
જેણઇ સમુદ્ર તો પીધુ સહી, જેણઇ પાટૂ મારી પ્રહાર,
તેહવા બ્રાહ્મણ છઇ નહી, સ્વામી! આ સંસારિ' ૩૫

તવ બ્રાહ્મણ બોલિઉ રીસમા, તતકાની લોચન,
તિરસ્કાર કરીનઇ નીસર્યુ. 'વલી જાએશ અન્ય ભવનિ' ૩૬
અનસૂયાઇ ઊભા રાખી, પછિ કર્યા વિનય-વિવેક,
'માચૂ દિહિતા દુખ મ ધરશુ કહૂ વાઇક એક. ૩૭
તમ્હો શ્યૂ પિહિલી બગલી દીઠી, જે પમાડી પતન્ન?'
તિહાંઇ ઋષિ વિસ્મે થયા એ કહ્યૂ સત્ય વચન્ન, ૩૮
તિહાંઇ ઋષિ રલિઆતિ થયા, નઇ ક્રોધ વીસર્યુ કાઇ.
'બગલીની વાત તઇ કિમ જાણી? તે કિહિ મુઝ મહિમાઇ.' ૩૯

તવ પતિવ્રતાઇ ઇમ કહ્યૂ, 'મિથિલા નગરી-દેશ.
જનક કેરઇ નગરે જાઅ્યે ધર્મવ્યાધ કિહિશિ લેશ' ૪૦
પછઇ બ્રાહ્મણ તિહાંથુ ચાલિઉ, નગર પૂછતુ વન્નિ.
નગરસમીપિ તેહ તો આવિઉ જાંજિ કરઇ જનક રાજન્ન. ૪૧
નગરી જોતા ચૌટા માહિ ચાલ્યુ, અનઇ મન માહિ હરખ્યુ
માંસ વિહિચતુ ધરમા છપ્યુ, તેણઇ બ્રાહ્મણ પરખ્યુ. ૪૨
એટલઇ ધર્મવ્યાધનઇ જોઇ હસ્યુ મન માહિ જાણી,
અલગુ જઈ ઊભુ રહ્યુ, આશંકા મનમા આણી. ૪૩
ધર્મવ્યાધનઇ નયણે નિરખ્યુ. શોધવા આવ્યુ વિપ્ર.
તવ માટી લેઇ કર પખાલ્યા, પામઇ આવિઉ ક્ષિપ્ર. ૪૪

સમુદ્ર માંહિ તે સઘલા નાંખ્યા ત્રણિ ઊગરતઇ તન્ન.
કુવલાશ્વ તવ મહા દુઃખ પામ્યુ સુણિ, જ્યુધિષ્ઠિર રાજન્ન! ૨૦
તવ રાજામાં તેજ મૂક્યૂં, પરસ્પરે પોતાનૂં.
'આવિ, ધુન્ધુ! હવિ જૂધ કીજિઇ. દેખાડૂં બલ જહ્વાંનૂં.' ૨૧
તિહારિ દૈત્ય તે આધુ આવ્યુ. તવ પાટૂ મારી રાઇં.
રિદઇ માંહિ જવ પાટૂ મારી, તવ જીવ નીકલી જાઇ. ૨૨
તવ દેવેં પુષ્પની વૃષ્ટિ કીધી; આશીર્વચન ઉદકે દીધ.
તે દિહાડાથી કુવલાશ્વ કીઠી ધુન્ધુમાર નામ તે કીધ." ૨૩
માર્કણ્ડે કિહિ રાજાનઇં, "તઇં મુઝ પૂછ્યૂં જેહ,
વિસ્તારીનઇ મઇં વરણવિઉં, ભાગુ મન–સન્દેહ. ૨૪

ઊથલુ

ભાગુ મન–સન્દેહ, એ કથા જે કુહુ સાંભલઇ,"
માર્કણ્ડે કિહિ જ્યુધિષ્ઠિરનઇ, "તેહ્‌ના પાંચિ પાતક ટલઇ." ૨૫
૩૦૩૫

---

## કડવૂં ૧૦૨ મૂં––રાગ એજ

રાઇ જ્યુધિષ્ઠિર કિહિ, "તહ્મ વિન કવણ કહઇ મુઝ, ધર્મ?
પતિવ્રતા નઇ પુત્ર કેરા કુહુ, સ્વામી! મર્મ." ૧
માર્કણ્ડે ઋષિ બોલિઆ, "તઇં ભલૂં પૂછ્યૂં, રાઇ!
પતિવ્રતા નઇ પુત્ર કેરુ, તુઝ કહૂં મહિમાઇ. ૨
પુત્રનઇ કાજેં માતપિતા કરઇ અનેક ઉપાય.
દેવ–ડેરા, તીર્થ–વ્રત–તપ અનઇ વલી બાધાઇ. ૩
પુત્રનઇ પેટમાં દૂખઇ તુ પોતિ જિમિ લૂખૂં અન્ન.
ખીર, ખાંડ નઇ કદલી, વલી નવિ કરઇ ભોજન્ન. ૪
ભીનઇથી કોરઇ કરઇ અનઇ ફેરવઇ હાથ.
ભીનામાં પોતઇ સૂઇ, જે તાં તેહ્‌ની માત. ૫

શીતકાલિ ઇમ સાંચવઇ, ઉષ્ણકાલ આવઇ દિન્ન,
પરસ્વેદ તે તાં વલી વલઇ. નિદ્રા કરઇ નહીં તન્ન. ૬
પોતઇ તાં તવ વાયુ નાંખઇ. નવિ જાણઇ તે પુત્ર.
આડૂં તે સુત આદરઇ, તે અપાવઇ ઘરસૂત્ર. ૭
ઇમ સુતનઇ સમ્ભાલતઇ, તુ હોઇ રંકું નઇ રાઇ.
તે પુત્ર માતા-પિતાનઇ ઉસીંકલ કિમ થાઇ?" ૮
જ્યુધિષ્ઠિર પૂછઇ વલી, "તે કુહુ, ઋષિ! વચન્ન.
ઉસીંકલ તે કિમ થાઇ પુત્ર કેરૂં મન્ન?" ૯
માર્કણ્ડ કિહિ છઇ, "કોઠિ કરી સોવર્ણ કેરી જેહ,
માંહિ તે મુક્તાફલ મૂકીઇ, તે ભરી તા, તેહ ૧૦
માત કેરઇ હાથિ આપી કરાવઇ કૃષ્ણાર્પણ,
વિપ્રવર પોતાનાનઇ સૂરજપર્વ કેરઇ દિન્ન; ૧૧
વલી સઙ્ક્રાન્તિ કેરઇ દિનિ રૂપાની કરી તુલાઇ
કરઇ, શતકાલની એક નિશાનૂં ઉસીંકલ નવિ થાઇ." ૧૨
તવ જ્યુધિષ્ઠિર ઝાખા થયા, "કાહાથી કરઇ તે રાંક?"
"આજ્ઞા પાલઇ પિતા કેરી, તે તા આડ છિ આંક; ૧૩
ગયાશ્રાદ્ધ તા જૈ કરઇ, સુણિ, જ્યુધિષ્ઠિર રાઇ!"
માર્કણ્ડ ઋષિ કિહિ, "તેહ તુ ઉસીકલ તવ થાઇ" ૧૪
વલી સ્ત્રી તણુ ધર્મ કિહિ વિસ્તારી. સુણિ, પરીક્ષિત-તન્ન!
વલી બહુ વિધિ કહૂં વિસ્તારી. સાભલિ એકે મન્નિ. ૧૫
"સ્ત્રીનઇ વ્રત-તપ એહજ તીરથ ભરથારની સેવાઇ.
કૃત કાર્ય્યની આજ્ઞા જે આપઇ, તે નવિ કિહિવી નાઇ. ૧૬
ભરથાર વિના ભોજન ન કરઇ અનઇ પાલઇ ધર્મ,
પર નરની સઙ્ગતિ નવિ કરઇ; ન કરઇ કુચ્છિત કર્મ. ૧૭
આવર્જના આધકી કરઇ અનઇ ચાંપઇ પાઇ;
ઉષ્ણોદક વારિ લ્યાવઇ અનઇ વીંજઇ વાઇ. ૧૮

અતિથિ, અભ્યાગત, વિપ્રનઇ પૂજઇ; દિઇ તેહ્નઇ માન.
જલ, અક્ષત, અન્ન કિદિનઈ અનુદિન આપઇ દાન" ૧૯
માર્કણ્ડે કિહિ, "સાંભલિ, રાજા! તે ઊપરિ ઇક આખ્યાન.
પતિવ્રતા નઈં પુત્ર તણું આવઇ અન્તરિ જ્ઞાન. ૨૦
કૌશિક નામિ એક વિપ્ર રિહિઉ મહા વન્ન મુઝારિ.
માત-તાત તેણઇ મૂક્યાં નઈ મૂકી તા નિજ નારિ. ૨૧
તેણઇ વનિ જે ધ્યાન માંડ્યૂં; બઇઠુ જૈ વૃક્ષ-છાંહિ.
અન્ય પશુ, પંખી કુણ્ય નહીં. એક બગલી રિહિ વન માહિ. ૨૨
તે બગલી કેરુ માલુ હતુ. બઇઠી તે તાં ડાલિ.
તેણીઇ તિહાં ચરક કીધી, તે પડી વિપ્રનઈ ભાલિ. ૨૩
ઋષિઇ તિહારઇ ઊંચૂં જોયૂં. કિહિ ક્રોધ કરી મન માહિ,
'ફટ પાપિણી! પડિનઇ હેઠી.' પડી તે તા ત્યાંહિ. ૨૪
પડતાંઇ તેહ્નના પ્રાણ ગયા. દ્વિજસદનથી ગતિ પામી.
શબ દેખીનઇ મહા દુઃખ પામિઉ; ઊઠચા તિહાંથા સ્વામી. ૨૫
ભિક્ષા કરવા નીસરચા; અત્રિનઈ આશ્રમિ આવ્યા.
'અભ્યાગત.' કહી રહ્યા ઊભા ; કવણિ નવિ બોલાવ્યા ૨૬
અનસૂયા આવી એટલઈ, 'ઊભા રહુ; ભિક્ષા લ્યાવૂં.
મન્દિરિ માહરઈ ભલઈ પધારચા. પતિવ્રતા નામજ કાહ્વૂં.' ૨૭
ઘર માહિ જેટલઇ ગઈ ભિક્ષિવા, એટલઇ અત્રિ આવ્યા.
ભક્તિ કરવા ભરથારની, 'સ્વામી,' કહી બોલાવ્યા. ૨૮
આસન આપ્યૂં બઇસવા. ચરણ પખાલ્યા નારિં
કરિ વીજન ધરી રહી ઊભી. આગલિ શીતલ મેહ્લ્યૂં વારિ. ૨૯
પછઇ તિહાં ભોજન કરાવ્યૂં; આપ્યાં ફોફલ પાન.
તવ ઋષિ સુખિઆ થયા આઘા; સન્તોખ્યા ભગવાન." ૩૦
માર્કણ્ડ કિહિ ન્યુધિષ્ઠિરનઇ. વૈશમ્પાયન કિહિ રાઇ.
"એટલઇ અભ્યાગત સાંભરચા. પછઇ ભિક્ષા લેઇનઇ જાઇ. ૩૧

અન્ન લેઈનઇ નીસરી, તિહારઇ બ્રાહ્મણ બોલ્યુ વાણિ,
'આવડી વાર સી ઊભુ રાખ્યુ અભિમાન મનમા જાણિ? ૩૨
ઉત્તર તઇ તા કા નવિ કર્યુ? ભિન્ન આવી શીઘ્ર?'
અનસૂયા ઇમ ઊચરી, 'સ્વામી' હું થૈ વિપ્ર' ૩૩

'તઇ શૂ બ્રાહ્મણ નવિ જાણ્યુ, જે ભીક્ષા માગઇ દ્વારિ?'
'ના, સ્વામી' મઇ જાણિઆ,' ઇમ બોલી ઋષિની નારિ. ૩૪
જેણઇ સમુદ્ર તા પીધુ સહી, જેણઇ પાટૂ મારી પ્રહાર,
તેહ્‌વા બ્રાહ્મણ છઇ નહી, સ્વામી' આ સંસારિ' ૩૫

તવ બ્રાહ્મણ બોલિઉ રીસમા, તનડાવી લોચન,
તિરસ્કાર કરીનઇ નીસર્યુ 'વળી જાએશ અન્ય ભવન્નિ' ૩૬
અનસૂયાઇ ઊભા રખ્યા, પછિ કરવા વિનય-વિવેક,
'સાચૂ કિહિતા દુખ મ ધરશુ કહૂ વાઇક એક. ૩૭

તમ્યો શૂ પિહિલી બગલી દીઠી, જે પમાડી પતન્ન?'
તિહારઇ ઋષિ વિસ્મે થયા એ કહ્યૂ સત્ય વચન્ન, ૩૮
તિહારઇ ઋષિ રલિઆતિ થયા, નઇ ક્રોધ ઊતર્યુ કાઇ.
'બગલીની વાત તઇ કિમ જાણી? તે કિહિ મુઝ મહિમાઇ.' ૩૯

તવ પતિવ્રતાઇ ઇમ કહ્યૂ, 'મિથિલા નગરી-દેશ.
જનક કેરઇ નગરે જાજ્યે. ધર્મવ્યાધ કિહિશિ લેશ' ૪૦
પછઇ બ્રાહ્મણ તિહાથુ ચાલિઉ, નગર પૂછતુ વન્નિ.
નગરસમીપિ તેહ તા આવિઉ રાજિ કરઇ જનક રાજન્ન. ૪૧
નગરી જોતા ચૌટા માહિ ચાલ્યુ, અનઇ મન માહિ હરખ્યુ.
માંસ વિહિચતુ ઘરમા છપ્યુ, તેણઇ બ્રાહ્મણ પરખ્યુ. ૪૨
એટલઇ ધર્મવ્યાધનઇ જોઇ હસ્યુ મન માહિ જાણી,
અળગુ જઈ ઊભુ રહ્યુ, આશંકા મનમા આણી ૪૩
ધર્મવ્યાધનઇ નયણે નિરખ્યુ. શોધવા આવ્યુ વિપ્ર
તવ માટી લેઇ કર પખાલ્યા, પાસઇ આવિઉ ક્ષિપ્ર. ૪૪

પગે લાગીનઇ પૂછિઉં, 'કાંઇ વાત કુહુનઈ સારી.
અનસૂયાઇ મોકલ્યા જે અત્રિ ઋષિની નારી?' ૪૫
તિહારઇ બ્રાહ્મણ વિસ્મે પામ્યુ, 'ઋષિપત્નીની જે માત,
પિશાચનઇ પાસિ રહી, તે તે કિમ જાણઇ વાત?' ૪૬

પછિં દ્વિજનઇ તેડી ઘિરિ ગયા; આશ્વાસના દીધી;
ચરણ પખાલી કરી પૂજા; ઘણી પ્રણિપતિ કીધી. ૪૭
ધર્મવ્યાધિ અનેક ધર્મ કહ્યા, ઋષિઇ પૂછિઆ જેહ.
પિશાચની પરીક્ષા કીધી. ભાગુ મન–સન્દેહ. ૪૮

બ્રાહ્મણ અતિ રલિઆતિ થયુ, 'જ્ઞાની ભલા છુ, ધીર!
પિશાચનુ વર્ણજ શા માટઇ? મુહુનઇ કુહુનઇ, વીર!' ૪૯
ધર્મવ્યાધ તિહાં કહઇ છઇ, 'જે પોતા તણુ કુલ–ધર્મ,
તે તો પુરુષેં નવિ તિજવુ; નવિ કરવૂં કુત્સિત કર્મ. ૫૦

પણિ બિ વાના હૂં નથી કરતુ.' 'તે કીહાં?' કિહિ ઋષિરાઇ.
'માંસભક્ષ નઇ પશુ મારવૂં; તે તિજ્યૂં મઇ કાઇ. ૫૧
પણિ પાતક તુ સઘલા માંહિ, જુ કરસણ કરીઇ વન્નિ.
પાણી માહિ પણિ જીવ રહઇ. સ્વામી! જાણૈ શિન્ન?' ૫૨

તિહારઇ વિપ્રેં પૂછિઉં, 'તહ્મ એ અવતાર શા માટિં?'
ધર્મવ્યાધ તેહ કહઇ છઇ, 'તે કારણ એ માટિઃ ૫૩
પિહિલઇ ભવિ હૂં બ્રાહ્મણ હૂતુ. રાજા સુમતિ સાર
સેના સામ્પ્રહ કરી મૃગયાઇ જાતા'તા એક વાર. ૫૪

હૂંઇ તે સાથઇ ગયુ. મુઝ મૃગયા રમવા મન્ન.
તિહાં મૃગચર્મ ઓઢી તપ કરતુ'તુ બ્રાહ્મણ કેરુ તન્ન. ૫૫
મઇ જાણ્યૂં જે મૃગ બઇઠુ છઇ. તે ઊપરિ મેહ્લ્યૂં બાણ.
વાડવનઇ તેહ તુ જૈ વાગૂં; તત્ક્ષણ છાંડ્યા પ્રાણ; ૫૬
'ફિટિ રે પાપી! વિણુ–અપરાધેં કાં તઇ મારિઉ મુહુનઇ?'
વલતુ બ્રાહ્મણ ઊચરઇ, 'પિશાચ થા, શાપ તુહુનઇ;' ૫૭

તેહ પાપિ તા અવતરિઉ છૂં. પિશાચ તણુ અવતાર.
ઉદ્યમ બીજુ નવિ કીજિઇ, આમિષ તણુ વ્યાપાર.' ૫૮

'તુહુનઇ જ્ઞાન ઉંદે કિમ પામ્યૂં ? મુહુનઇ કિહિનઇ વાત.'
'મઇ માત-પિતાની સેવા કીધી પરમ તેહ સાક્ષાત.' ૫૯

પછિ તેહ્નઇ માત-તાત દેખાડયા, 'મઇ સેવા એહ્ની કીધ.
પુત્ર તુહુનઇ જ્ઞાન હશિ, આશિસ એહ્વી દીધ.' ૬૦

તિહારઇ તે બ્રાહ્મણે કહ્યૂ, 'મઇ તપ ઘણૂં તા કીધૂં.
મુહુનઇ તા કાંઇ જ્ઞાન ન હવૂ. કાજ કાંઇ નાવ શીધૂં.' ૬૧

તિહારઇ તુ તિહા કહ્યૂ વિપ્રનઇ, 'સાંભલિ સૂધી વાત.
તપ કરવા તૂં ચાલિઉ. દુ:ખ પામઇ માત નઇ તાત ૬૨

માઇ-બાપની આજ્ઞા વિના તૂ તપ કરવા ગયુ વન્નિ.
માતા તાહ્રી ઘણૂં વલવલઇ. પિતા દુ:ખ પામિઉ મન્નિ. ૬૩

પણિ તૂં તિહા રહ્યુ નહી. તે પાપેં તુઝ નહી જ્ઞાન.
માઇ-બાપની સેવા તણા તપપઇ અધિકા માન. ૬૪

હાવઇ જાઉ મન્દિર વિસઇ, માતતાતની કરુ સેવ.
આજ્ઞા તેહ્ની માગી, પછઇ તપ કરજ્યો, દેવ !' ૬૫

ધર્મવ્યાધનઇ પાગિ લાગીનઇ ચાલિઉ તે દ્વિજરાજ.
મન માહિ હર્ષજ પામતુ, 'સિદ્ધ માહ્રા સઘલા કાજ.' ૬૬

મન્દિરિ તે તા આવિઉ, માત-તાતની માડી સેવ.
પછઇ જ્ઞાન તેહ્નઇ આવિઉ. સન્તુષ્ટ થયા ઋષિદેવ." ૬૭

માર્કણ્ડ કિહિ જ્યુધિષ્ઠિરનઇ, "તઇ પૂછ્યુ જેહ મહિમાઇ,
પતિવ્રતા નઇ પુત્ર તણી મઇ કહી તુહુનઇ કથાઇ." ૬૮

વૈશમ્પાયન કિહિ ગર્ઙ્ગાત્રટિ, સુણિ, જનમેજે રાજન !
એ આખ્યાન જેહ સાંભલઇ, તેહ્નૂં પવિત્ર થાઇ મન્ન. ૬૯

પગે લાગીનઇ પૂછિઉ, 'કાંઇ વાત કુંહુનઇં મારી
અનસૂયાઇં મોકલ્યા જે અત્રિ ઋષિની નારી?' ૪૫
તિહારઇં બ્રાહ્મણ વિસ્મે પામ્યુ, 'ઋષિપત્ની જે માત,
પિશાચનઇ પામિ ગ્રહી, તે તે કિમ જાણઇ વાત?' ૪૬
પછિ દ્વિજનઇ તેડી ઘરિ ગયા, આશ્વાસના દીધી
ચરણ પખાલી કરી પૂજા, ઘણી પ્રણિપતિ કીધી ૪૭
ધર્મવ્યાધિ અનેક ધર્મ કહ્યા, ઋષિઇં પૂછિઆ જેહ
પિશાચની પરીક્ષા કીધી ભાગુ મન–સન્દેહ ૪૮
બ્રાહ્મણ અતિ ગલિઆતિ થયુ, 'જ્ઞાની ભલા છુ, ધીર!
પિશાચનુ વર્ણજ શા માટઇ? મુહુનઇ કુહુનઇ, વીર!' ૪૯
ધર્મવ્યાધ તિહાં કહઇ છઇ, 'જે પોતા તણુ કુલ–ધર્મ,
તે તો પુરુષ નવિ તિજવુ નવિ કરવૂ કુત્સિત કર્મ ૫૦
પણિ બિ વાના હૂં નથી કરતુ' 'તે કીહાં?' કિહિ ઋષિરાઇ
'માંસભક્ષ નઇ પરુ માગવૂ તે તિજ્યૂ મઇં કાંઇ ૫૧
પણિ પાતક તુ સઘના માહિ, જુ કરમણ કરીઇ વન્નિ
પાણી માહિ પણિ જીવ રહઇ સ્વામી! જાણે શિન્ન?' ૫૨
તિહારઇં વિપ્રે પૂછિઉં, 'તહ્મ એ અવતાર શા માટિ?'
ધર્મવ્યાધ તેહ કહઇ છઇ, 'તે કારણ એ માટિ ૫૩
પિહિલઇ ભવિ હૂં બ્રાહ્મણ હૂતુ રાજા સુમતિ સાર
સેના સામ્રહ કરી મૃગયાઇં જાતા'તા એક વાર ૫૪
હૂંઇ તે સાથઇં ગયુ મુઝ મૃગયા રમવા મન્ન
તિહાં મગચર્મ ઓઢી તપ કરતુ'તુ બ્રાહ્મણ કેરુ તન્ન ૫૫
મઇં જાણ્યૂ જે મૃગ બઇઠુ છઇ તે ઊપરિ મેહૂલ્યૂ બાણ
વાઢવનઇ તેહ તુ જૈ વાગૂ તત્ક્ષણ છાડ્યા પ્રાણ ૫૬
'હરિ રે પાપી! વિણ–અપરાધે કાં તઇં મારિઉ મુહુનઇ?'
વલતુ બ્રાહ્મણ ઉચરઇ, 'પિશાચ થા, શાપ તુહુનઇ,' ૫૭

તેહ પાપિ તાં અવતરિઉ છૂં. પિશાચ તણુ અવતાર.
ઉદ્યમ બીજુ નવિ કીજિઇ; આમિષ તણુ વ્યાપાર.' ૫૮

'તુહ્નઇ જ્ઞાન ઉદે કિમ પામ્યૂં? મુહ્નઇ કિહિનઇ વાત.'
'મઇ માત-પિતાની સેવા કીધી પરમ તેહ સાક્ષાત.' ૫૯

પછિં તેહ્નઇ માત-તાત દેખાડ્યાં; 'મઇ સેવા એહ્ની કીધ.
પુત્ર તુહ્નઇ જ્ઞાન હસિ; આશિસ એહ્વી દીધ.' ૬૦

તિહારઇ તે બ્રાહ્મણેં કહ્યૂં, 'મઇ તપ ઘણૂં તાં કીધૂં.
મુહ્નઇ તાં કાંઇ જ્ઞાન ન હવૂં. કાજ કાંઇ નાવ સીધૂં.' ૬૧

તિહારઇ તુ તિહાં કહ્યૂ વિપ્રનઇ, 'સાંભલિ સુધી વાત.
તપ કરવા તૂં ચાલિઉ. દુઃખ પામઇ માત નઇ તાત. ૬૨

માઇ-બાપની આજ્ઞા વિના તૂં તપ કરવા ગયુ વન્નિ.
માતા તાહ્રી ઘણૂં વલવલઇ. પિતા દુઃખ પામિઉ મન્નિ. ૬૩

પણિ તૂં તિહાં રહ્યુ નહીં. તે પાપેં તુઝ નહીં જ્ઞાન.
માઇ-બાપની સેવા તણાં તપપઇ અધિકા માન. ૬૪

હાવઇ જાઉ મન્દિર વિસઇ; માતતાતની કરુ સેવ.
આજ્ઞા તેહ્ની માગી, પછઇ તપ કરજ્યો, દેવ!' ૬૫

ધર્મવ્યાધનઇ પાગિ લાગીનઇ ચાલિઉ તે દ્વિજરાજ.
મન માંહિ હર્ષજ પામતુ, 'સિદ્ધ માહ્રાં સઘલાં કાજ.' ૬૬

મન્દિરિ તે તાં આવિઉ; માત-તાતની માંડી સેવ.
પછઇ જ્ઞાન તેહ્નઇ આવિઉં. સન્તુષ્ટ થયા ઋષિદેવ." ૬૭

માર્કણ્ડ કિહિ જ્યુધિષ્ઠિરનઇ, "તઇ પૂછ્યુ જેહ મહિમાઇ,
પતિવ્રતા નઇ પુત્ર તણી મઇ કહી તુહ્નઇ કથાઇ." ૬૮

વૈશમ્પાયન કિહિ ગઙ્ગાત્રટિ, સુણિ, જનમેજે રાજન!
એ આખ્યાન જેહ સાંભલઇ, તેહ્નૂં પવિત્ર થાઇ મન્ન. ૬૯

ઊથલુ

પવિત્ર થાઇ મન્ન;" નઇ એ ભક્તિ–કથા શ્રવણે ગ્રહી.
વલી જ્યુધિષ્ઠિરે પૂછિઉં, "સ્વામી કાર્તિકની ઉત્પત્તિ કહુ." ૭૦
૩૧૦૫

---

## કડવૂં ૧૦૨ જૂં—રાગ એજ

શૌનક પૂછઇ સૂતનઇ; જનમેજે વૈશમ્પાઇ;
માર્કંણ્ડ કહઇ જ્યાધિષ્ઠિરનઇ, સ્વામી કાર્તિકનુ મહિમાઇ; ૧
"સ્વામી કાર્તિકની ઉત્પાત્ત કહૂં, સાભલિ સ્થિર કરી મન્ન.
સપ્ત ઋષિઇ જ્યરાજ માડિઉ ગઝૌત્રિટિ પાવન્ન. ૨
અગ્નિ તણું આવાહન કીધૂં. ગાર્હપત્ય અગ્નિ આવ્યુ.
સપ્ત ઋષિની સ્ત્રી તિહા દીઠી. કામવામના ભાવ્યુ. ૩
તવ બ્રાહ્મણની સ્ત્રી ઉલખી, 'મઇ કુદષ્ટિઇ સાહ્મૂં જોયૂં.'
લાજી અગ્નિ તપ કરવા ચાલ્યુ. 'સાધન મઇ પિહિલૂં ખોયૂં.' ૪
તિહાગઇ સ્વાહા અગ્નિની નારી; તેણીઇ તે શું કીધૂં?
બ્રાહ્મણની તે સ્ત્રીના સરખૂં રૂપ પોતાનૂં કીધૂં. ૫
પણિ અરુન્ધતી–રૂપ ધરી મકી નહીં. અકેકિ રૂપિ ગૈ નારી.
પ્રથમેં અઙ્ગિરાની સ્ત્રી સરખી આવી શણગાર સારી. ૬
અગ્નિ બોલ્યા જે, 'તૂં કિમ આવી?' તવ કિહિ, 'મુઝ ઊપનુ કામ.
તે માટઇ મુઝ ઇચ્છા પૂરુ. આવી આણ્ઇ ઠામિ.' ૭
અગ્નિ કહઇ, 'તૂં બ્રાહ્મણની સ્ત્રી. મ કહેશ મુઝનઇ વાત.'
તવ સ્ત્રી કહઇ, 'ભોગ નહીં આપુ, તુ કરેશ આત્મ–ઘાત. ૮
તવ અગ્નિનૂં વીરજ્ય સ્રવિઉં. તે તાં ગ્રહી લીધૂં."
રાજા પૂછઇ ઋષિજી પ્રતિ, "તે વીર્ય તેણીઇ શું કીધૂં?" ૯

"શ્વેતાચલ પર્વત ઊપરિ શરસ્તમ્બનું વન્ન.
તેહ તણા ભોયા માંહિ મૂક્યું. સુણિ, જ્યુધિષ્ઠિર રાજન્ન! ૧૦

પડવાનઇ દ્યાહ્ડઇ પટ સ્ત્રી-રૂપેં વીરજ્ય મૂક્યૂં ત્યાહિ.
બીજ તણઇ દ્યાહ્ડઇ તવ કન્દ બન્ધાણુ તે માંહિ. ૧૧

ત્રીજઇ દ્યાહ્ડઇ શિશુ-પ્રમાણે. ચુથિ દ્વાદશ કર, દ્વય પાઇ.
પાંચમઇ પટ મુખ થયાં; સાંભલિ, જ્યુધિષ્ઠિર રાઇ! ૧૨

કાસૂંદ્રાના પત્ર ઊપરિ વીરજ્ય પડ્યૂં, રાઇ!
ખટ વદન નઇ એકે અઙ્ગે પ્રગટ થયુ વન માંહિ. ૧૩

પછઇ કૃત્તિકાનક્ષત્રયોગેં મુખિ અમૃત મૂક્યૂં તન્ન.
કાર્તિક-વીરજ્યની કૃપા થકી બલ પ્રગટ્યૂં, રાજન્ન! ૧૪

ધનુર તણુ ટઙ્કારવ કીધુ. કમ્પ્યા ત્રિણિ ભુવન્ન.
'કવણ પૃથિવીઇ પ્રગટ થયુ', વિચારચૂં સુરપતિઇં મન્નિ. ૧૫

જાણ્યૂં, 'માહ્‌રૂં રાજ્ય લિહિશિ.' દેવતા સવિ તેડ઼ાવ્યા.
તેત્રીસ કોડિ મિલી એકઠા તત્ક્ષણુ તે તા આવ્યા. ૧૬

ઇન્દ્રેં જૂધ અપરિમિત કીધૂં, ભડ઼તા ભાગુ વન્નિ;
પછઇ શિવનૂં સ્મરણુ કરચૂં તિહા આવ્યા પઞ્ચવદન્ન. ૧૭

સપ્ત ઋષિ, દિગપાલ આવ્યા. આવ્યા કુબેર નઇ વરુણ.
ચન્દ્ર-સૂરજ્ય સર્દ્વાતેં આવ્યા. આવ્યા ગરુડ઼ નઇ અરણ. ૧૮

ધર્મ-વિષ્ણુ બ્રહ્માઆદિક આવ્યા સઘલા એવ.
ઇન્દ્રનઇ મહાદેવેં વારચુ, 'જૂધ નવિ ઘટઇ એવ.' ૧૯

તિહાં સ્કન્દ તવ નામ પરઠ્યૂં. સર્વેં મિલી વર આપ્યુ.
તિહારઇ ઇન્દ્રિ અભિષેક કરીનઇં સેનાપતિ કરી થાપ્યુ. ૨૦

તિહારઇ ઇન્દ્રિ એક કન્યા આપી પરણાવી તે નારી.
"... પ્રજાપતિ તણી એ તનયા· રૂપેં તે તાં સારી" ૨૧

રાજાઇ ઋષિનઇ પૂછ્યૂં, 'ઇન્દ્રનઈં કન્યા કાંહ્થી ?'
માર્કણ્ડમુનિ કહઇ, 'તે, પામિઉ તે વન માંહ્થી.' ૨૨

ઇન્દ્ર વન્‍ન માંહિ જાતુ હૂતુ. રોતી સાંભલી નારિ.
સાદ ઊપરિ સાહ્મા ચાલિઆ; આવ્યા તેણઇ ઠાહ્રિ. ૨૩

ઇન્દ્ર આવીનઇ જોવા લાગુ; કન્યા દીઠી, રાઇ !
દૈત્ય કેશી હરી જાતુ'તુ અઘોર વનનઇ માહિ. ૨૪

જૂધ કરીનઇ તેહ મૂકાવી કેશી ગયુ તવ નાહ્શી.
કન્યા કિહિ, 'જીવિત-દાન દીધૂં.' અનઇ સુખ દિઇ આશી. ૨૫

ઇન્દ્રેં વલતૂં પૂછિઉં, 'તૂં કુહ્ની કન્યા-જાતિ ?
દેવકન્યા કિહિ રાજપુત્રી ?' વલતી કિહિ છઇ વાત, ૨૬

'દક્ષપ્રજાપતિની પુત્રી. દેવસેના મુઝ નામ.
દૈત્યસેનની વલી બિહિની. માહ્રૂં કરયૂં તઇં ઉત્તમ કામ. ૨૭

મુહ્નઇ દૈત્ય લેઇ જાતુ હતુ; તિહાં તમ્યો મૂકાવી.
માત-પિતાથી વિયોગ પામી, શરણિ તહ્મારઇ આવી.' ૨૮

ઇન્દ્રે બ્રહ્માનઇ કહ્યૂં જે, 'ભરથાર એહ્નઇ આપુ.
શરણિ એહ તુ આવી આપણઇં. દુઃખવેદના કાપુ.' ૨૯

તિહારઇં બ્રહ્મા બોલિઆ, 'આગઇ પુરુષ એક પ્રગટ થાશિ.
એક અઙ્ગ, દ્વાદશ કર, ષટ મુખ, સ્વામી કાર્તિક કિહિવાશિ.' ૩૦

પછઇં તે કન્યા નઇ સ્વામી કાર્તિકનઇ વર આપ્યુ.
તેત્રીસ કોડિ મિલીનઇ સેનાપતિ કરી થાપ્યુ. ૩૧

પછઇ તે તિહાં ઇશ્વર આવ્યા. પાર્વતી તિહાં સાથિં.
ષટ મુખ, અઙ્ગ ઉત્તમ દેખી માથઇ મૂકિઉ હાથ ૩૨

પુત્ર કરીનઇ પોતઇ સ્થાપ્યુ. પાર્વતી થયાં પ્રસન્ન
'ગણેશ એહ તુ પુત્ર માહ્રુ એ શિર કેરુ રત્ન' ૩૩

દેવ-ઋષિ રલિઆતિ થયા. ઇન્દ્ર-બ્રહ્મા આશિસ દીઇ.
શિવ કહઇ, 'પ્રાક્રમે પ્રૌઢ. એહ પાર નવિ લહીઇ.' ૩૪

દેવ સઘલા આપ-આપણઇ સ્થાનકિ ગયા તે વન્નિ."
માર્કણ્ડ કિહિ, "સાંભલુ કથા, જ્યુધિષ્ઠિર રાજન્ન ! ૩૫

મહિષ નામે દૈત્ય શિવશૂં જૂધ કરવાનઇ આવ્યુ.
દૈત્ય તણી સેના ઘણી તે સાથઇ તેડી લ્યાવ્યુ. ૩૬

ઇન્દ્રેં આવી જૂધ કીધૂં; મહા દારુણ થાઇ.
દેવ સઘલા પ્રાજે પામ્યા; નાઠા સઘલા જાઇ. ૩૭

શિવેં તિહારઇ સમરણ કીધૂં. સ્વામી કાર્તિક આવ્યા.
મહાજૂધ કીધૂં સેનાશૂંઃ મહિષ હારિ મનાવ્યા. ૩૮

શિરછેદ કરયુ દૈત્ય કેરુ. ઇન્દ્રેં આજ્ઞા દીધી.
દેવતા રલિઆતિ થયા નઇ પુષ્પવૃષ્ટિ તા કીધી." ૩૯

માર્કણ્ડે કિહિ જ્યુધિષ્ઠિરનઇ, "તઇ જે પૂછી વાત,
સ્વામી કાર્તિકની કહી ઉત્પત્તિ ત્રણિ્ણ લોકિ વિખ્યાત." ૪૦

વૈશમ્પાયન કિહિ જનમેજે; સૂત શૌનક-મુનિ,
"એહ કથા જે સાભલઇ, તેહ્‌ના પાતક નાહ્‌સઇ તન્ન. ૪૧

## ઊથલુ

તેહ્‌ના પાતક નાહ્‌સઇ તન્નિથા." ઇમ માર્કણ્ડેં કથા કહી.
વૈશમ્પાયન કિહિ જનમેજેનઇ, પછઇ અન્તર્ધાન થયા સહી. ૪૨

૩૧૪૭

---

## ૧૦. મૃગસ્વપ્નભયપર્વ—

### કડવું ૧૦૩ જું—રાગ એજ

પ્રાત થયું ન્યુધિષ્ટિર જાગા. " આ વન મૂકુ, ભ્રાત !
આજ નિશાઇ મૃગસ્વપ્ન લાધું. તે તહ્મ કહું વાત." ૧
વાત કહી સવિ મૃગસ્વપ્નની. સાંભલી ચ્યારિ તન્નિ.
' તહ્મનઇ ગમઇ તે વનિ જૈઇ," ઇમ બોલ્યા અર્જુન્ન. ૨
તિહારઇ ધર્મ કિહિ, " કામ્યક વનિ જૈઇ, તેડી ઋષિ તણુ સાથ."
દ્વૈતવનમાંથા કામ્યકવનિ ચાલ્યા પાંચે ભ્રાત. ૩

## ૧૧. આરણેયપર્વ—

કામ્યક વનમાં અતિ સુખ પામ્યા. પાઞ્ચાલી કરિ સેવા.
પાંચે ભ્રાત હર્ષ ધરઇ મનિ. ' હાવિ થોડા દિન લિહિવા. ૪
એહવઇ એક વિપ્ર તિહાં આવ્યુ મહા-રૂદ્ર-સ્વરૂપ,
પાણ્ડવની પરીક્ષા જોવા કરી કારમૂં રૂપ. ૫
વૈશમ્પાયન કિહિ, જનમેજે ! વિપ્ર પાણ્ડવ પ્રતિ બોલ્યુ,
" પૃથ્વી માહિ પરદુઃખભઞ્જન નહીં કોઇ તહ્મ તોલિ. ૬
સાભલુ, સ્વામી ! માહરી વીનતી. હું આવિઉ તહ્મ પાસિ.
અગ્નિ પ્રગટતાં કાષ્ઠ માહરાં મૂક્યાં'તાં વનવાસિ. ૭
એહનઇ વૃક્ષિ વલગાડ્યાં હૂતા અનઇ થયુ આશ્રાન્ત.
મઇ જાણ્યૂં, ' એ કાષ્ઠ કુણ લિહશિ ?' મુહનઇ એવી ભ્રાન્તિ. ૮
ઇમ જાણીનઇ નિદ્રા કીધી. શીતલ છાયા સાર.
એટલઇ અરણિ પાન ખરખડ્યાં. હૂં જાગ્યુ તેણી વાર. ૯
એક હરણ તિહાં આવ્યૂં હૂતૂં. તેણઇ શીંગ કરચાં પ્રવેશ.
અરણિશૂં ભાણ્ડ વલગૂં શીંગિ. એ હરણ જાઇ વન-દેશિ. ૧૦
અગ્નિહોત્રનૂં કાર્ય રહ્યૂં. શું કરૂં બ્રાહ્મણ રાંક ?
તમ્યો મોહટા સુભટ દીસુ છુ. હાથિ પ્રત્યઞ્ચા તણુ આંક. ૧૧

તહ્મ મિલ્યા જાણી પ્રાર્થના કરૂં છૂં, મોટા રાઇ!
કાષ્ઠ માહરાં આણી આપુ. નહીંતુ ધર્મ બ્રાહ્મણ તણુ જાઈ. ૧૨
ક્ષત્રી થઈ ગો–બ્રાહ્મણ કેરી રક્ષા નવિ કરિ જેહ,
ક્ષત્રી–રાજા ! [ નિશ્ચે માનુ ], નરક પામઇ તેહ." ૧૩
એહવૂં કહીતાં ધાયા વીર પાંચે ધનુર્ધારી રાઇ.
પાણ્ડવે પ્રાક્રમ ઘણાં કરયાં, પણિ હરણ કવણિ ન હણાઇ. ૧૪
કામ્યક વન મૂકી આઘા ચાલ્યા. મહાવન આવ્યૂં એહ.
એટલઇ હરણ ક્ષણ માત્રમાં અલોપ થયૂં તાં તેહ. ૧૫
પછઇ દુઃખ ધરઇ મહાપાવન, " કારણરૂપ કુહુ કલીઇ.
અગ્નિહોત્રનાં કાષ્ઠ નાવિ, તુ ક્ષત્રીધર્મથા ટલીઇ." ૧૬
એહવૂં કહી નિઃશ્વાસ મૂકયુ. " કો કારણરૂપે બમ્ભ;"
એહવૂં વાકય જ્યુધિષ્ઠિર બોલ્યા. પાણ્ડવ થયા જિમ થમ્ભ. ૧૭
નિકુલ ભડ઼ ઇમ ઉચરઇ, " સાંભલુ, સ્વામી ! વાત.
દુઃશાસનિ જિહારઇ ચીર કાઢ્યા, તવ ક્ષત્રીવાટ ગૈ, ભ્રાત !" ૧૮
એહવૂં કહીતાં સિહિદે ભડ઼ બોલ્યા, " ઇમ કા કુહુ છુ વાત ?
શકુનિ દુષ્ટે જવ પાસા પ્રહ્યા, તવ લાગુ મુહુનઇ ઉત્પાત." ૧૯
વલી ભીમ ઇમ બોલિઉ, " શૂં કહૂં, વડ઼ ભ્રાત ?'
તમ્હે તિહારઇ વારી રાખિઉ, નહીંતુ દેખાડતુ હાથ. ૨૦
નગર–ગામ–સેના સહિત, દુર્યોધન ફેડતુ ઠામ.
પ્રથમિ દુઃશાસનનઇ મારતુ, તુ રહત ક્ષત્રી–નામ. ૨૧
મઇ મૂકિ મુખ સાહ્મૂં જોયૂં આગ્યા માગવા ધર્મ.
તિહારઇ મુહુનઇ વારી રાખિઉ કરી આંખ તણુ મર્મ. ૨૨
સભા માંહિ આણી સુન્દરી, તે કવણિ ન રાખી આપ.
કેશિ ગ્રહી જિહારઇ કામિની, તે પ્રગટ લાગૂં પાપ." ૨૩
તવ અર્જુન સન્મુખ બોલિઆ, " ત્રિલોક માંહિ તહ્મારૂં નામ.
ધનુર્ધર કાહ્વતા તે નિર્બલ થયા આ કામિ ? ૨૪

કર્ણજ કુણ માત્ર કાહ્‌વઇ જે તાલી દિઇ કર સાહિ ?
બ્રહ્માદિક–ઇન્દ્રાદિકપઇં કવણમાત્ર પિતરાઇ ?　૨૫
કવણ કપટ કરઇ અહ્મ સાથઇં; તેહ જુ બ્રહ્મા–ઈશ
આણઇં બાણિ ઊરાડી નાખૂં, તે જાણઇ જુગદીશ."　૨૬
ઇમ પાણ્ડવ ચ્યારિ બોલ્યા અહંકારિ, મહારાજ !
ઋષિદેવ કહિ, " એણઇ વચનિ હોશિ મહા ઉત્પાત."　૨૭
એહ્‌વી વાત કરી પાણ્ડવેં. પણિ દુઃખનુ નાવઇ પાર.
કારમી તૃષા લાગી પાંચિનઇં; ન્યુધિષ્ઠિરનઇં અપાર.　૨૮
મુખ સૂકાઇ, કણ્ઠ બન્ધાઇ. જાણ્યૂં, ' જાશિ પ્રાણ.'
ભ્રાત પ્રતિ ગદગદ કણ્ઠે રાઇ ધર્મ બોલ્યા વાણિ,　૨૯
" જુઉ તુ, ભ્રાત ! કહીંથી જલ લ્યાવુ," ઇમ બોલ્યા ધર્મરાજ.
નિકુલ કહઇ, " સ્વામી ! જલ જુઇઇં, તુ આણૂં, શ્રીમહારાજ ! ૩૦
નિકુલ વીર વૃક્ષ ઊપરિ ચઢિઉ; દુહુદિશિ નિહાલી જોઇ.
એક મહા મોહટૂં સરોવર દીઠૂં. પંખી–કલરવ હોઇ.　૩૧
નિકુલ કહઇ, " એક જોજન ઊપરિ દીસઇ જલ–ગમ્ભીર.
પોઇણ–પત્ર સકોમલ દીસઇ. પંખી પાઇ નીર.　૩૨
કુહુ, સ્વામી ! જલ શિ ભરી લ્યાવૂં ?" નિકુલ બોલ્યા એહ્‌વૂં.
ધર્મ કહઇ, " ભાથા ભરી આવુ. આપણિ આજ એ પીવૂં." ૩૩
નિકુલ ભડ જલ લિહિવા ચાલિઉ; મન માહિ અતિ ઉલ્લાસ.
પવનવેગ કરી પુહુતુ; આવિઉ સરોવર પાસિ.　૩૪
' પ્રથમ હૂં જલ પીઉં, પછઇ ભરશૂં ભાથા સાર;'
તૃષાતુર પાણી માહિ પઇઠુ પીવા તેણી વાર.　૩૫

ઊથલુ

પીવા તેણી વાર નિકુલ જલ–મધ્યે પઇઠુ જઈ.
વૈશમ્પાયન ઇમ બોલિઆ, પછઇ તિહાં શી કથા થઈ.　૩૬
૩૧૮૩

## કડવું ૧૦૪ થું—રાગ એજ

જલ પીવા કર હેઠા કીધા, 'પછઈ ભાયા ભરશ પાણી.'
આકાશમાંથી શબ્દ ઊપનુઃ 'મા' કહ્યું. બોલ્યુ વાણી, ૧
'એક પ્રશ્ન કહૂં તે સાંભલિ. પાછુ ઉત્તર આપે.
પછઈ જલ જુઇઇ તુ લિહિજ્યે. વચન સ્થિર કરી થાપે.' ૨
પછઈ નિકુલિ મનિ વિમાશયૂં, 'દેવ-જ્યક્ષ કરઇ છઇ વાત.
તૃષા તાં મુહુનઈ ઘણી લાગી. ઉત્તર પાછુ નવિ થાતુ.' ૩
પછઈ નિકુલેં જલ ઝકોલી શંકા મનિ નવિ આણી.
તૃષાતુર થયા'તા પોતઇ; પેટ ભરી પીધૂં પાણી. ૪
પાત્ર ભરીનઇ પરવરયા. પછઈ થરથર કમ્પઇ દેહ.
અમ્બુપાન ઉદર માંહિ આવ્યૂં, ધરણીં ઢલિઉ તેહ. ૫
નિકુલ ભડ ધરણીં ઢલ્યા. જોઇ જ્યુધિષ્ઠિર વાટ.
સિહિદેવ સન્મુખ ઊચરયા. "ભ્રાત! થાઇ ઊચાટ. ૬
નકુલ ભાઇ જલ નવિ લ્યાવ્યુ. તૃષાઈં મુખ સૂકાઇ.
કિહિ વાટેં વિઘ્ન થયૂં, કિહિ ગ્રહે ગ્રશિઉ ભાઇ? ૭
સિહિદે શૂરા, રણે-પૂરા! જુઉ નિકુલ કેરુ ઠામ.'
ઊચાટ કરતા આવિઆ જલ કેરઇ આરામિ. ૮
જલ-કાઠઇ જોઇ પડિઉ દીઠુ. ભાથાઇ ભરિઉં તોય.
શરીરેં અઙ્ગભઙ્ગ ન દીસઇ; અનઇ આશ્ચિર્ય હોઇ. ૯
સિહિદેવિ મનિ વિમાશિઉં, 'એ કવણિ કીધૂં કર્મ?
બાર વરસ વન ભોગવ્યા રાખવા નિજ ધર્મ. ૧૦
રાક્ષસ કુહુ દેખૂં નહીં; વલી જ્યક્ષ-કિન્નર એહ,
જે દેખૂં, જૂધ આદરૂં. મનિ મોહ્ટુ સન્દેહ. ૧૧
× × × × × ×
તૃષા તાં લાગી ઘણી. વિમાશી મનિ વાત, ૧૨

'હોશિ તેહ વલી જાણશું: જલ પીજઇ અશ્વમેવ;'
એહવૂં કહી મન દૃઢ કરી અમ્બુ પીધૂં તત્ખેવ. ૧૩
જલપાન કરતાં કાઇ કમ્પઇ. તવ વિમાસ્યૂં સિહિદેવિ.
જલ–કણ્ઠે આવી રહ્યા ઊભા, ધરણિં ઢલ્યા તત્ખેવ. ૧૪

જ્યુધિષ્ઠિર જુઇ વાટડી; કરઇ અતિ ઊચાટ;
'પાણી તાં પામ્યા નહીં, કિહિ કહીં ભૂલ્યા વાટ? ૧૫
બાન્ધવ બિહૂ આવ્યા નહીં. કાંઇ મારગમાં ઉત્પાત.
એક જાતાં બિહૂ ગયા. ભાઇ! એ અસમ્ભવ વાત.' ૧૬

પછઇ ભીમ હાકી ઊઠ્યુ વૃકોદર તિહાં વીર,
"સાંભલુ, બાન્ધવ! વારતા, એ કુશલા નથી શરીરિ." ૧૭
તવ બાન્ધવ બિહૂ વાણી વદ્યા; બલવાન સન્મુખ જોઇ;
"બાર વર્ષ વનવાસ કીધુ. નથી વનિ રાક્ષસ કોઇ." ૧૮

કિહિત ખેવ ભડ સાંચરયા; ધરણી ચમ્પઇ પાઇ.
પાતાલમાં પડછન્દા વાજઇ. શેષનાગ કમ્પઇ કાઇ. ૧૯
દૂર થકી સરોવર નિરખિઉં, તવ પગ ચલાવ્યા ધારિ.
જલકણ્ઠિ જૈ ઊભા રહ્યા. તિહાં પડ્યા દીઠા વીર. ૨૦

તવ ભીમ એહવૂં ઉધ્વસ્યુ ક્રોધરૂપ અપાર,
આકાશ–મારગિ આભ–અન્તરિ પડિઉ હાહાકાર. ૨૧
વન–ખણ્ડ, પર્વત–પાહ્ણ ઊડ્યા. ચડમૂલ–સૂકાં વૃક્ષ.
"એવડૂં બલ તૂં શું કરઇ?" આકાશિ બોલિઉ જ્યક્ષ. ૨૨

એ વાતનૂં બલ તૂં જુઇ છઇ, તે બલ પોતાનઇ ધઇરિ."
તિહાં ભીમિ મનિ વિમાસિઉં. 'આંહિ શું કરૂં હું પઇરિ? ૨૩
વલી હોશિ તે જાણશું; જલપાન કરૂં અશ્વમેવ.'
તૃષાતુર અતિ આકલુ જલ માંહિ ગયુ તત્ખેવ. ૨૪

અમ્બુપાન કરવા આદરયૂં; મુખ પખાલ્યૂં વારિ.
આકાશવાણી ઇમ હવી. કો, 'મા,' કહઇ નર–નારિ. ૨૫

જલ પીવા પસલી કિમ ભરઇ ? વિસ્મે થયા ભડ ભીમ.
અમ્બુપાનની ઇચ્છા ઘણી. વલી તોમ ટાઢૂ હિમ્મ. ૨૬

'એ જલપાન જેહ કરઇ, તે મુઝશું કરઇ પ્રસઙ્ગ.
બલ કરીનઇ પિઇ પાણી, તુ પડઇ કાયા-ભઙ્ગ. ૨૭

હું પ્રશ્ન કરૂં. તૂં આપિ ઉત્તર. પછઇ જલ-પ્રાશન કરુ.'
તે ભીમના મનમાં નહીં, જે તૃષાતુર આતુર ખરુ. ૨૮

એહ્‌વૂં જાણી મન્નિ આણી પાણી વૃકોદર રાઇ
પીઇનઇ પાછા વલ્યા ભડ; કાંઠે પડ્યા પર્વતપ્રાઇ. ૨૯

૩૨૧૨

---

## કડવૂં ૧૦૫ મૂ-રાગ એજ

ભીમ ભડ ધરણીં ઢલ્યા. જુઇ જ્યુધિષ્ઠિર વાટ;
'બાન્ધવશું ભાઇ નાવિઆ, એ મોહ્‌ટુ મનિ ઉચાટ.' ૧

તવ અર્જુન સન્મુખ ઉચરયા, " સાભલુ, વડ વીર ! વાત.
આગ્યા મુઝનઇં આપીઇં. હું જોઉં બાન્ધવ-સાથ." ૨

જ્યુધિષ્ઠિર વાણી વદઇ, " સોધુ સરોવરિ ભીમ.
જુઉ, ભ્રાત ! શું નીપનૂં, નિકુલ-સિહિદે-ભીમ ?" ૩

અર્જુનિ ધનુષ કરેં ધરી ભાથા ભીડયા બેહૂઇ પાસિ.
પૃથ્વી ઊપરિ પગ ધરયા; જે પુહુતા સરોવર તાસ. ૪

વીર દેખી વિહ્વલ થયા; 'આ કારણ મોહ્‌ટૂં કર્મ.
ત્રણિ જ્યોધ ધરણીં ઢલ્યા. એ બલિઆ તણુ કુણ મર્મ.' ૫

અર્જુન કોપાક્રાન્ત થયુ. દષ્ટિ દુહુદિશિ જોઇ.
પણિ રાક્ષસ કુણ્ડ દીસઇ નહીં; અનઇ વિસ્મે હોઇ. ૬

ધનઞ્જે બાણની વૃષ્ટિ કરઇ. આકાશ છાયૂં જિમ્મ.
ઇન્દ્રાદિક રહ્યા ડગમગી. દિગપાલ ધ્રૂજ્યા તિમ્મ, ૭

મેરુ પર્વત ખલભલઇ નઈ સમુદ્ર વ્યાકુલ થાઇ;
તાપસ મુનિ જે ધ્યાન ધરતા ગુફા-ગહ્વર માંહિ. ૮

ભૂ-અન્તરિ, વનખણ્ડિ, સુહુ દિશિ અનેક વનચર જેહ,
સરોવર, તરુઅર, કૂપ, વાપી, ખલભલ્યાં સવિ તેહ. ૯

ચૌદ લોક, નવ ખણ્ડ નમી ગયા, પણિ ન મિલિઉ શત્રુ જેહ,
બાન્ધવ ત્રણિ ધરણીં પડ્યા. મનિ મોહ્‌ટુ સન્દેહ; ૧૦

'આ ઉત્પાત કિમ સહીઇં? [ભ્રાત] પડ્યા છઇ ધરણિં.
જિહારઇ જ્યુધિષ્ટિર જાણશિ ક્રિમ ધરશિ ધરણી ચરણ.' ૧૧

ઇમ આક્રન્દ કરઇ અર્જુન. અતિ તૃષા લાગી વીર.
'હોશિ તે વલી જાણશું; પીઉં જૈનઇ નીર.' ૧૨

જલમધ્યે ચરણ મેહ્‌લ્યાં અનઇ પખાલ્યા પાણિ.
અન્તરિક્ષથી ઇમ ઊચરયા; જ્યક્ષદેવ બોલ્યા વાણિ, ૧૩

"પ્રશ્ન કરું તે આપુ ઉત્તર. પછિં પિઉ સરોવર–નીર.
નહીં આપુ તુ રિહિશુ તરસ્યા, બલિઆ સાહસ ધીર!" ૧૪

અર્જુનિ અહઙ્કાર આણી જલપાન કીધૂં, રાઇ!
પાલિં આવી પડ્યા પૃથ્વીઇ, જિહાં પડ્યા ત્રણિ ભાઇ. ૧૫

અર્જુન ભડ આવ્યા નહીં. કેહીનઇ પૂછઇ વાત?
જ્યુધિષ્ઠિર ઝૂરઇ ઘણું, 'એ મોહ્‌ટુ ઉત્પાત.' ૧૬

જ્યુધિષ્ઠિર જોવા સાંચરયા, પગલાં જોતાં વીર.
કલ્પાન્ત કરતા આવિઆ સરોવર કેરઇ તીરિ. ૧૭

સરોવરની શોભા ઘણી. સાંભલિનઇ તૂં, રાઇ!
અગાધ જલ. અમ્બુજ ઘણાં. મીન–મગર તે માંહિ. ૧૮

દાદુર–કચ્છપ દીસિ ઘણા. ચક્રવાક–સારસ–જાતિ.
કોકિલ–મોર–બપૈઆ બોલઇ. મૃગ વનચરની ભાતિ. ૧૯

આંબા, આશોપાલવ દીસઇ છાયા શીતલ છાંરિ.
ફલ–ફૂલ પડ્યાં બહુ દેખઇ, પણિ ન કરઇ અઙ્ગીકાર. ૨૦

તિહાં જ્યુધિષ્ઠિર ચિન્તા કરઇ; અશુઇ કરઇ કલ્પાન્ત.
આશ્રમ છાંડી પરવરયા જે મોહૂટા છઇ મહાન્ત. ૨૧
મારગમાં જોતા ફરઇ, ડગડગ પૃથિવી ધારિ.
જ્યુધિષ્ઠિર જોતા ભડ-પગલાં આવ્યા જલનઇ આરિ. ૨૨
તિહાં જ્યુધિષ્ઠિર આવિઆ જિહાં પડ્યા બાન્ધવ ચ્યારિ,
દુઃખ ધરતા અતિ ઘણું, કરતા રિદઇ પ્રહાર. ૨૩
'આજ પાખૂં નવિ સાંભલ્યૂં જે સાથિ પડ્યા ચ્યારિ ભ્રાત.
જૂધ તાં નથી દીસતૂં. ભાઇ! આ અસમ્ભવ વાત.' ૨૪
વલી ધર્મે નિહાલ્યૂં; ચ્યુહુ દિશિ કીધી દષ્ટિ.
કુહુ દૈત્ય-દાનવ-જ્યક્ષ-કિન્નર નવિ દીસઇ તાં સૃષ્ટિ. ૨૫
તિહાં ધર્મ મહા ચિન્તા કરઇ એકલા મહાવન્નિ.
અહ્લા-પહ્લા ફરઇ ઘણૂં. સ્થિર નહીં તાં મન્ન, ૨૬
એ કારણ શ્રીકૃષ્ણ જાણઇ, પ્રીછ્યૂં કવણિ નવિ જાઇ.
ગ્રીષ્મ-ઋતુ મધ્યાહ્ન-વેલાં તરસ્યા જ્યુધિષ્ઠિર રાઇ. ૨૭
વલી મન્નિ વિમાશિઉં, 'જલપાન કરૂં એક વાર.
પછઇ હોશિ તે જાણશ્યૂં,' ઇમ બોલ્યા ધર્મકુમાર. ૨૮
એહવૂં જાણી મનિ શઙ્કા નાણી; જલકણ્ઠિ બઇઠા રાઇ.
નિઃશ્વાસ મૂકઇ નરપતિ. પ્રથમેં પખાલ્યા પાઇ. ૨૯
કરિ કરી જન્ન હલાવિઉં, આકાશવાણી હોઇ.
દેવજ્યક્ષ વાણી વદઇ, 'ચ્યારિ ભડ પડ્યા, તે જોઇ. ૩૦
જલપાન કરતા ધરણિં ઢલિઆ એ બાન્ધવ તાં ચ્યારિ.
માહરૂં વાઇક સાભલી પછિં કરે જલનુ આહાર.' ૩૧
આકાશવાણી સાંભલીનઇ મન માંહિ આધી હારિ;
"ધિક્કાર સર્વ જલમાં દીસઇ છઇ.' તત્ક્ષણ આવ્યા બાહૂરિ. ૩૨
બાહૂરિ આવી રહ્યા ઊભા. પછિં બોલ્યા ધર્મરાઇ,
"દેવજ્યક્ષ, ગણુ-ગાન્ધર્વ ! તહ્મ મોહૂટુ છઇ મહિમાઇ. ૩૩

જાણું છું, 'આ નીપનું. તે નિબલા તણું નહીં કામ.
ભીમ સરખા ભડ પડ્યા; વલિ અર્જુન બલિઆ નામ. ૩૪
સિહિદેવ શરા રણે પૂરા નઇ નિકુલ તણી શી વાત?
વિણુ ઘાઇ, જૂધ કરયા વિના, જુ, પડ્યા ચ્યારિ ભ્રાત" ૩૫
એહ્વું જ્યુધિષ્ઠિર મનિ ધરઇ, તવ બોલિઆ જ્યક્ષરાજ,
"વાણી માહ્‌રી સાંભલુ. પછિં સરઇ સઘલાં કાજ. ૩૬
એક પ્રશ્ન કરૂં તે સાંભલુ. તેહ્‌નુ વિચાર કુરુ આજ."
વલતા ધર્મ વાણી વદઇ; કિહિ, "બોલીઇ, જ્યક્ષરાજ! ૩૭

ઊથલુ

બોલીઇ, જ્યક્ષરાજ!" ઇમ જ્યુધિષ્ઠિર વાણી વદા.
વૈશમ્પાયન કિહિ રાજાનઇ, પછઇ જ્યક્ષરાજ બોલ્યા તદા. ૩૮
૩૨૫૦

---

## કડવું ૧૦૬ મું—રાગ ગોડી

જ્યક્ષ ભણઇ, "સાંભલિ, ધર્મ! વાણિ. તૂં કહઇ સવિ-ગુણ-જાણ.
કુણ ઉત્તમ મધ્યમ સંસારિ? તેહ્‌નુ મુઝ કુરુ વિચાર." ૧
"સતિ મારગિ જે કરઇ વિચાર, મનસુઝતુ લિહિ જે આહાર,
જીવદયા જે પાલઇ ધર્મ, તે કહીઇ ઉત્તમનાં કર્મ. ૨
જેહ્‌નઇ લોભ હોઇ અતિ ઘણું, કરઇ સવારથ પોતા તણુ,
ધન દેખીનઇં માનઇ ઘણું, મધ્યમ નામ કહિઇં તે તણું. ૩
જે ઉદ્યમ કરતુ લાજ ધરિ, નિત્યે આશ પિઆરી કરિ,
પેટ ભરવાશું જેહ્‌નઇ કામ, તે તાં કહીઇ અધમજ નામ." ૪
જ્યક્ષ ભણિ, "ધર્મ! ઇક સન્દેહ. એક વાત તાં પૂછું જેહ,
કવણ મૂર્ખ? કુણ કહીઇં જાણ? તેહ્‌નૂં મુઝનઇં કહુનિ વિખાણ." ૫
"જે દીઠું અણદીઠું કરઇ, કુટુમ્બનુ અતિ મોહ નવિ ધરઇ,
વડા લોકની માનઇ આણિ. એક કહીઇં તવ એહજ જાણ. ૬

અસ્રી ગુરુ કહઇ આપણ, અસતિ અધર્મનિ બોલઇ ઘણુ,(?)
આપ-સવારથિ ગુણ વિખાણુ, તેહ તુ બીજુ કહીઇ જાણ ૭
હરિ-હર તણી ભક્તિ જે કરિ, કુટુમ્બનુ અતિ મોહ નવિ ધરિ.
કિંકર નરનઇ ભેટઇ માનિ તેહ તુ કહીઇ ત્રીજુ જાણ ૮
થોડું ઘણૂ જે સાચઇ ધન્ન, અવસરિ દાન કરઇ જે મન્નિ,
બ્રાહ્મણ માનઇ વેદ-પુરાણ, તેહ તુ કહીઇ ચોથુ જાણ. ૯
એક મુર્ખ જે દુહવઇ માઇ, ચરતી હાકિ પિઆરી ગાઇ,
સભા માહિ જે બોલઇ ઘણૂં. મૂરખ નામ કહીઇ તે તણૂં. ૧૦
જે નર ગાઢે હડહડ હસઇ, ચોર-ગામિ જૈ વાસુ વસઇ,
વિણ-ગોલાવિઉ બોલઇ જેહ, બીજુ મૂરખ કહીઇ તેહ ૧૧
રાતિ દિવસ જે કરિ ઊચાટ વણગરથે જે બોલઇ સાટ,
ધન તણુ જેહ કરઇ હકુંાર, તેહ ત્રીજુ મૂરખ તા સાર. ૧૨
જે ગુણિકાશ્ મારઇ નેહ, જે આપણપુ વિખાણઇ દેહ,
ગાહિ ગરથ નઇ લૂખૂ ખાઇ, તેહ તુ મૂરખ ચોથુ થાઇ" ૧૩
જ્યક્ષ ભણઇ, "સકલ એ કાજ સત્યવચન બોલુ, ધર્મરાજ!
એક વાત મુઝ ઊપની હિઇ, કુણ જોગી, કુણ ભોગી કહિઇ!" ૧૪
"જોગી તે, જે જાણઇ જોગ, નિવર્તઇ મન સરસુજ ભોગ
ગુરુવચન તણી રાખઇ આણિ, તેહ તુ જોગી એક પ્રમાણિ ૧૫
ઇક જોગી જે ઉવખઇ ધર્મ, અહિંસા-ધર્મે સાચવઇ કર્મ
પાપ-પુણ્ય-રહિત તેહ જાણુ તેહ બીજુ જોગી પરમાણુ ૧૬
સુખ-દુખ જેહ નાણઇ મન્નિ, ન કરઇ માયા-કુટુમ્બ-ધન્ન,
મનકલ્પના નવિ કરઇ જેહ, ત્રીજુ જોગી કહીઇ તેહ ૧૭
ચિન્તા વિના, કાછે જે જ્યતિ, સુખ-સંયમ મનમા નિવૃત્તિ,
રીસ-રહિત જે સવિગુણ-જાણ, ચોથુ જોગી કહિઇ, પ્રમાણિ ૧૮
નિત્ય નીમિ જેહ ખાઇ પાન, સ્વજન લોકનઇ વાછઇ માન,
દુકિત કારત્ય જે નવિ કરઇ, એક ભોગી," ધર્મ ઉચરઇ ૧૯

"મિહિલું વસ્ત્ર ન પિહિરઇ દેહિ, લૂખું ભોજન નવિ કરિ જેહ,
ખાટૂં ખારૂં જે પરહરઇ, બીજુ ભોગી," ધર્મ ઉચરઇ. ૨૦
ગીત–નાદિ લય જેહનું મન્ન, અવસર પાત્ર જોઇ કરિ પુણ્ય,
અહર્નિશ સતિ ઉપરિ રહઇ, ત્રીજુ ભોગી," જ્યુધિષ્ઠિર કહઇ. ૨૧
આનન્દે જે રિહિ બહુ રઙ્ગિ, અગરચન્દન જે ચર્ચઇ અઙ્ગિ,
કલા બુહુતરી, સવિ ગુણ–જાણ ચોથુ ભોગી તેહ વિખાણિ." ૨૨
જ્યક્ષ ભણઇ, 'સાંભલિ, ધર્મરાજ ! તહ્ય દર્શનિં સરયાં મુઝ કાજ.
એક વાત તણુ કુહુ વિચાર. દુઃખી સુખી કવણ સંસારિ?" ૨૩
"જેહનઇ ઘિરિ ગુણવન્તી નારિ, મોટા પુત્ર કરઇ વ્યાપાર.
ભાઇ–બાન્ધવ–કુટુમ્બ–પરિવાર, એક સુખિઉ કહીઇ સંસારિ. ૨૪
જેહની ગાંઠે હોઇજ ધન્ન, ઊલટ મનસાઇ કરઇ પુણ્ય,
હરિભક્ત, ગાઇ હરિગુણ–ગ્રામ, બીજુ સુખિઉ એહનૂં નામ. ૨૫
દેણું–લિહિણું જે નવિ કરઇ, ધન–કારણિ પરદેશિ ન ફરઇ,
જેહ પિહારી નવિ કરિ વાત, ત્રીજુ સુખિઉ સુણિ, જ્યક્ષજાત ! ૨૬
એક અઙ્ગિ જે હુઇ નીરોગ, પરલોકનઈં સાધઇ યોગ.
નિદ્રા નહિ, ક્રોધ કિહિ તણઇ, સુખી ચોથુ," જ્યુધિષ્ઠિર ભણઇ. ૨૭
જેહનઇ ઘિરિ બઇઅર કોહાડિ, નિતિ ઊઠીનઇ કરિ વઢવાડિ,
માથઇ રણ નઇ કરિ હઙ્કાર, તેહ દુઃખિઉ ઇક સંસારિ. ૨૮
થોડૂં ઊપજિ, ખરચઇ ઘણૂં, કાર્ય ન જાણઇ પેટ તણૂં,
રણિઆ જેહનઇ બઇસઇ બારિ, તેહ બીજુ દુઃખઉ સંસારિ. ૨૯
તૃષ્ણા, કામ ક્રોધ જેહ–અઙ્ગિ, વૃદ્ધપણઇ જે હુઇ ઘર–ભઙ્ગ,
બહુ પ્રજા, ઘિરિ નિર્ધનપણૂં, મહા દુઃખ જાણવૂં તે તણૂં. ૩૦
રાતિ–દિવસ જે હીંડઇ ગામિ, ઘડી એક નવિ બઇસઇ ઠામિ.
જેહ પિહારી આલસિ કરઇ, ચોથુ દુઃખિઉ," ધર્મ ઊચરઇ. ૩૧
"સત્ય, સત્ય, સત્ય, તૂં સાર. તાહરા ગુણનુ ન લાભઇ પાર;"
જ્યક્ષ ભણઇ જ્યુધિષ્ઠિર! ધનિ, ધન્ય, તહ્ય દર્શનિં હોઉં
મુઝ પુણ્ય." ૩૨

જ્યક્ષ ભણઇ, "ધર્મ તૂં એવ, તુહ્નઇ કહિઉ પ્રત્યક્ષ દેવ.
એક વાત મુઝ હઇડઇ વશી, કવણ ઉદ્યમી ? કુણ આલશી ?" ૩૩
"જે નર સૂઇ સદા અધરાતિ, વિહિલુ ઊઠઇ જેહ પ્રભાતિ.
જપ–તપ–તીરથ–ધ્યાનજ ધરઇ, એક ઉદ્યમી," ધર્મ ઉચરઇ. ૩૪
અડસઠિ તીરથ જેહજ કરઇ, ગયાવન્તિ જે પિણ્ડજ ભરઇ,
એકોતરિ કુલ ઊધરિ જેહ, બીજુ ઉદ્યમી કહીઇ તેહ. ૩૫
હરિ–હર ભક્તિ અનુદિન કરઇ, રામનામ–અહર્નિશ ઊચરઇ,
સવિ વિદ્યાઇ કરઇ પઇસાર, ત્રીજુ ઉદ્યમી તે સંસારિ. ૩૬
આવી પડિ ધીરજ્ય જે ધરઇ, ઉદ્યમ કરતુ લાજ નવિ કરઇ,
પુણ્ય કરઇ તે પરસ્પરિ લહઇ, ચોથુ ઉદ્યમી તેહ્નઇ કહઇ. ૩૭
ધર્મ તણુ વિલમ્બ જેહ કરઇ, સોનૂં પર–ઘિરિ આપણિ ધરઇ,
હાટ–શેરડીઇ બઇઠુ રહઇ, એક આલશી તેહ્નઇ કહિઇ. ૩૮
સુહુમાસઇ જેહ્નઇ ઘિરિ સૂર્ડ, માથઇ રણ નઇ સુખશં સૂઇ.
વ્યાપાર વણિજ લાજ જે કરઇ, બીજુ આલશી," ધર્મ ઊચરઇ. ૩૯
"પેટ વડઇ ઓલગિ જે કરઇ, ઘર મૂકી પરદેશિજ ફરઇ,
વ્રત ન કરઇ તા એકાદશી, તેહ ત્રીજુ કહીઇ આલશી. ૪૦
વિદ્યા ન ભણિ, લોપિ નિજકર્મ, અવસર આવિ નવિ કરિ ધર્મ,
ત્રિયા તણી જે આણઇ કાણિ, તેહ તુ આલશી ચોથુ જાણિ." ૪૧
જ્યક્ષ ભણઇ,"રખિ રીસ કરુ ! એક વાતનુ હજી ખરખરુ.
પાણ્ડુ–પુત્રજી ! કુહુ વિચાર, ધર્મી પાપી કુણ સંસારિ ? ૪૨

ઊથલુ

ધર્મી પાપી કવણ નઇ ?" ઇમ અદૃષ્ટથી પૂછઇ કલી.
વૈશમ્પાયન કિહિ, સુણિ, રાજા ! જ્યુધિષ્ઠિર કહઇ છઇ વલી. ૪૩

૩૨૯૩

## કડવું ૧૦૭ મું—રાગ એજ

" જીવદયા પાલઇ જે ધર્મ, જાણિઇ નહીં પિહારાં કર્મ.
કુસંગ્નિ–સઉં જેહ નવિ કરઇ એક ધર્મી ધર્મ ઉચ્ચરઇ. ૧
જેહનું હોઇ નિર્મલ મન્ન, દુર્ભિક્ષ પડઇ આપઇ અન્ન,
પર–વેદના જાણઇ જેહ, બીજુ ધર્મી કહીઇ તેહ. ૨
સરુવર વાવિ કૂપ જે કરઇ, ત્રણિ કાલિ દેવદર્શન ધરઇ.
સત્ય વચન જે બોલઇ વાણિ, ત્રીજુ ધર્મી એહનઇ જાણ. ૩
શીલવન્ત જે નિશ્ચલ–મન્ન, દ્વિજનઇ મુખિ જે વાવરિ અન્ન.
શુભ વચ્છઇ, અપજસ ન કરન્ત, તેહ તુ ધર્મી ચોથુ ચિન્તિ. ૪
મિત્ર–સગાંનઇ પજવઇ ઘણું, વલણ ચલાવઇ અસ્ત્રી તણું,
પરનઇ દુહુવિ, ન દિ કુહુનિ માન, તેહ તુ પાપી ઇક છઇ શ્વાન. ૫
જૂઠી સાખિ કરઇ જુ કોઇ, અધિકું કરીતુ બઇસઇ સોઇ.
સગાં સગાની ચાડી કરઇ, તેહ તુ બીજુ પાપી મરઇ. ૬
જેહનઇ લોભ, ક્રોધ અતિ ઘણું, અપજસ બોલઇ જણ–જણ તણું,
પડ્ દર્શનમાં માંડઇ માન, તેહ ત્રીજુ પાપી તાં જાણિ." ૭
દેવન્યક્ષ ભણિ, " તૂં તા પાત્ર. તહ્નદર્શનિ મુઝ હૂઇ ગાત્ર.
એક વાત તણુ હર્ષ અપૂર. કુણ કાઇર ? કુણ કહીઇ શૂર ?" ૮
" શૂર તે રણસઙ્ગ્રામિ મરઇ, પિહિલુ ઘાઇ જેહ નવિ કરઇ,
હસ્તિ–દન્તિ વીંધાવઇ ગાત્ર, એક શૂર તે કહીઇ પાત્ર. ૯
ઇક પૂરી દેણું જે કરઇ, ઘર પાછલિ ચિન્તા નવિ ધરઇ,
બોલઇ તે તા પાલઇ વાચ, બીજુ શૂર તે કહીઇ સાચ. ૧૦
જેહ વાચ્ચિ–કાચ્ચિ દૃઢ હોઇ, પરદુઃખવેદન ભાંજઇ સોઇ,
ખાઇ કમાઇ બોલજ સહઇ, ત્રીજુ શૂર," જ્યુધિષ્ઠિર કહઇ. ૧૧
જે નર વાછઇ વૈકુણ્ઠવાસ, ઇહ લોકની નવિ કરઇ આશ,
માયા–મોહ જેહ નવિ ધરઇ, ચોથુ શૂર," ધર્મ ઉચરઇ. ૧૨

"ઇક કુટુમ્બની માયા કરઇ, ધન્ન હોઇ તે સાતી ધરઇ,
વરુ કરવા જે બીહિ અપાર, ઇક કાઇર તો એ સંસારિ. ૧૩
જે નર લૂખુ કરઇ આહાર, ફરતા પુણ્ય પુછિ પરિવાર,
હાનિ-જોખમે પડઇ ગરાણુ, બીજુ કાઇર તેહ તુ જાણિ. ૧૪
જે તીરથિ-પરદેસિ ન ફરઇ, ઘિરિ બિઠુ વાત ઘણેરી કરઇ,
રાઉલ-માગઇ આપઇ દ્રામ, ત્રીજુ કાઇર તેહનૂં નામ. ૧૫
જે નર હઇઅડિ સતિ નવિ ધરઇ, લોભે વાહિઉ ભૂંડૂં કરઇ,
દેવ-ધર્મ નવિ જાણઇ સાર, ચોથુ કાઇર એહ વિચારિ." ૧૬
જ્યક્ષ ભણઇ, "ધર્મ ! તૂ તો જાણ. તાહ્‌ગ ગુણ તે માહરા પ્રાણ.
એક વાત મુઝ ઊપની હિઇ, કુણ મીઠૂ ? કુણ કડવૂં કહિઇ ?" ૧૭
"મીઠૂં ભોજન, મીઠુ નાદ, મીઠુ પણ્ડિત-સરસુ વાદ,
મીઠૂ અસ્ત્રી-સુન્દર વાણિ, ઇક મીઠૂ એ નિશ્ચે જાણિ. ૧૮
મીઠૂં ભક્ષ્યજ લાગઇ અન્ન, મીઠૂ મનસા લાગઇ પુણ્ય
મીઠૂ ભોજન, માહિજ ખીર; મીઠૂ તો તરસ્યાનઇ નીર. ૧૯
લોભે મીઠૂ લાગઇ ધન્ન, ગરથે મીઠૂં લાગઇ પુણ્ય.
જોગી મીઠૂં લાગઇ જ્ઞાન, ભોગી લાગઇ મીઠૂ પાન. ૨૦
કામીનઇ મનિ મીઠુ માર. અસ્ત્રી મને મીઠુ શણગાર.
ભક્તિમાનિ મીઠૂ હરિનામ, ચોથૂ મીઠૂ વૈકુણ્ઠ-ધામ. ૨૧
કડ એક જે માથઇ રણ્ણ વલી કડૂ જે પુત્રી-ધન્ન.
વલી કડ, કલણ્ઠ ઘિરિ નારિ એક કડ તો એ સંસારિ. ૨૨
વળી કડૂ જે લાગઇ ભૂખ, વલિ કડૂ સદા આવઇ દુઃખ.
માટી ઘરડુ, ખઇઅર નની, બીજૂ કડૂ કહૂં છૂં કવી ૨૩
વલી કડૂ જે નિર્ધન-પણૂ, વિના-ઉપાર્જન દેણૂં ઘણૂં.
ઉહનાલઇ જેહ જાઇ ગામિ, ત્રીજૂં કડૂ તેહ તો, સ્વામિ ! ૨૪
વલી કડૂ જે મૂરખ-સાથ, પોતાનૂં ધન પિઢારિ હાથિ.
ત્રોટૂં કડૂ જે માથિ ભાર. ચોથૂં કડૂ એહ વિચારિ" ૨૫

જ્યક્ષ ભણઇ, "તૂં સુણિ, નરદેવ ! તૂં કહઇ છઇ મુઝ સકલ ભેવ.
તાહરા ગુણનુ પાર ન લહીઇ. કવણ સાધુ ? કુણ ધૂર્ત કહીઇ ?" ૨૬
"સાધુ તેહ, જે આચરિ ધર્મ; પૂઠિ પાછલિ ન કરિ જે કર્મ;
કલિ-કાવલિ નવિ જાણઇ ઘણૂં. સાધુ નામ કહીઇ તે તણૂં. ૨૭
પાપપિંડ જે બીહઇ અપાર, ધર્માધર્મ જાણઇ વિચાર,
પિતા તણી જે ભક્તિ કરઇ, બીજુ સાધુ," ધર્મ ઊચરઇ. ૨૮
"જેહ્નઇ લોભ નહીં અતિ ઘણું, મર્મબોલ બોલિ ન કિહિ તણૂ.
દીઠઇ મારગિં આવઇ જાઇ, ત્રીજુ સાધુ તે નિશ્ચલ થાઇ. ૨૯
જે ભિસિ ઊઠઇ ઉત્તમ સાથિ, કૂડ-કપટ નવિ જાણઇ વાત,
હરિ ઊચરિ, હઇઅડિ ગુણગ્રામ, ચોથુ સાધુ છઇ તેહનૂં નામ, ૩૦
જેહ અતિઘણા ચર્પટ કરઇ, હરિ-હર નામ ઘાડિ ઊચરઇ,
મન માહિ મિહિલુ, શીતલ વાણિ, એક ધૂર્ત તે, તે તૂં જાણિ. ૩૧
જે નર અતિ ઘણુ કાવલિ કરઇ, માઠી તપ નઇ ધન જે હરઇ.
જણ-જણનઇ જે નમઇ અપાર, બીજુ ધૂર્ત છઇ, એહ વિચારિ. ૩૨
જે પરસ્ત્રીશું માંડી નેહ, આપણપુ જે વિખાણઇ દેહ,
જૂઆ રમ જે કરિ અતિઘણા, ધૂર્ત નામ કહીઇ તે તણા. ૩૩
જન જે બગ-ધ્યાનનઇ કરઇ, હલુઇ હલુઇ પગલૂં ભરઇ
થોડું બોલઇ, કાવલિ ઘણી, ચોથી ચાલિ તે ધૂર્ત તણી." ૩૪
બિહૂ કર જોડી બોલિઉ જ્યક્ષ, અભિનવ વાણી બોલ્યુ પરીક્ષ,
"એક વાત તમ્યો કુહુનઇ ઇહાં, સાત સુખ પ્રાણીનઇ કિહાં ?" ૩૫
"પિહિલૂં સુખ જે જાતઇ નરખા, બીજૂં સુખ જે ઘ્રિરિ દીકિરા.
ત્રીજૂં સુખ જે અન્ન નિવારિ, ચોથૂ સુખ પતિવ્રતા નારિ. ૩૬
પચ્ચમં સુખ જે વસઇ સુગામિ, છઠ્ઠૂં સુખ જે ન જૈઇ ગામિ.
સાતમ સુખ સન્તોષજ મનિ;" જ્યક્ષ પ્રતિ કહઇ ધર્મરાજન. ૩૭
વળી જ્યક્ષ કહઇ, "ધર્મરાઇ ! સાત દુખ જે જે કિહિવાઇ,
પાણ્ડુપુત્ર ! હવિ કુહુનઇ તેહ, પછઇ મનિ ભાંજઇ સન્દેહ." ૩૮

"પિહિલૂં દખ જે આગણિ ઝાડ, બીજૂં દુઃખ પાડોશિ આડ.
ત્રીજૂં દખ જે ઘરમાં કૂઉ, ચોથૂં દખ જે દીકિરુ જૂઉ. ૩૯
પઞ્ચમ દખ જે ઘિરિ નહિ અન્ન. છટ્ઠૂં દખ જે ચઞ્ચલ મન.
સપ્તમ દખ પરસ્ત્રીશૂં નેહ." જ્યક્ષ કેરુ ટાલિઉ સન્દેહ. ૪૦
વલી જ્યક્ષ તાં બોલિઉ એહ, "ધર્મપુત્ર! તૂં કુહુ છઇ દેવ.
ભક્તિમાર્ગ તણુ કુહુ મહિમાઇ, તેહ મુઝ કુહુ, જ્યુધિષ્ઠિર રાઇ! ૪૧

ઊથલુ

તે કુહુ, જ્યુધિષ્ઠિર રાઇ!" નઇ ઇમ જ્યક્ષરાજ વાણી વદઇ.
વૈશમ્પાયન કિહિ રાજાનઇં, ભક્તિભાવ રાખી રિદઇ. ૪૨
૩૩૩૫

---

## કડવૂં ૧૦૮ મૂં–રાગ એજ

"જે વૈકુણ્ઠ અમરપુર ઠામિ, ત્રણિ ભુવનિ સહૂ જાણઇ નામ,
અનેક સુખ ભોગવિ અતિ ઘણા, તે ફલ વિષ્ણુ-પૂજ્યા તણા. ૧
ગાન્ધર્વ, અપછરા, મુનિવરા, સિદ્ધ, સાધક જ્યક્ષ કિન્નરા,
ધ્રુવ, પ્રહ્લાદ અમ્બરીષ નામ, વિષ્ણુપૂજ્યાના ફલ-કામ. ૨
પૃથ્વીપતિ રાજા જે જાણુ, ચ્યારિ ખણ્ડિ જેહ્‌ની વરતઇ આણિ,
ચમર ઢલઇ, છત્ર શિરિ મોહિ, વિષ્ણુપૂજ્યા તણા ફલ હોઇ. ૩
જે ઘિરિ હસ્તી બાધ્યા બારિ, રથ-કનક નઇં તુરી તોખાર,
મોહૂટા મન્દિર, ભોગવિલાસ, હરિપૂજ્યા-ફલ તેહ પ્રકાશ. ૪
જે ઘિરિ હોઇ પદ્મની નારિ, બઇઠૂ ખેલઇ આંગણિ બારિ,
ભોજન ભલા, પાન વાવરઇ, વિષ્ણુપૂજાફલ;" ધર્મ ઊચરઇ. ૫
"જે ઘિરિ હોઇ વૃદ્ધિ-કલ્યાણ, ચૌદ વિદ્યા સવિ ગુણ-જાણ,
બત્રીસ લક્ષણ ગુણ વિખાણ, હરિપૂજ્યા-ફલ એહ એંધાણ. ૬

જે ઘિરિ સરખૂં જોડ હોય, નાતિપ્રીતિ, ન વેરી કોય,
ભિ સ્વરૂપવન્તા સુત જાણિ, વિષ્ણુપૂજ્યા એહ પ્રમાણિ. ૭
પીત પટોલાં પિહિરણ અપાર, નિતિનિતિ નવા કરઇ શણગાર,
અનેક પ્રેમલ ધરયુ નિજ અઙ્ગિ, હરિપૂજ્યાફલ એહ સુચઙ્ગિ. ૮
પાન-ફૂલ અનિ જે ભોગવઇ, અનેક નર જે પૂંઠિ ઠવઇ,
અબલા હોઇ જેહ ઘિરિ નારિ, વિષ્ણુપૂજ્યાફલ એ સંસારિ. ૯
ઉષ્ણકાલિ મોડઇ સુચઙ્ગ, શીતકાલિ મોડઇ નવરઙ્ગ,
વરસાદે બઇઠા સુખિ રહઇ, હરિપૂજ્યા-ફલ તેહનઇ કહઇ. ૧૦
ખીર-ખાંડ-ઘૃતિ-ભોજન સાર, મનવાઞ્છિત નિતિ કરિ આહાર,
વાશ્યાં જલ શીતલ આણીઇ, વિષ્ણુપૂજ્યાફલ તે જાણીઇ. ૧૧
લઘુ ઉદ્યમિ લક્ષ્મી ઘિરિ ઘણી, વરતી જાણઇ બ્યણજ તણી,
વાણોતર ઘિરિ ઊભા બારિ, હરિપૂજ્યા-ફલ તે સંસારિ. ૧૨
ગર્ભવાસ નવિ આવઇ જેહ, જમજોખમ નવિ દેખઇ જેહ,
ચ્યારિ ખાણિના ફેરા ટરઇ, વિષ્ણુપૂજ્યાફલ;" ઊચરઇ. ૧૩
જ્યક્ષ કહઇ, " તઇ કહ્યાં સવિ ગ્યાન. તહ્મનઇ હજ્યો અપરિમિત માન.
સકલ જન્મ એહનઇ, સંસારિ ધર્માધર્મ જે જાણિ વિચાર." ૧૪

ઊથલુ

વિવાદ કરતાં વહી ગયુ, સાત પુહુરિ સંવ્વાદ.
જ્યક્ષ દેવ રીઝયા ઘણૂં; ઊપનુ મનિ ઉહ્લાદ. ૧૫
૩૩૫૦

—o—

## કડવૂં ૧૦૯ મૂં—રાગ એજ

રાજા પૂછઇ, કુહુનઇ, ઋષિજી ! જે પડ્યા ચ્યારે વીર.
પછિ જ્યુધિષ્ઠિરનઇ શૂં હવૂં ? તરસ્યા ન પીધૂં નીર. ૧

દેવ જ્યક્ષ વાણી વદ્યા; નઇ પૂછ્યા પ્રશ્ન અનેક.
જ્યુધિષ્ઠિરિ તે સર્વનાં કહ્યા તત્ત્વ વિવેકિ. ૨

દેવ જ્યક્ષ રીઝયા ઘણૂં, " તમ્યો પ્રશ્ન કહ્યા તે સાર.
જે જોઇઇ તે માગીઇ. વર આપૂં નિરધાર. ૩
હૂં તુઝ ઊપરિ રીઝયુ ઘણું. માગિ કાંઈ વરદાન.
ચૌદ લોકનું રાજ્ય આપૂં," ઇમ બોલ્યા જ્યક્ષ રાજાન. ૪

વલી જ્યક્ષ વાણી વદ્યા, " સાદ કરુ એક ભ્રાત."
તિહારઇ ધર્મિ વિમાસિઉં; લઘુ બોલાવ્યા બે જાત. ૫
વલતા જ્યક્ષ વાણી વદ્યા, " એ શૂં બોલાવ્યા, રાય ?
કુન્તીતન વીસારિઆ. જે અપરમાતના ભાઇ, ૬
અપર માતાઈ જનમિઆ; લઘુ બાન્ધવ તા તેહ.
એ અધટતા બોલાવિઆ. મુઝ મોહટુ સન્દેહ." ૭
તિહારઇ ધર્મ વાણી વદ્યા, " અમ્યો પાચિ ભાઇ એક.
ભીમ–અર્જુનથી અધિક છઇ સિહિદે–નિકુલ વિશેખ." ૮
જ્યુધિષ્ઠિર ઇમ બોલિઆ, " સાભલુ, રે જ્યક્ષ દેવ !
એ નિકુલ–સિહિદે વિશેખ છઇ, બાન્ધવ તા વલી બેઉ. ૯
એ પાચિ બાન્ધવ સરખા ગણિઆ શ્રીમહારાજિ.
અમ્યો પાણ્ડુતન જાણૂં નહીં. તે કરસ શ્રીકૃષ્ણ કાજ." ૧૦
એણઇ વચનિ જ્યક્ષ રીઝયા ઘણૂં, " માગિ મુઝ કહિ, રાય !
ભ્રાત ચ્યારિ બોલાવિઇ, તત્ક્ષણુ બઇઠા થાય." ૧૧
તવ ધર્મિ ભ્રાત બોલાવિઆ. જાણી નિદ્રાવશ ચ્યારિ,
આલસ મોડી ઊઠિઆ, " ભાઇ ! મોહટા વિશ્વાધાર." ૧૨

તિહારઇ પ્રત્યક્ષ પ્રગટ થયા; જ્યક્ષ દેવ બોલ્યા વાણિ,
" તમ્યો માહરા પુત્ર છુ. હું તાત તમારુ જાણિ. ૧૩
મઇ તમારી પરીક્ષા જોવા ધરયા'તાં એ રૂપ.
હરણ તેહ તુ હું થયુ, અરણિપાત્ર, દ્વિજસ્વરૂપિ, ૧૪
સરોવર કીધૂં કારમૂં નઇ તૃષા પ્રગટી-દેહિ;
બલ–ધૈર્ય જોવા તમ તણૂં મઇ પ્રગટ કીધાં એહ" ૧૫
ભ્રાત ચ્યારિ પડયા તે કહઇ બઇઠા મુખિ વાણિ,
" અમ્યો બલિઆ અતિ ઘણૂં, તે ન ગમ્યૂં સારંગપાણિ." ૧૬
વલી જ્યક્ષ ઇમ બોલિઆ, " એ ચ્યારિ તો બલવાન,
અભિમાનિં આહિ આવિઆ કરવા અમ્બુપાન. ૧૭
અભિમાનિં એ પડયા પૃથ્વીઇં; મૃત્યુ–રૂપ થયા એ તન.
તઇ સત્ય રાખ્યૂં આપણૂં. તુહુનઇ તુઠા જુગજીવન. ૧૮
તુઝ સમુ કો સત્યવાદી નથી બીજુ કોઇ.
શત્રુ–મિત્ર કુહુ છઇ નહીં. ભાવિ લખ્યૂં તે હોઇ." ૧૯
વલી જ્યક્ષ વાણી વદ્યા, " માગિ કાંઇ વરદાન.
ધીરજવાન તુઝ ઊકરુ. નવ ખણ્ડમાં તુઝ નામાન." ૨૦
તિહારઇ જ્યુધિષ્ઠિર બોલિઆ, " તમ્યો જાણુ છુ તાં મનિ.
દુર્યોધનેં દ્યૂતિ હરાવી મોકલ્યા મહા વનિ. ૨૧
વન એક વર્ષ નષ્ટચર્યાઇ રહિવૂં છઇ તો અગોપ્ય.
તે વર અમ્હનઇ આપીઇ જે નવિ જાણઇ કુહુ ભૂપ. ૨૨
જુ અમ્હનઇ કુહુ જાણિ ' પાણ્ડવ, ' તુ મહા વાડૂં થાઇ.
વલી વર્ષ બાર વનવાસ વેઠવુ; વલી નષ્ટચર્યા જાઇ." ૨૩
તવ જ્યક્ષ વાણી વદ્યા, " મન–ગમઇ તિહાં રહિજ્યો,
માસ બાર નગરમા સુખી, કષ્ટ પડઇ મુહુનઇ કહિજ્યો. ૨૪
તૂં, જ્યુધિષ્ઠિર! મોહ્રુ તાપસ, સત્ય કેરુ અવતાર
ધીયવાન બીજુ નવિ દેખૂં કરવા પર ઉપકાર." ૨૫

વલતા વીર વાણી વદ્યા, "એ સત્ય કહૂં હૂં [વાત]
વર તમ્મારુ શિરિ ચઢાવિઉં. મોટા વૈકુણ્ઠનાથ." ૨૬
દેવ જ્યક્ષ વલતા બોલિઆ, "તમ્યો સાંભલુ પાંચિ તન્ન,
પર-સેવા મહા દોહિલી. [પણિ દુઃખ મ લ્યાવશુ મન્નિ] ૨૭
દુઃખ-વેલા વીસારજ્યો, [ ધૈર્ય રાખશુ હિઇ.]
તમ્યો નગરમાં સુખી રહિજ્યો, માણશુ કિહિ તણ લહઇ. ૨૮
આગઇં અનેક મોહ્‌ટા દુઃખ પામ્યા, તુ તમ્યો કેહી માત્ર?
સુરનર-મુનિજન સમોવડિ, તમ્યો સત્યવાદી પાત્ર." ૨૯
ઇમ કહી અન્તરિ લઇ પામ્યા ધર્મરાજ જ્યક્ષ જે થાઇ,
વૈશમ્પાયન કહઇ કથા, સાંભલિ, જનમેજે રાઇ! ૩૦

૩૩૮૦

---

## ૧૨. ઘોષયાત્રાપર્વ—

### કડવું ૧૧૦ મૂં—રાગ ધન્યાશ્રી

તિહાંથા પાંચિ પાછા વલ્યા; વાટે ચાલ્યા જાઇ,
ક્ષણ એકમાં આવી રહ્યા, આશ્રમ જે વન માંહિ. ૧
પાંચિ પુરુષ નઇ છ્ઠી ભાર્યા વને એકઠાં મિલિઆં.
મોહ્‌ટુ વિગ્રહ એક નિવારિઉં, ધૌમ્ય-ચરણિ જે નમિઆં. ૨
વીતક વારતા કહી વિપ્રનઇ. તે સાંભલિ મુનિજન!
વલી કહૂં કથા, તે સાંભલિ, જનમેજે રાજન્ન! ૩
દુર્યોધનેં દલ સજ્જ કીધૂં; ગજ રથ અશ્વ શણગારી;
સ્ત્રીજન-વધૂ સવિ સાથઇ લીધી શૃઙ્ગાર સોલે સારી. ૪
પોતાનઇ ચિત્તિ, 'પાણ્ડવનઇ રિધિ દેખાડૂં જે ત્યાંહિ,
તે દેખીનઇ પાંચે પાણ્ડવ દુઃખ પામઇ મન માંહિ.' ૫

એહવું જાણી કામ્યકવનિ ચાલ્યા અભિમાન આણી મનિ,
શત ભ્રાત, શકુનિ, કર્ણ સાથઈ દુર્યોધન રાજન્ન. ૬
ઘોર સ્વરિ નીસાણ ગડગડઇ, ધ્વજ પતાકા ફરકઇ,
અંબાડી, આયુધ નઈ અંકુશ ઘણ્ટ ઘૂઘરા ઝરકઇ. ૭
સુવર્ણ સાંકલિ માતઙ્ગ મદઝરતા અનેક આગલિ કીધા.
શકટ, ઊંટ, સાંઢી નઈ વેસર સજ્જ શામઆણા લીધા. ૮
રથ, શિબિકા, સુખાસન સુન્દર. અશ્વ નાનાવિધ રઙ્ગ.
........ઝાઝા કરયા આગલિ, સેના સઘલી સઙ્ગિ. ૯
નગર માંહિથી ચઢી નીસરયા; મારગમાં ચાલ્યા વન્નિ.
અન્તર્વાર્તા ઇન્દ્રે જાણી, 'જે દુર્યોધન રાજન્ન ૧૦
યુધિષ્ઠિરનઇ જાઇ દેખાડવા અભિમાન મનિ આણી,
ગણ-ગાન્ધર્વ તિહાંથા મોકલ્યા; કહ્યું, 'ગ્રહો લ્યાવ્ય એ પ્રાણી.' ૧૧
વાટ માંહિ આવી જૂધ કીધું ઇન્દ્રના ગણ જોધાઇ.
સેના સઘલી હારી તિહારઇ નાહ્શા દુહુ દિશિ જાઈ. ૧૨
શત ભ્રાત, શકુનિ, કર્ણ નાહ્શા, દુર્યોધન રહ્યુ એક,
એટલઇ ગાન્ધર્વ ગ્રહી ચાલ્યા અન્તરિક્ષ મારગિ એકિ. ૧૩
એટલઇ જે કહ્યું પાણ્ડવનઇ, 'દુર્યોધન દલયુ સાહી,
ચિત્રાઙ્ગદ ગાન્ધર્વ ગ્રહી જાઇ, તે તહ..................' ૧૪
શુણતમેવ યુધિષ્ઠિર બોલ્યા, "અર્જુન વાહરિ ધાજ્યો.
એ અપયશ આપણનઇ મોહટુ, ભીમ ભડ પૂંઠે જાજ્યો." ૧૫
તવ નિકુલ-સહિદે ઊચરયા, "એહ શું બોલ્યા, રાય?
આપણનઇ એણઇ વનિ મોકલ્યા. એ શત્રુ આપણા થાઈ." ૧૬
ભીમ કહઇ, "પર દીપ વિસાઇ પાપી પ્રાણિ હોય,
તુ તાં, સ્વામી! આપણિ આયઈ દોષ ન દિઇ તાં કોઇ." ૧૭
અર્જુન કહઇ, "શૌગિથી સાંકલિ ઊતરઇ છિ, રાજન!
એહનું પાપ એહનઇ લાગઇ છઇ, તુ હર્ષ ધરુનઇ મનિ. ૧૮

દ્રુપદી અતિ આનન્દ પામ્યાં, શ્રવણિ સાંભલી વાત,
"પાપી પ્રાજે ઇમ પામઇ, તુ ત્રૂઠાં ઉમિયા માત," ૧૯
સવિ કિહિનઇ મનિ એમ ઊપનૂં, નહીં જ્યુધિષ્ઠિરનઇ મન્નિ.
વૈશમ્પાયન વીનવઇ, સુણિ, જનમેજે રાજન્ન! ૨૦

જ્યુધિષ્ઠિર કિહિ, "આપણનઇ એણઇ ભૂંડૂં કીધૂં કર્મ.
આપણિ રૂડૂં કરી લજાવીઇ, તુ તાં રિહિ નિજ ધર્મ." ૨૧

વડા ભાઇનૂં વચન પાલવા જૈ મૂકાવિઉ રાઇ.
ગાન્ધર્વ કિહિ, "કુહુ આહિશુ નાખૂં, જિમ ચૂરણ થાઇ." ૨૨
અર્જુન કહઇ, "ઇમ નવિ કીજિઇ, ભાઇનઇ નવિ ગમઇ વાત.
જીવિતદાન દીધાનૂં પુણ્ય છઇ ધર્મનઇ સાક્ષાત." ૨૩
અર્જુને બાણની ઠાઠિ બાધી; ઢાલ કીધુ ઇમ્મ.
બાણેબાણ સન્ધાણજ કીધાં, ભોમિ પુહુતિઉં તિમ્મ. ૨૪

આકાશથી ઇમ પાજ બાધી ધર્મના પગ પર્યન્ત.
"હાવિ એહ્નઇ એમ મૂકીઇ જિમ નાવઇ એહ્નુ અન્ત." ૨૫
હાથ પગ બાધી કરિઉ પોટલુ. રડ્તુ મૂકિઉ રાઇ.
દેવ—ગાન્ધર્વ સવિ હસવા લાગા. આવી પડ્યુ ધર્મનિ પાઇ. ૨૬

જ્યુધિષ્ઠિરિ વાસઇ હાથ ફેરવિઉ; કહ્યૂં, "સુજ્યોધન ભાઇ!"
હાથપગ છોડી ખેહ ખડ્ખેરી આશ્વાસના દીધી રાઇ. ૨૭
ઊઠીનઇ તવ થયા ઊભા, દુર્જ્યોધન નીચૂં નિહાલઇ,
'અરે મૃત્યુ કા નવિ પામિઉ, જે વૈરી તન પરજાલઇ?' ૨૮
અણબોલિઉ ઊઠીનઇ ચાલિઉ. જ્યુધિષ્ઠિરિ જાવા દીધુ.
વૈશમ્પાઇન કિહિ, સુણિ, રાજા! ઉપકાર એહ્નુ કીધુ. ૨૯
પછઇ હસ્તિનાપુરે પુહુતા દુર્જ્યોધિન રાજન્ન.
કર્ણ—શકુનિ આવી રહ્યા આગલિ. નવિ કહ્યૂ મનથૂં વચન્ન. ૩૦
દાન, માન, અપમાન, [એ નવિ કહીઇ કુહુનઇ વાત.]
વૈશમ્પાયન કિહિ વલી, વનિ બઇઠા પાંચે ભ્રાત. ૩૧

ઊથલુ

વનિ બઇઠા પાંચે ભ્રાત, સુખ દુઃખ સહી એ સહ્યાં.
આરણિકપર્વ તણી એ કથા, બાર વર્ષ પૂરાં થયાં. ૩૨
૩૪૧૨

---

### કડવું ૧૧૧ મું—રાગ આંદોલ ગુડી

સ્વામી! એ એણી પરિ બોલઇ છઇ [1]રાંજન્ન એ,
વન પાણ્ડવના પૂરણ થયાં એ. ૧
ઢાલ–[2]વન પાણ્ડવનાં થયાં પૂરણ, ઉરણ હવા વચન.
રાજિ કેહી પરિ પામિઆ, તે કુહુનઇ, મુનિજન ' ૨
તે વાક્ય રાઇના સાંભળી મનિ હરખિઆ ઋષિરાઇ.
રાજિ કેહી પિરિ પામિઆ, તે કહું તુઝ મહિમાય. ૩
હસ્તિના [3]માહિ દ્યૂત હારી, પાણ્ડવ ચાલ્યા વનિ.
દિવસ બીજઇ સભા [4]માહિ બઇઠા દુરજ્યોધન્ન. ૪
આણ પોતાની સઘળઇ વરતાવી મહારાજિ.
પાણ્ડવની જે પક્ષ કરતા, નીગમી તેહની લાજ. ૫
[5]નિષ્કણ્ટક એણિ રાજિ કીધું. [6]કિહિશું નહીં વિરોધ.
જે થયા માયા ઊફરા, તે ભડી ભાજ્યા યોધ. ૬

---

☞ અહીંથી આવતા ત્રણ કડવા નાકરના વિરાટપર્વાન્તર્ગત આરણ્યકપર્વનાં ૧૭–૧૮–૧૯ એ કડવા તરીકે છે. તેની અનેક પ્રતિયો ઉપલબ્ધ હોવાથી તેના પાઠાન્તરો અહીં આપવામા આવે છે:—

કડવૂ ૧૧૧ મું:—૧. રાયજી,...થાપેજી. ઉપરાંત વધારે:—“ પૂરણ થયું વન્ન, હે સ્વામિન્નજી! રાજા પોતે કહો વચન્નજી.” અ. ૨. આ કડી અ માં નથી. ૩. ˚પુરમાં રાજ હારયૂ અ–બ–ઇ. ૪. પૂરી., અ. ૫. માં ૬–૭ ઊ પા ૬ સરવશું વિરોધ. ગ

[૭]આસમુદ્રાન્ત પ્રથવી બહુ રાજિ કીધૂં ભૂપ.
પર ભોમિ ચાંપી ન્યુદ્ધ દશઇ. અતિ તેજ વાધ્યૂં રૂપ. ૭
[૮]એ સુખ સ્વપનિ વહી ગયૂં. જબ વન થયાં વર્ષ બાર,
[૯]તેણઇ સમઇ રાઇ સભા બઇઠુ, [૧૦]ઝબકયુ તેણિ ઠાહૂરિ. ૮
[૧૧]જાણ્યૂં, 'પાણ્ડવ આવિઆ, [૧૨]પ્રૌઢ પાંચઇ વીર.'
પ્રતિબિમ્બ એહવાં પેખિઆ, ઉધ્રશાં રોમ શરીર. ૯
ચિન્તાઇ આકુલવ્યાકુલુ [૧૩]રાઇ ઝબકિ બઇઠુ માન.
ધીરજિ છાંડયૂં ધુરિ થકી, [૧૪]વિમાસઇ મતિ મન્નિ. ૧૦
[૧૫]માનતઊં કહિનઇ નવિ કહિ. સુભટ સાહૂમૂં જોઇ.
[૧૬]'દુરજન સાથિ ભડિ ભારથિ, માહરી મીટિ ન પડિ કોઇ.' ૧૧
એતલઇ દુર્વાસા આવિઆ. દસ સહિસ્ર [૧૭]સેવક સઙ્ગિ.
[૧૮]દિનકર બીજુ પ્રગટયુ પ્રથવી, સહસ્ર કિરણ ઝલકિ અઙ્ગિ. ૧૨
[૧૯]રાઇ સાહૂમા સાંચરચા, દણ્ડવત કીધા ચ્યારિ.
ચરણિ વિલગુ ન રહિ [અલગુ]; "સ્વામીજી! કીધી સાર. ૧૩
[૨૦]સ્તુતિ કરતાં દરશન દુર્લભ સુર તણા સ્વપન મઝારિ.
અતિ દીન જાણી દયા કીધી. સફલ થયા અવતાર." ૧૪
[૨૧]પુષ્પ પ્રથવી પાથરચા. સવિ સુભટ નાખઇ વાઇ.
મન્દિર માંહિ [૨૨]ગ્રહી પરવરચા. માય બાપ નમિઆં પાય. ૧૫

---

૭. આસ્માન. ખ; સમુદ્રપર્યન્ત સો. ૮ એમ સુખના દિન તે વહી ગયા. અ. ૯ એકવાર ખ. ૧૦. ઝબકી ઊઠ્યુ. સો. ૧૧. "મન માંહે એહવૂં ઊપનૂં, જે આવ્યા પાંચે વીર" ગ. ગ માં ઊ૦ પા૦ ૧૨. ઉપેલા (?) ક. પોઢ્યા અ. ૧૩ રાય રબક પિડુ સો. ૧૪. અતિ આરત થઈ મન્ન ખ ૧૫. તે તો રાજા કહે નહીં. ગ ૧૬. ભીમ સાથે લડી શકે, ગ. ૧૭. વિચારથી. અ સાથિ જૂન્ય સો ૧૮. "નિગમના નિર્ઘોષ કરતા, અરે સુભટો ધન્ય." ગ ૧૯ સભા સહિત રાજા સઞ્ચરચો. ગ. ૨૦. "સુરિનર-મુનિજનને નહીં, સ્વામી! દરસન સ્વપન મુઝાર." ખ. ૨૧. આસ્તીર્ણ. સો. ૨૨. લેઈને આવિયા. સો. લેઇ પરવરચા; જિહાં હૂતાં તાત ને માત" ખ-ક

ભાવતાં ભોજન [23]કરયા, રાજન ! સન્તોષ્યા મુનિદેવ.
[24]તન–ધન–મન આગલિ મૂકી સકલ [25]કરી તા સેવ. ૧૬
રલિઆતિ થ્યા રુષ્ય બોલઇ, "માગિ તૂં વરદાન."
"તમ ચરણપ્રતાપિ સર્વ પૂરણ છિ," ઇમ કહિ રાજાન. ૧૭
"વર તમારુ શરિ ધરયુ. રુષ્ય ! પધારુ વન માહિ.
તમ તણી ઇછા કરિ પાણ્ડવ, અનઇ પાવન થાઇ. ૧૮
એ સાથ સઘલુ મઙ્ગિ લીધિ [26]પધારુ, રુષ્ય ! તેણઇ ઠામિ.
અનન્ત રુષિ તિહાં આહાર પામઇ. ન જાણૂં તેહનૂં નામ. ૧૯
દ્રુત–કામિક વનિ રહિ છઇ શ્રૌદ્ પાચઇ ભ્રાત્રિ
ત્યાર પૂંઠિ પ્રગટ થાજ્યો, જિમી રહિ સર્વ સાથ. ૨૦
પ્રેમદા પછઇ નહીં જિમાઇ, નઇ પામશિ મનિ લાજ.
જિમ્યાં પૂઠિ જ્યોષિતા, જૈ રહિજ્યો, રુષિરાઇ ! ૨૧
અખૂટ કમણ્ડલ એહનઇ છઇ, આપિઉં રવિ જેહ,
વાવરતાં ખૂટિ નહીં નવનિધિ–ભરિઉં તેહ. ૨૨
એ વર અમનઇ આપિઇ, થાપિઇ અવિચલ જાણિ.
સનાથ થાઇ મુઝ વીર પાણ્ડવ." કહી કપટિ વાણિ. ૨૩
માનભાવ ભોલા ધરયા; બહુ ચાલિઆ તત્કાલ.
હૈઆ માંહિ હરખિઆ અતિ દુરજ્યોધન ભૂપાલ. ૨૪
"કરણ, દુઃશાસન, [27]શકુનિ, આંહાં ધૃતરાષ્ટ્ર રાજાન !"
કહ્યુ, "દુરવાસા મુનિ શાપશિ, જુ નહીં પુહુચિ ધાન. ૨૫
[28]મિ શીખવ્યા છઇ, 'તમ્યો જાજ્યો જવ જિમી રહિ નારિ.'
પછઇ અન્ન તે કિહાથી અક્ષય પાત્ર મઝારિ ? ૨૬
રુષિ ભડભડશિ ભૂખ્યા; ધડહડિ કોપ [29]અગ ધિ;
શાપિ બાલી ભસ્મ કરશિ. [30]પછઇ કરૂં રાજિ સમાધિ. ૨૭
૪૪૨૯

૨૩ કરાવિયાં. સો. ૨૪ નવનિધિ ભાગર [illegible] પેહુ[illegible], ગ ૨૫. [illegible] ગ–ઓ. ૨૬ 'રત્નૈ તે ઠામિ. ખ–ઇ ૨૭ [illegible] કહે, ધૃત°, ખ. [28] પછે તમે જાજ્યો [illegible], અ. ૨૯. જાથાર અ. ૩૦. આપણુ [illegible] રાજ તે સાર. અ તો આપણુને [illegible]

## કડવું ૧૧૨ મું–રાગ એજ

ચાલ્યા એ રુષિજી વન મઝારિ એ
[1]હારિ થયા સર્વશ સાચરયા એ. ૧

ઢાલ–[2]હારિ થયા સર્વશ હીડચા વન વેડિ–મધિ પલાય.
દૂત–કામિક [3]જે પુહુતા, જ્યહા જ્યુધિષ્ઠિર રાય. ૨
દૂરિ રહીનઇ નિરખિઉં, જ્યાહરિ કાલ થયુ મધ્યાહ્ન
ઠામિ ઠામિ ભગવા ઊગવ્યા વેદઘોષ સુણિઆ કાનિ. ૩
ઉપનિષદ–ભગવત–ગીતા, [4]અધ્યાતમ યોગ સાર.
ત્રતીય સ્વરિદ્ધ ભણિ સન્યાસી, વાનપ્રસ્ત, બ્રહ્મચારિ ૪
ખિણ એક રહીનઇ જેઇ આપણ, તુ પામિઇ બહુ માન.
[5](નહી તુ) જિમ ધણુ માહિ ગાઇ ભલી, તિમ જાણુગ્નિ રાજાન. ૫
મૂર્ત એક સર્વ ત્યહા રહ, મિલ્યુ સઘલુ સાથ
[6]ભોજન–અન્તે ચાલ્યા તાપસ. શેષ જમિઆ ભ્રાત્રિ. ૬
પછઇ પચ્ચાલી પાત્ર ધોઇ કરી વિલગાડચા આકાશ,
પતિ જિમતા ઊગરયૂ, તે દ્રુપદી મુખિ પ્રાસિ ૭
મુખવાસ [7]પૂગી એલચી પાન, કપૂર લિવઙ્ગ [8]આનન્દ,
[9]પુષ્પ–ચન્દન–ચૂઆ–લેપન જપઇ જિસ–ગોવિન્દ, ૮

કડવુ ૧૧૨ મું —૧. સાથ સઘલો સાચરચો ગ પાણ્ડવને મનમાં ધારયજી, દુર્જોધનને હર્ષ અપારજી ચાલ્યા તેણી વારજી અ ૨. સાથ સઘલો સાચરચો, અ હરખિયા તે સર્વ વન કેડિ પલાઇ ઇ ૩ શબ્દ ઉચ્ચરિયા અ. ૪ અનિ ગીતાસાર ન–ખ–ક–ઇ–ફ–સો અનેક શાસ્ત્ર તે સાર અ ૫. જ્યમ ગાઇ માહિ ગાઇ મિલી અ–ખ–ક–ફ ન હિતુ ગાઇમાહિ ન–સો–ઇ. ગોરૂ ગોરૂમા જે ભલીશ્ચ, ગ. ૬ "ભાવતાં ભોજન નીપનાં ત્યહાં સુખે એ યમિયા ભ્રાત" ખ. ૭ °પૂગી પાન એલા, બરાસ નિ.° ન. એલચી પાન બીડી, કપૂર° સો. ૮. દીધ અ–ખ–ફ–ગ ૯. ચૂઆ ચન્દન સહુઇ ચચ્યૂ", જપિ શ્રીજગદીશ. ખ ગોવ્યન્દ. ઇ સો. મહાકૃષ્ણ સમરણ કીધ અ

એતલિ દુરવાસા આવિઆ. દસ સહસ સાથિ મુનિ.
નિગમના [10]અતિ શબ્દ કરતા, "અરે પાણ્ડવ! ધન્ય." ૯
ધર્મરાજા રુષિ નિરખિઆ, નઇ હરખિઆ તેણી વાર;
"[12]સ્વામી! અમ્યો કૃતકૃતિ થયા, જે તમ્યો કીધી સાર. ૧૦
[13]હવઇ દુઃખ ભાગ્યૂં." ચરણે લાગા; "સિધિ થયા સર્વ કામ"
સમરણ કરતા થયૂં સાચૂં; પવિત્ર કીધા ઠામ." ૧૧
આનિ પાચિ [14]નારિ છઠ્ઠી, કરયા વિનય વિવેક.
અર્ઘપાદ્ય પૂજા કરી, [15]ભક્તિભાવ વિશેષ. ૧૨
"આગન્યા અમનિ દીજિઇ, કીજિઇ બહુ પસાઇ.
અમ જોગૂં જે નીપજઇ, તે કહીઇ રુષિરાઇ!" ૧૩
[16]કથન રાઇના સુણી મુનિવર બોલિઆ તેણઇ કાલિ;
"પારણાતી છઇ સાથ સઘલુ ભૂખ્યુ છૂં, ભૂપાલ! ૧૪
દુરજ્યોધનિ અમ્યો મોકલ્યા, અનઇ કહી તમારી ખ્યાતિ.
[17]તે સાભલી રલિઆતિ થયા. ધન્ય પાચઇ ભ્રાત. ૧૫
[18]અતિ કાલ થયુ અમ આવના. હવઇ વિહિવા વાર મ લાય
અતિથ-સેવા તણૂં મહા ફલ, તે સાભલુ, યુધિષ્ઠિર રાય!" ૧૬
ઋષિ-વાણી રિદિ જાણી, મિલ્યા પાચઇ [19]વીર.
દ્રુપદીનઇ જિમ્યા પૂછઇ વિમાસણ થૈ ધીર. ૧૭
"હવઇ આપણુ કાલ ખૂટુ, [20]ઋષિ જોઇ આવ્યા પ્રસ્તાવ.
દુરજ્યોધનિ મોકલ્યા, તે રાખવુ છઇ ભાવ ૧૮

૧૦. નિઘોષ અ-બ-ક-સો અતિ સ્વર ન. ૧૧. અપાર. સો. મન્ધ અપાર. અ. ૧૨. કૃતારથ તાં અહ્મો કીવા, બ-ગ-ક્ષ સ્વામી! અહ્મે કૃતારથ કીવા. ન ૧૩ હવિ અમ્હારૂ દુ.ખ ભાગૂ, ન-બ. ૧૪. છઠ્ઠી દ્રુપદીઇ, ન ૧૫ મનિ. સો. બહુ ન બહૂ ભાર આણી સેવ બ. ૧૬ વચને ન-સો, રુષિવાણી કહે જાણી, ગ. ૧૭ અમ જોગ્ય હોય તે નીપજે. સામલી પારણા ગનિર અ. ૧૮ "તમો ધન્ય પાચે ભ્રાત છો. અતિથિ તે વાર મ લાગે" અ. ૧૯. ભ્રાત...યે વાત ક-ગ-સો; ધીર,... ધીર ઇ ધીર ન. ૨૦ જોઇ કહે વિચાર અ.

મૃત્ય [૨૧]આપણું ચડ્યૂં છઇ માચિઇ જાણજ્યો આ વાર.
શાપિ બાલી ભસ્મ કરશિ, જુ કહીશિ નાકાર. ૧૯

બીજાં મૃત્ય સઘલાં સોહિલ્યાં, જે ભોગવ્યાં કરમ જાય.
બ્રહ્મશાપ કિમઇ ન છૂટિઇ, [૨૨]જુ કલ્પ કોટિ ઊપરિ થાય." ૨૦

[૨૩]પછઇ રાઇ શીખ દીધી, "ઋષિ! કરી આવુ સ્નાન."
"અપારિ, ભૂપતિ! કાં નહીં?" ચાલિઆ ધરવા ધ્યાન. ૨૧
નિતિ કરવા ઋષિ ગયા. વિમાસઇ [૨૪]મનિ રાઇ,
[૨૫]ભૂખ્યા બ્રાહ્મણ આવશિ, [૨૬]નઇ કોપશિ ઋષિરાઇ. ૨૨

ઉદક પિહિલી પાજ બાંધુ, તુ રહિ નિજ ધર્મ.
આગઇ ઋષ્ય-શાપિ અનેક ભૂપતિ ભોગવ્યાં છઇ કર્મ. ૨૩
શુક્ર-શાપિ જ્યાતિ[નૂં] તન વૃદ્ધ થયૂં તત્કાલ.
અમ્બરીષ ઊપરિ એજ કોપ્યુ, પણિ [૨૭]રાખ્યા દીનદયાલ. ૨૪
શત જિગન કીધા નહુષરાઇ, તુહિ તે શાપ્યુ ભૂપ.
પુનિ માટિ તે ન છૂટું થયુ અગિઅર-રૂપ. ૨૫
[૨૮]દાતાર-પણિ નવિ છૂટિઉ નૃગ કાકીડા-તન્ન.'
[૨૯]જઇ-વઇજઇ એહૂ પોલિઆ હરિના થયા રાક્ષસ[૩૦]ના તન્ન. ૨૬

ધનદ-કૂંઅર પામિઆ બિ વૃક્ષ કેરાં શરીર.
[૩૧]વિપ્ર-શાપિ ઇન્દ્રદ્યુમ્ન થયુ વનિ ગજ ગમ્ભીર. ૨૭

---

૨૧. મૃત્યુ સન્મુખ થયૂં માથે, ખ. ૨૨ કીજે કોડ્ય ઉપાય. ઈ. ૨૩. વિમાસીને કહ્યું ઋષિને. ખ. વિમાસી રાઇ કહ્યૂં ઋષિનિ. ન. °જી! હ-૫-ઞેળ વિમાસી રાય એમ કહે, ગ. ૨૪. માંહોમાંહિ. ન. ૨૫ પાછુરિ અન્ન નહીં દેખિ, ક. આવી રુક્ષિણી અન્ન નહીં દેખે. સો. "કોપ. સહિત રાએ એમ કહે, હવે નહીં રાખૂં કાંઇ." ગ. ૨૬. ત્યાહારિ. ન. ૨૭. રાખિયો શ્રીગોપાલ. અ. ૨૮. દાતા ભણી ભવિ છૂટિયુ, ન. ૨૯. "જિ-વિજિ થયા રાક્ષસ, હરિ-પોલિ રહિતા અનુઘન્ન." ન. [પોલિયા. સો.] "જયવિજય રેતા હરિ-પ્રોલે રેતા તે નિશદિન. અ. ૩૦. અનુદિન. ક માં ના° તન છે કો સુધારેલો પાઠ. ૩૧. બ્રહ્મશાપિ. મ.

[32]સુરપતિનઇ ભગ સહસ્ર થાઇ. ઇહિલ્યા થૈ પાષાણ.
[33]ઇન્દુ કેરી કલા ક્ષિ પામી [34]વિપ્રશાપિ, જાણિ. ૨૮
તે માટઇ એ બાલશિ, તુ રચુ પ્રથમ ઉપાઇ.
ભીમ કાષ્ઠ [35]લ્યાવી વહ્નિ મૂકઇ. પિશિઇ તે માંહિ. ૨૯
અનન્ત ઇંધણ [36]આણિ આપુ. મધિ મૂકજ્યો અઙ્ગાર.
ગઙ્ગામજ્જન કરીઇ". પાણ્ડવ સમરિ દેવ મુરારિ. ૩૦
૩૪૬૯

—o—

## કડવું ૧૧૩ મું—રાગ [1]કાલહુરુ

( જિતમાન–તાલેન ગીયતે )

પાણ્ડુ તણા [2]પુત્ર દિ પ્રદક્ષિણા, હુતાશન પાખલિ પાંચઇ ભૂપ.
તિલકમાલા મુદ્રા કણ્ઠિ–ભૂષણ. અન્તરિ સમરિ અકલસ્વરૂપ. ૧
ધ્રુવપદ–ધાઉ, રે ધરણીધર! શ્રીવર! કરુણાકર! કેશવ! કૃષ્ણકૃપાલ!
ભક્ત તણા ભયભઞ્જન ભૂધિર! દયાસિન્ધુ તૂં દીનદયાલ!" *૨
તવ પાઞ્ચાલી પ્રભુ પ્રતિ બોલ્યાં, " ક્ષણ એક વિલમ્બ કરુ, કન્થ!
તમ કારણિ કૃષ્ણિ કોટિ વાર રે સાર કરી છઇ દેવ અનન્ત." ૩
[3]લાખાગૃહિ, વનિ હિડમ્બથી રાખ્યાં. [4]મધ્ય–સભામા પૂર્યાં ચીર.
તેહનૂં સ્મરણ કરુ, રે કન્થજી! સાર કરશિ સ્વામી યદુવીર." ૪
પાંચઇ પ્રભુ સ્તવઇ કર જોડી. કૃષ્ણા કરિ રે સ્તુતિ અપાર.
"ભક્તિ કરી હું સંન્તોષૂં, રે ભૂધિર! તાહરિ લક્ષસુરાથી નઉ
ખાણુજ આરિ. ૫

---

૩૨. ઇન્દ્રતનિ. સો. °પતિ તે શાપે ગયો. અ. ૩૩. ચન્દ્ર ન–સો. ૩૪. બ્રહ્મ°. ન. ૩૫. ખડકી. ન. ૩૬. ઊરધ કીધો, મધિ મહિઆ અઙ્ગાર. ન–બ–ડ. ઓધ, સો. ગ.

કડવું ૧૧૩ મું:—૧. કાલહિરુ. ન. ૨. તન કરિ ન. ૩. આ કડી અ–ક–ઇ ડ–ગ–ન–સો માં છે, પ્રાચીન ક માં નથી. ૪. ક્યૂ સભાઇ પૂર્યું ન. *દરેક કડીને અન્તે ધ્રુવ રે૦ ગણવું.

તે માટિ સકલ જગતુ અન્તરજ્યામી [૫]વિશ્વાધાર'
તૂનઇ વિશ્વ તણી ચિન્તા, વિશમ્ભર' તે મધિ સાર કરુનઇ,
મુરારિ' ૬

આ વહ્નિ નઇ આ તનુ અમારા બલીનઇ છૂટશ્યુ, શ્રીમહારાજ!
કહિશિ, 'ભગત ભૂધિરના પાણ્ડવ,' એ [૬]તમ લાગશિ મોટી લાજ ૭

અમ અપરાધીનૂ મનિ નાવઇ, તુ સાર સુભદ્રાની કરિ, નાથ'
ભવસાગર[૭] દુસ્તર દાવાનલ, તૂ ટાલી કુણ દિઇ રે હાથ? ૮

અનેક ભક્ત આગઇ, હરિ' રાખ્યા, વિભીષણ, ધ્રૂ, અમ્બરીષ પ્રહ્લાદ
ગજ, ગુણિકા, વિપ્ર અજામેલ, સ્મરણ-માત્રિ, પ્રભુ' [૮]દીધુ સાદ

ભક્ત માટિ ભવ તારચા, ભૂધર' અમ [૯]અભક્ત અનાથની પૂરુ
આશ "

દ્રુપદીની સ્તુતિ સુણી સારિઙ્ગધર વૈકુણ્ઠનાથ આવ્યા અવિનાશ ૧૦
ગરુડિ ચડીનઇ ઊભા ચતુરભુજ, શઙ્ખ-ચક્ર-ગદા-પદ્મ-પાણિ
પીતામ્બર, તનુ-મેઘશ્યામ રે, કમલનેત્ર, મુખ પ્રગટિત ભાણ ૧૧

શ્રીવચ્છ-લાઞ્છન રુદિ સુશોભિત, કણ્ઠિ કૌસ્તુભ-તુલશીમાલ
ભક્તવચ્છલ બિરદ પાલ્યૂ, રે ભૂધર! ભલિ પધારચા, દીનદયાલ'
વહ્નિ પાખલિ ફેરા ખાઇ છઇ પાણ્ડવ, પાચ [૧૦]પુરુષ નઇ છઠ્ઠી નારિ.
ધૂમઝાલ [૧૧]બ્રહ્માણ્ડિ વાગી ઈધણના દીસઇ અમ્બાર ૧૩

[૧૨]રુદુ, રે કુન્તાતન! કા રે બલુ છુ? દૂરિ ચિકુ હૂ આ શુ રે આજ.
ભૂખ્યુ છૂ ભોજન મુઝ આપુ, [૧૩]લાજ કરુ તુ વિણસઇ કાજ '૧૪

---

૫ સારોધાર ખ સર્વાધાર ભ. ૬ ૬. લાગશે ખોટય એ આજ રે, અ ૭ 'અમ્બો પ ચા ૯ર અ ૮ કીવી સમ્ભાવ ગ. ૯. અભાગી ખ ૧૦ ભ્રાત ન ૧૧. ગગને પોતી દીઠા તેજના અમ્બાર અ ૧૨ આ ૧૨ મી અ માં નથી ૧૩ નવિ માગૂ તુ ન-ખ લાજે ન માગૂ તો સો

[14]ધાયા ભક્ત; જૈ ચરણે લાગા. ".હવિ ભાગા દુઃખ તણા સમોહ.
દુરવાસા દસસહસ્ર ઋષીશ્વર ભોજન કરવા આવ્યા સોઇ. ૧૫
[15]તે માટિ અમ્યો તન બાલૂં છૂં. જમ્યા અમ્યો નઇ દ્રુપદી નારિ.
પાત્ર પખાલી મૂક્યૂંજી પદ્મિનીઇ, તુ કિહાથી મિલિ અન્ન, મુરારિ!"
"અતિ ભૂખ્યાનઇ વાત ન ભાવિ. ધાયા પૂઠિ કરશૂં વિચાર.
[16]જૈ જૂઉ રે પાત્ર માહિ કાઇ લાભશિ. [17]અમ્યો તૃપ્તિ પામશૂં આણુઇ હાહરિ." ૧૭
સુર–નર મુનિજન [18]અન્તરિ જૂઇ, 'વિશ્વમ્ભર [19]વિશ્વપાલક દેવ.
[20]પાણ્ડવ કેરૂં ભાગિ જોઉ રે યગનિપુરુષ જ્યાચિ અવશિમેવ. ૧૮
[21]"જૂઉ તમ્યો," જાદવ કહિ, "કૃષ્ણા! કાંઇ એક શેષ હુશિ પણિ પાત્રિ.
થોડુંઇ અતિ ઘણું કરી માનશૂં, દિન અસ્તાકૃત પડઇ છઇ રાતિ." ૧૯
[22]વલતૂં વાકિ વદિ પઞ્ચાલી, "બલતાનઇ શું બાલુ છુ આજ?
[23]ધોઇ પાત્રિ અન્ન કહ્યાથી, કહુનઇ. [24]સત્ય જાશિ. સરશિ ન કાજ." ૨૦

---

૧૪. ધાયા વીર. સો "ધાઇ વીર જે ચરણે વલગા, ભાગૂં દુઃખ તણૂં સિ આજ" ન. આવી ચરણે જે વલગા. અ–ઇ. આવ્યા ભોજન કરવા કાજ. ફ. ૧૫ આ એક લીટી ન–ફ માં નથી. ૧૬. આ ઠેકાણે બ માંઃ—"પાઞ્ચાલી કહે, 'શૂં સત્ય ચૂકવો? મેં પાત્ર પખાલી મેહૂલ્યૂં વારિ." ૧૭. તેણે પત્ય રેશે આણે હારય. અ. ૧૮. કૌતક. મ ૧૯. યાચિ વારોવાર અ–બ–ઇ. મુરારિ ફ. ૨૦. "પાઞ્ચાલી કહે, સાર કરોજી અહ્મો તહ્મારી કરશૂં સેવ." બ–ઇ. પાણ્ડવ ઉપરિ પ્રેમ ધરીનિ. ન–ફ. "કાંઇક શેષ હશે પાત્રમાં. હૂં થોડૂં ઘણૂં કરી માનીશ," અ. આ ઠેકાણે અ–બ–ફ–માંઃ—તેહની સાર કરવા આવ્યા, દોહિલી વેળાં પડિ શ્રી કૃષ્ણજી દેવ." [ જગદીશ અ ] ૨૧. આ કડી અ માં નથી ૨૨ આ લીટી ક માં નથી. ૨૩. "દુર્યોધનિ મોકલ્યા દુર્વાસા ભૂખિ ભરમ કરશિ મહારાજ." ન. ૭ માં ૨૦–૨૧ ઊ૦ પા૦ ૨૪. સાહિનિ સત્ય ચૂકવા હસાવુ લો? બ. સત્ય ચૂકાવી હસાવશૂં લોક ફ. [ શું હસાવે. ગ ]

મિ જાણ્યૂં, જગદીશ પધારયા. વારયાં દુઃખ દુરજનના શોક.
[૨૫]દુરજ્યોધનિ મોકલ્યા છઇ ભૂખ્યા; ભસ્મ કરશિ [૨૬]અહીં લોક;" ૨૧
[૨૭]'કહૂં છૂં, માનિની! પાત્ર નિહાલુ. કાંઇ એક શેષ હશિ એહ માંહિ.'
શાકપત્ર શોધતાં મધિ લાધૂં. હાથિ મેહલ્યૂં. હરખ્યા હરિરાઇ. ૨૨

અઞ્જલિ પૂરી ઉદક મૂકાવ્યૂં પઞ્ચાલીપિઇ પરિબ્રહ્મ.
'વિશ્વતૃપ્તિ,' કરીનઇ અરોગ્યા. [૨૮]વિપ્રશાપાનલ ભાગુ [૨૯]ભ્રમિ.
ધાઉ૦ ૨૩

તવ ત્રિકમજીઇ કહ્યૂં ભીમનઇ, "દુરવાસાનઇ તેડી આવુ.
રખે વીર ! તૂં વાર લગાડિ. ભૂખ્યા રષિ. અન્ન જિપાર ભાવ."
ધાઉ૦ ૨૪

ભરયાં પેટ પઞ્ચામૃત પૂરણ. મુખિ ઋષિનઇ વલિઆ ઓડકાર.
મુનિ [૩૦]પ્રતિ શીશ ઇમ ઉચ્ચરિઆ, [૩૧]નીર તણુ જુ હવિ નથી
ઠાહર." ધાઉ૦ ૨૫

"ચાલુ તુ વલીઇ આંહાંથા. [૩૨]તિહાં જૈનઇ શૂં જિમશુ અન્ન?"
કહિ રષિ, "હવણા ભીમ આવશિ. તિહાં પધારયા છઇ જગજીવન."
ધાઉ૦ ૨૬

એટલઇ વીર વૃકોદર આવ્યા; "ચાલુ, વાટ જોઇ સહૂ દેવ મુરારિ."
સાથ સઘલુ [૩૩]સાથિ લેઇ હીંડયા. દુરવાસા મનિ કરિ રે વિચાર;
ધાઉ૦ ૨૭

---

૨૫. આ લીટી ક માં નથી. ૨૬. મહારાજ અ-ફે-ગ [illegible] બ-ઇ-ફે-ગ માં ૧૮-૧૯ની લીટીયો ૧-૪-૩-૨ને ક્રમે. ૨૭. ભગવન્ત કહે, પાત્ર. અ-બ-ક-ગ. ભાણડપાત્ર-ન. કાંઇ જાણ અછિ એહ માંહે, ફે. ૨૮. વિપ્રશાપનુ ભાગુ ભ્રમ બ-ગ. ભાગવા. અ. ૨૯. ભ્રમ-ક-ફે-ન. ૩૦. પ્રશંશી ક-ગ. પ્રશંસા વાક્ય ઉં, બ. પરસ્પર ફે. ન. પરસ્પર વાણી ઉચરે; પેટ પાણી નઇ ઠાર. અ. ૩૧. પેટિ હુ નીર તણુ નહીં ઠાર બ-ઇ-ગ. પેટિ નીર પાણુ હવિ નથી ઠાર. ફે. ૩૨. આવ્યા. ન. આવ્યા છિ અશરણશરણ. ગ. ૩૩. લહી પરવરુ બ. સાથિં પરવરુ. ન.

" દુરજ્યોધનનૂં કૂડ ન જાણ્યૂં. જાણ્યૂં એ ઊપરિ અભિમાન.
અનેક [૩૪]ઉપાઇ કરયા કૌરવિં, પણ રાખ્યા એ શ્રીભગવાનિં." ધાઉ૦ ૨૮

વાત વિચારીનઇ વાટિ ચાલિ; " આદિપુરુષનૂં હશિ દરશન્ન."
સનમુખ આવી (પાણ્ડવ) પગે લાગા. [૩૫]સાથિ મ્યલિઆ જગજીવન. ધાઉ૦ ૨૯

હસતા જાાદવ હશા રવિ સઘલા. " ભક્તવછલ ! બિરદ તમારૂં સાર.
પાંચઇ પાણ્ડવ પોતાના સાચા. તાહ્રુ વેદ ન જાણિ પાર." ધાઉ૦ ૩૦

સન્તોષી [૩૬]વાટિ ચાલ્યા વેગિ. પાણ્ડવનારી લાગી પાઇ.
આશરવાદ દેઇ ઋષિ ચાલ્યા. જે [૩૭]સમ્મલાવ્યુ દુરજ્યોધન રાઇ. ધાઉ૦ ૩૧

" ભાઇ! પાણ્ડવ હરિના દાસ કાહ્વઇ." સુણી [૩૮]ઉદર માહિ [૩૯]પડી ફાલ.
દુઃખિ બલતુ વદન હસાવી, " ભલઈ પધારયા, દેવદયાલ !" ધાઉ૦ ૩૨

પછઇ પાંચ દિવસ અત્રરિ હરિ રાખ્યા. નિતિનિતિ નૂતન કીધી સેવ.
" થોડે દિવસે કલ્યાણ પામશુ," કહી દ્વારિકા પુહુતા દેવ. ધાઉ૦ ૩૩

૩૫૦૨



૩૪. કપટ. અ–બ–ક–ઇ–ફ–ગ–ન–સો. ૩૫. પોતિ લાગા શ્રી પરિક્ષ. ન. ૩૬. ઋષિ વાલ્યા પાછા. ફ–ન. / વેગે. ગ. ૩૭. જગવ્યુ. ઃ ઃ. દુર્યોધન ચેતાવ્યુ રાય–ફે–ગ. ૩૮. કૌરવપતિ પિઠી ઝાલ. [ઊઠી–ઇ] ઉરમધિ. અ–ગ. ૩૯. પેઠી ઝાલ. સો.

## ૧૩. વ્રીહીદ્રૌણિકપર્વ—

### કડવું ૧૧૪ મું—રાગ [ સામેરી ]

વેદવ્યાસ વન માંહિ આવિઆં, પાણ્ડવ કહઇ, "પોતઇ પુણ્ય."
વીતક વારતા કહી [ આપણી, "દુઃખ દેવા આવિઉ દુર્યોધન." ૧
હાલ–વીતકવાર્તા કહી ], "દુર્યોધન દુઃખ દેવા આવ્યુ.
ઇન્દ્રે ઊપરિ કરયૂં અહ્માંરૂં. અસટ કરીનઇ ચલાવ્યુ. ૨
સુખ દુઃખ વેઠી વનિ રહ્યા છઇ. પણિ સતિ નથી મેહ્લતા, તાત!"
વ્યાસ કહઇ, "તુ સકલ સુખ પામશુ, જુ રાખશુ સતિ ભ્રાત. ૩
તે ઊપરિ દૃષ્ટાન્ત કહૂં. એક મુર્દ્ગલ નામે વિપ્ર.
તેણઇ સતિ રાખ્યૂં પોતાનૂં, તુ વૈકુણ્ઠ પામિઉ ક્ષિપ્ર." ૪
રાજા કિહિ, "તે પદ કિમ પામિઉ? તે વિસ્તારી કહુ વાત."
વ્યાસ કહઇ, "મુર્દ્ગલની કથા સાંભલુ પાચે ભ્રાત. ૫
શિલોચ્છવૃત્તિઇ તે તાં જીવતુ, પન્નર દિવસિ આહાર.
વન માહિથી તે વીણી લ્યાવઇ........................સારિ. ૬
પાચ–દસ દિવસે પારણૂં કરવા બઇઠુ તે ઋષિરાઇ.
હોઇ અતિત કેરી વાટ જોઇ છઇ, એહવિ આવ્યા દુર્વાસાઇ. ૭
દુર્વાસા અવધૂતનિ વેષે. નવિ ઉલખઇ કુહુ જન્ન."
વૈશમ્પાયન ઋષિ બોલ્યા, સુણિ, પરીક્ષિત કેરા તન્ન! ૮
"દર્વાસનિ બિસારી ચરણ પખાલી પૂજા કીધી તન્નિ.
ગોપીચન્દન અગર–ચન્દનશૂં ભાવ ધરીનઇ મન્નિ. ૯
રાઊંઊલીનાં પૂરૂ સમપ્યાં. ધૂપ કૃષ્ણાગર જાણિ.
પ્રાતકાલિ મુહુ આગલિ મૂકી ઊપરિ છાટયૂં પાણિ. ૧૦
એટલિ આમોદિ ઊપની અન્તરથી; શુદ્ધ શરીરે આવ્યુ.
આરતી પુષ્પ કેરી કીધી. દુર્વાસાનઇ મનિ ભાવ્યુ. ૧૧
અવધૂત એણી પરિ બોલિઉ, 'વ્રતચર્યા મુહુનિ સુહાઇ.
કેટલા દાહાની ભૂખે પ્રાણ માહ્‌રા જાઇ.' ૧૨

પારણાનઈ પત્રાઉલીમાં પ્રીસ્યૂં'તૂં જે અન્ન,
તે લેઈ અતીત આગલિ મૂક્યૂં. 'કર, ઋષિ! ભોજન્ન.' ૧૩
પ્રાશન કરીનઇ પાછા વલ્યા નઇ સવાશેરનૂં માન.
મુદ્ગલ બ્રાહ્મણ શિલોઞ્છવૃત્તિક. પછઇ ન મિલઇ ધાન. ૧૪
પણિ સતિ સન્તોષ રાખી રહ્યું; મનિ ખેદ ન પામિઉ, રાઇ!
વલી શિલોઞ્છવૃત્તિ કરવા વનમાં ચાલિઉ જાઇ. ૧૫
ખટ માસ વાડા થયા ખુલતાં; સવાશેર અન્ન લ્યાવ્યું;
નિવાર કેરા તાન્દુલ પામ્યુ. આનન્દ મન માંહિ આવ્યું. ૧૬
પાક અક્ષત કરી પારણાનઇ અરધ અન્ન અલગૂં રાખ્યૂં;
'આ વેલા કુણ્ડ અતિત આવઇ;' મન માંહિ એહવૂં ભાખ્યૂં. ૧૭
એટલઇ દુર્વાસા આવિઆ: સન્યાસીનૂં રૂપ.
તવ તેહનઈ પત્રાઉલી આપી." સુણિ, જનમેજે ભૂપ! ૧૮
"અરધ અન્ન આરોગી બઇઠા; બીજા અરધનઈ ઈછિ.
પણિ સન્યાસી મુખિ નવિ માગઇ. મુદ્ગલ મન માંહિ પ્રીછિ. ૧૯
પોતાનૂં જે રાખ્યૂં હૂતૂં, તે તાં પ્રીસ્યૂં અન્ન.
દુર્વાસા આરોગી ઊઠ્યા; આનન્દ પામ્યા મન્નિ. ૨૦
ઊઠી સ્થાનકિ ચાલ્યા, તવ કરુણા મન માંહિ આવી.
સ્વર્ગે જૈ સભા માહિ બઇઠા; ઇન્દ્રનઈ વાત જણાવી. ૨૧
'મુદ્ગલનૂં મઈ સતિ જોયૂં; બિ વાર પરીક્ષા કીધી.
સ્વદેહીઇ સ્વર્ગમાં લેઇ આવુ;' ઇન્દ્રનઇ આજ્ઞા દીધી. ૨૨
સુરપતિઇ ગણનઇ તેડાવ્યા, 'જાજ્યો વેગે ત્યાંહિ.
મુદ્ગલનઇ વિમાનિ બઇસારી, લેઇ આવજ્યો આંહિ.' ૨૩
દેવગણ તે તિહાંથા ચાલ્યા; વેગે આવ્યા વન્નિ.
મુદ્ગલના મુખ આગલિ ઊભા, 'અહ્મ મોકલ્યા સુરરાજન્નિ. ૨૪
સ્વામી! વિમાન માંહિ સ્વદેહીઇ બઇસુ, ઇમ કહિ સુરદેવ.'
મુદ્ગલનઇ માંહિ બઇસારી, વાટેં ચાલ્યા દેવ. ૨૫

વારેં જાતા વાત પૂછી, 'સ્વર્ગ માંહિ સુખ હોઇ ?
તે મુહુનઇ કુહુ વિસ્તારી, દેવગણુ સવિ કોઇ !' ૨૬
ગણુ કિહિ, 'સ્વર્ગે એટલાં સુખ: વસ્ત્ર મિહિલાં નાવ થાઇ.
ક્ષુધા, તૃષા, નિદ્રા નહીં. પુષ્પ નવિ કરમાઇ. ૨૭
ઇચ્છા કરઇ, તે આગલિ આવઇ. ડગમગ જોવૂં, દ્વિજરાજ !
સ્વાદ-ઇચ્છા જે જીભાઇ જાણુઇ; અમૃત ઓડકાર ખાઇ. ૨૮
એણી રીતિં સ્વર્ગિં સુખ પામઇ. તપ થાઇ પૂરૂં જિહારઇ,
વલી મૃત્યુલોકમા હેઠુ નાખઇ; અવતાર ધરાવઇ તિહારઇ.' ૨૯
મુર્કુલ કિહિ, 'તિહા સુખ ? એ ધરનૂં દુઃખ ભોગવ્યૂં નેટ.
વલી પાછા મૃત્યુલોકિ આવવૂં. અવતરવૂં કુહુનઇ પેટિ ?' ૩૦
મુર્કુલે મન માંહિ જાણિઉં, 'એ સ્વર્ગના સુખ પ્રીછયા.
હુ હુ હૂં તા નહીં આવૂં: નથી મન માહિ ઇચ્છા.' ૩૧
'સ્વામી ! મુહુનઇ પાછુ વુલાવુ. મૂકુ માહરઇ સ્થાનિ.
ઇન્દ્રનઇ કિહિજ્યો, એ નહીં આવઇ. પ્રીછી તહ્મ રાજિધાનિ.' ૩૨
દૂતેં જે કહ્યું ઇન્દ્રનઇ, 'સન્દેશુ એહ કાહ્વ્યુ.'
ઇન્દ્રેં જે કહ્યૂં દુર્વાસાનઇ, 'સ્વર્ગભુવન માહિ નાવ્યુ.' ૩૩
પછઇ વૈકુણ્ઠ માહિશૂં વિમાન મોકલ્યૂં, સ્વસ્થાનકિ સ્થિર કરી થાપ્યુ.
મુર્કુલ તણુ મહિમા વધારિઉ. સતિ તણુ જસ વ્યાપ્યુ." ૩૪
વ્યાસ કહઇ, "તમ્યો સતિ રાખજ્યો. સતિ સરવ સુખ માનુ.
સતિ રાખી શ્રીપતિનઇ પામશુ;" ઇમ કહી થયા અન્તર્ધાન. ૩૫

ઊથલુ

પામ્યા અન્તર્ધાન. ઇમ મતિ તણુ મહિમા કહ્યુ.
વૈશમ્પાયન કિહિ, બાર વર્ષ માહિ માસ એક અન્તરિ રહ્યુ. ૩૬
૩૫૩૮

## ૧૪. દ્રૌપદીહરણપર્વ—

### કડવું ૧૧૫ મૂં—રાગ [ગુડી]

જનમેજે વલિ પૂછઇ વાત, વૈશમ્પાયન ! કુહુ સાક્ષાત.
એક માસ એ અન્તરિ રહ્યુ, તે પાણ્ડવે કિમ નિર્વહ્યુ ?　　૧
તેહમાં વિઘ્ન થયાં જે યથા, તેહની મુહુનઇ કુહુનઇ કથા.
વૈશમ્પાયન કિહિ, સુણિ, રાઇ ! એક માસમાં વિઘ્ન ભિ થાઇ. ૨
સુખ–સમરિધિ વન માંહિ રમઇ. એક વાર એહવુ આવ્યુ સમઇ.
મૃગયા રમવા વનમાં ગયા. પાંચે ભાઇ જૂજુઆ થયા.　　૩
ત્રણિ દિશાઇ તેહ પરવરયા. નિકુલ સિહિદે એકઠા પલ્યા.
ઇમ તે વનમાં પાંચે ભાઇ. તેહ સમઇ સાંભલિનઇ, રાઇ !　　૪
મધ્યાહ્નિ આશ્રમ સૂના થાઇ. ઋષિજી નિતિકર્મ કરવા જાઇ.
શાલવ તણી સુતા સુન્દરી. જિદ્રથનઇ કન્યા તે વરી.　　૫
લગ્ન કેરુ તે દિન આવિઉ, જિદ્રથનઇ સન્દેશુ કાહ્વિઉ,
'પરણેવા પધારજ્યો તમ્યો. આંહિ સામગ્રી કીધી અમ્યો.　　૬
જિદ્રથિ જાન શણગારી બહુ. હય–ગજ–રથ તે લીધા બહુ.
ભેરી મૃદઙ્ગ વાજઇ ઘણી. સાથિ..............તણી.　　૭
સ્રીજન રથ માંહિ ગાન કરઇ. એણી પિરિ જિદ્રથ પરવરઇ;
કુત–કામિકની વાટ જાઇ; નીસાણુના નિર્ઘોષ વગડાઇ.　　૮
તેણઇ સમિ વન માંહિ દ્રુપદી એકલી મન માંહિ વદી.
દુન્દુભિનાદ બહુ સાંભલી સ્રીનાં ગાન સુણી મનિ રલી.　　૯
કોઇક રાજા વરવા જાઇ. તે જોવા કેરૂં મન થાઇ.
પર્ણકુટી ઊઘાડી કરી, દ્રુપદી જોવા તે નીસરી.　　૧૦
ઊપરિ ઊપરિ જોઇ ચઢી, જિદ્રથ કેરી દષ્ટિઇ પડી.
તવ પ્રધાનનઇ પૂછ્યૂં ભૂપિ, 'એ સ્રી કુણ દીસિ તેજ–સ્વરૂપ ? ૧૧
સુરજ્ય–કોટિ દીસિ ઝાતકાર. એહવી જાનમાં નથી કુહુ નારિ.'
કોટરાસ પરધાન કિહિવાઇ. તેહ્નિ પૂછવા મૂકિઉ રાઉ,　　૧૨

'જાઉ, મિત્ર! આવુ પૂછી વાત. કુહુની કામિની? કુણ મા–તાત?'
તિહારિ પ્રધાન પૂછવા ગયુ. દ્રુપદી આગલિ ઊભુ રહ્યુ.. ૧૩
પરધાનેં જૈ કહ્યું, "કામિની! તે મુહુનઇં કિહિ તૂં, ભામિની!"
પરધાન કેહ્‌વુ સોભઇ ત્યાંહિ? બાવલ વૃક્ષ ઊભુ વન માંહિ. ૧૪
એહ્‌વી ઊભી દ્રુપદની બાલ; સિંહની નારી પૂછિ શિઆલ.
તિહારિ દ્રુપદી બોલી વાણિ, "પાણ્ડવ–પત્‍ની મુહુનઇં જાંણિ."૧૫
એટલૂં સાંભલી પાછુ વલ્યુ; જિદ્રથનઇં તે આવી મિલ્યુ;
"સ્વામી! પાણ્ડવ કેરી નારિ. એકલી ઊભી મઠનઇ દ્વારિ. ૧૬
પાણ્ડવ તુ મૃગયા ગયા વનિ. કુહુ નવિ દીસઇ પાસઇ જન."
એહ્‌વૂં આવી પ્રધાનિ કહ્યૂં. જિદ્રથનૂં મન વલ્લભ થયૂં. ૧૭
દ્રુપદી જાણી અવશ્યમેવ. રથ ખેડી ચાલિઉ તત્ખેવ.
જાન જાતી મેહલી યદા, દ્રુપદીનિ હરવા આવ્યુ તદા. ૧૮
કૃષ્ણા મનિ વિચારઇ ત્યાંહિ, 'એકલુ રથ કુહુ આવઇ આંહિ.'
મનમાં એહ્‌વી આવી ભ્રાન્તિ, 'સૂનૂં મન્દિર. છૂં એકાન્તિ. ૧૯
શૂં જાણિઇ? કુહુ કપટી રાઇ. મનની વાત કલી નવિ જાઇ.'
એહ્‌વી વાત વિચારઇ મનિ. વૈશમ્પાયન ।કહિ, રાજન! ૨૦
એટલિ રથ આવિઉ ઢૂકડુ. મન કેરુ ભાગુ ઊભરુ.
જિદ્રથનઇ ઊલખિઉ નારિં, તિહારઇ પ્રાણુ આવઇ ઠાહ્‌રિ. ૨૧
'એહ તુ પૂજ્ય પરુહુણુ રાઇ. મુઝ દીઠઇ રલિઆયતિ થાઇ.'
એહ્‌વૂં રિદઇ વિચારી જોઇ. એહ્‌ના મનનૂં કપટ ન હોઇ. ૨૨
રથ તાં આવી રહ્યુ ક્ષણ માંહિ, દ્રુપદી ઊભાં છઇ તે ત્યાહિ.
મુખિ છેડુ દેઇ પૂછઇ વાત. આસન આપ્યૂં. કિહિ, "બિસુ, ભ્રાત!૨૩
ભલઇ પધારયા, નણુદુઇ! તમ્યો. પરુણાગતિ શી કીજિઇ અમ્યો?
હવડાં મૃગયા ગ્યા છઇ રાઇ, પાણ્ડવ તે તાં પાંચે ભાઇ. ૨૪
મૃગ મારીનઇ લ્યાવશિ ઘઇરિ. કરજ્યો ભોજન રૂડી પઇરિ.
વાસી તે તહ્મનઇ નવિ રુચઇ. તાજૂં હુઇ તે તહ્મનઇં પચઇ." ૨૫

જિદ્રથ કિહિ, "હૂં ભૂખ્યુ નથી" પાછઇ એહવી વાણી કથી,
"તાં મુઝ સાથઇ આવે સહી. પાણ્ડવ પાસઈં વનિ શૂં રહી? ૨૬
એ વનવાસી ભૂંડા દખી. મુઝ ઘિરિ આવી થાજ્યે સુખી."
તિહારિ વચન ઇમ બોલ્યાં સતી, "જા, જા, અકર્મી! થયુ કુમતિ? ૨૭

હવડાં પાંચે આવશિ સહી; તુહ્નનઇ કૂટી મારશિ અહીં.
હલ્યા! સિંહ-મુખિ ઘાલઇ હાથ, જીવ્યૂં વાંછઇ કુણ, નર-નાથ? ૨૮
કાં, પાપી! તુઝ ખૂટુ કાલ? પછિ કન્યા કુણ વરશિ ભૂપાલ.
શાલવ મણ્ડપિ જોશિ વાટ. ઇહાં તહ્માર્ઇ વલશિ ડાટ." ૨૯

એહવૂં સતીઇ વચન ઉચરયૂં. તવ જિદ્રથિ ડગ આઘૂં ભરયૂં.
કૃષ્ણા ઊપરિ નાખિ કર યદા, નીછેહી કર નાખઈ તદા. ૩૦
એકલી વને; નહીં કુણ સાહિ. થરથર ધ્રૂજઇ; કાંપઇ કાઇ.
જેદ્રથિ તવ બાથજ ઘાતીઅ, શઙ્કા કાંઇ ન ગણી પાપીઇ. ૩૧

પાડી રથમાં નાંખી યદા, રથ હાંકી લેઇ ચાલ્યુ તદા.
અબલાનૂં બલ ચાલઇ નહીં. 'કુણ ધાઉ,' એમ વાણી કહી. ૩૨
બૂંબારવ પોકારઇ નાદ. ધૌમ્ય ઋષિઇ સાંભલ્યુ તે સાદ.
શ્રાપ પાછલિથી કિહિતા જાઇ, 'મેહ્લિ, પાપી! કિ પડશિ કાઇ' ૩૩

ઇમ કરતા બ્રાહ્મણ પૂઠિ ધાઇ. જિદ્રથ તવ રથ હાકિઉ જાઇ.
વૈશમ્પાયન કિહિ, રાજાઇ! વનમાં જ્યુધિષ્ઠિરનઇ શૂં થાઇ? ૩૪
માન-શુકન રાજાનઇ હોઇ; વામ લોચણું ફરકઇ સોઇ.
બાણ્ મૂકિ તે મિથ્યા થાઇ. સાંભલિ તૂં, જનમેજે રાઇ! ૩૫

શઙ્ખનાદ તવ રાઇ કરયુ. તેહ ઘોષ વનમાં વિસ્તરયુ.
નાદ સાંભલિઉ ત્યારે તન્નિ. 'કાંઇક સાન કરઇ રાજન્ન.' ૩૬
ચિન્તા કરતા પાછા વલ્યા. પાંચ બાન્ધવ એકઠા મિલ્યા.
જ્યુધિષ્ઠિર પછઇ કિહિ છઇ વાત, "આ કાંઇ ધઇરિ હોશિ ઉત્પાત. ૩૭
ભીમ! અર્જુન! કહૂં છૂં તુહ્નનઈં. માન-શુકન થાઇ છિ મુહ્નનઈં."
એમ વિચારી પાછા વલ્યા. મારગમાં દ્વિજ સાહ્મા મિલ્યા. ૩૮

બ્રાહ્મણ કિહિ, "ધર્મ ! સુણુ વાત. મન્દિર માંહાં થયુ ઉત્પાત.
સિન્ધુ દેશ તણુ રાજા જેહ, દ્રુપદીનઇ હરી જાઇ તેહ."　　૩૯
સાંભલી વચન રા દુઃખિઉ હોઇ. દેવ કરઇ તે ન કરઇ કોઇ.
પાંચે પાગ ચલાવઇ રાઇ. વિપ્ર કહઇ, "એ આગલિ જાઇ." ૪૦
ક્રોધ કરી તે ધાયા ભૂપ. કાલકૃતાન્ત તે દીસઇ રૂપ.
ભીમ-અર્જુનનિ સાથઇ લીધ. નિકુલ સિહિદે ઘિરિ મુલાવી દીધ. ૪૧
ત્રિણુ જણા તે ધાયા શૂર. આવી મિલ્યા તેહ ઉરાઉરિ.
જ્યુધિષ્ઠિર કોપિઉ. પાછલિ પડ્યા. બે બાન્ધવ મોહ્‌રિ આવી ચઢ્યા.૪૨
"હલ્યા જિદ્રથ! રથ રાખે, ધૂર્ત ! હવિ કા લેઇ જાએશ, મૂઢ ?
મુહૂર્ત આશ્રમ સુનુ રહ્યુ. એહનુ તઇ પ્રસ્તાવજ લહ્યુ.　　૪૩
મૂકિ, મૂકિ, રે પાપી શઠ ! (નહીં તુ) દુર્યોધનનિપિરિ થાઇશ ભ્રષ્ટ."
ઇમ કરતાં રથ ખેડિઉ ઘણુ. અર્જુનિં શર સાહ્યુ આપણુ,　　૪૪
ખૂંહલિયૂં તે મૂકયૂં બાણ, પાડિઉ મુગટ. બીજૂં સન્ધાણ.
બીજૂં વાગૂં વાસા માહિ. ત્રીજુ ઊપાડી નાંખિઉ ત્યાહિ　　૪૫
રથથી રાઇ જવ અવની ઢલિઉ, તવ ભીમસેન આવી મિલિઉ.
આવી ગદા ઇક કીધુ પ્રહાર. મૂર્ચ્છા ખાધી રાજકુમારિ.　　૪૬
પછઇ અર્જુનિ બાધઉ બન્ધ. ભીમ કહઇ, 'આહિ મારુ સ્કન્ધિ.'
"જ્યુધિષ્ઠિરનઇ આવવા દીજિ. પછઇ ભ્રાત કિહિ તે કીજિ." ૪૭
એટલઇ ધર્મ આવ્યા ઢૂકડા. ભાખ્યા બન્ધ દીસિ કૂટડા.
આડુ સાહીનઇ આઘુ કરયુ; વડા ભ્રાતનઇ પાગે ધરયુ.　　૪૮
નીચુ કરીનિ લગાડિઉ પાઇં. તિવારિ કરુણા આવી મન માંહિ.
છોડ્યાં બન્ધન. હાકી દીધ. રથથી દ્રુપદી ઊતારી લીધ.　　૪૯
જિદ્રથ પુહુતા જાનજ માહિ. પાણ્ડવ પાછા આવ્યા ત્યાહિ
બાન્ધવ પાચે બઇઠા બાહિરિ, પર્ણકુટીં પિઠી રાજકુમારિ.　　૫૦
જ્યુધિષ્ઠર બોલ્યા એણી પઇરિ, "એહ નારિ નહિ રાખૂં ઘઇરિ."
એટલું વચન બોલ્યા નર-નાથ, "એહનિ અડયા જિદ્રથના હાથ." ૫૧

એમ કહી રહ્યા જેટલઇ, માર્કંડ મુનિ આવ્યા એટલઇ;
"દ્રુપદીની ઉપકારરતિ નહી'?" વીતી વાત માંડીનિ કહી. ૫૨
"માર્કંડે મુનિ! દિઉ મુઝ આશ. એહુનઇ નહિ રાખું ઘરવાસિ."
કિહિ ઋષિ, "એ શું બોલ્યા, રાઇ? કૃષ્ણાની છઇ નિર્મલ કાય. ૫૩
એહુનઇ કાંઇ ન કહીઇ આપ. દૂષણ દેતાં લાગઇ પાપ.
જિદ્રથનઇ રથિ ક્ષણ્ ઇક રહી તે માટઇ શું લટપટ થઈ? ૫૪
આપણિ એહુનિ ન દીજિઇ દોષ. અબલા ઊપરિ નહિ તે રોષ.
સુણિ, રાજા રામચન્દ્રની પઇરિ, એક વર્ષ રહી રાવણ-ઘઇરિ. ૫૫
તુહિ રઘુનાથેં રાખી ઘઇરિ. જાનકીની શી કહીઇ પઇરિ?"
રામકથા વિસ્તાર કિહિવાઇ, તુ આરણિક તણ્ મહિમા જાઇ. ૫૬
સૂતિ શૌનક નિમિષારણિ કહ્યું, જનમેજે ગર્ઝાતટિ લહ્યૂં.
માર્કંડે કામિકવનિ કહ્યા. બાર વરસિ દિન તેરજ રહ્યા. ૫૭
સાંભલી રામકથા-વિસ્તાર, પાછઇ ધર્મેં રાખી નારિ.
દ્રુપદીનઇ પ્રતિબોધજ કહ્યા. માર્કંડ અન્તર્ધાન થયા. ૫૮
તે વૈશમ્પાઇ જનમેજે કહી, એહ કથા એટલિથી રહી.
ઇમ પાણ્ડવની વાધી ક્ષાતિ. આરણિકપર્વ વિસ્તારી [વાત. ૫૯

ઊથલુ

આરણિકપર્વ વિસ્તારી] કહ્યું. વૈશમ્પાયન કિહિ, સુણિ, રાઇ!
એ કથા સાંભલતાં સુન્દર, મહા પાતકથી મૂકાઇ. ૬૦
અનેક જન જે પાસઈ હૂતાં તે સરવનાં મન થયાં પ્રસન્ન.
રાજાનઇ મનિ આનન્દ ઊપનુ. સુણી કથા શીતલ થયૂં મન. ૬૧
કડવાં એક શત ઊપરિ પન્નર. નાહુના મોહટાંનૂં નહીં માન.
પદ છત્રીસ સઇઇકતાલીસ(?), આરણિકપર્વ એ પરમનિધાન. ૬૨
નારદ-લોમશેં તીર્થ કહતાં જે, તે સાંભલઇ નર નઈ નારિ.
તે માટઇ એ ત્રીજૂં પર્વ સાંભલિ, તે દેરિ નાવઇ દુઃખ-સંસારિ. ૬૩

ત્રીજૂં વસ્ત્ર થયૂં તે ઉજ્‌જ્વલ. ઇમ નિર્મલ થાઇ કાઇ.
વલી ચોથૂં વૈરાટ કહૂ; તે સાભલતા સુખ થાઇ. ૬૪

ઊથલુ

સાભલતા અઘ જાઇ. વૈશમ્પાયનિ રાજાનઇ કહ્યૂ.
કર જોડી નાકર કહઇ, પ્રાકૃત એત્‌વૂં મઇ લહ્યૂ. ૬૫
૩૬૦૭

ઇતિ શ્રીમન્મહાભારતે નાકર-વિરચિત
આરણ્યકપર્વ સમ્પૂર્ણ

ગૂ૦ વ૦ સોસાઇટીની પ્રતિની પુષ્પિકા —
કડવા ॥૧૧૫॥ ઇતિ શ્રી આરણીક પરવ ॥ સપૂર્ણ ॥ સમાપ્ત
લી. ગોવીદરામ



श्रीकृष्ण ।

# આરણ્યકપર્વ—વિવેચન

[ ☞ જોવાની અનુકૂળતા પડે તે માટે પ્રથમ પૃષ્ઠનો આંક અને પછી બ્લૈક ટાઇપમાજ તે તે પાને આવતી કડીયોના આંક આપ્યા છે ]

પૃ. ૩ કેદારુ—( મધ્ય ગૂ ની દ્વિ ભૂમિકામા અ+ઉ સંયુક્ત થઈ અન્ત્ય વ્યઞ્જનમા અન્તર્ગત ઉ સ્વરૂપમા મળે છે ) કેદારો રાગ

૧ °નઇ ( (મધ્ય ગૂ મા પ્ર દ્વિ ભૂમિકામા નઇ–નઈ બન્ને પ્રત્યય મળે છે, દેશભેદે સાનુનાસિકતા સમ્ભવે છે ) °ને હરુ—(અપ હરહુ. મધ્ય ગૂ પ્ર ભૂ હરઉ દ્વિ ભૂ હરુ )=હરો, હરણ કરો આપુ–(જુવો હરુ )—આપો વાણિ—( જૂની ગૂજરાતીમા સ્વરભાર અન્ત્ય સ્વર ઉપરથી જતા દીર્ઘ ઈ હ્રસ્વ ઇ રૂપે આવી રૂડે છે પછીથી મધ્ય ગૂ ની ત્રીજી ભૂમિકામા વિકલ્પે લઘુપ્રયત્ન યકાર થાય છે, જે અર્વાચીન ભૂમિકામાં વિકલ્પે લુપ્ત થાય છે ) વાણી, ભાષા ૨ શોભતુ=શોભતો શોભઇ–શોભે (પ્રાકૃત કાળથી ચાલૂ અ+ઇ ત્રીજા પુરુષમા છે, તે મધ્ય ગૂજ ની બીજી ભૂમિકાથી સંયુક્ત ઇ રૂપે વિકલ્પે થઇ નાશ પામે છે જ્યારે કાઠિયાવાડમા મધ્ય ગૂજ ની પ્રથમ ભૂમિકામાથીજ એ સ્વરૂપે તત્કાલીન ભાષામા ઉતરી આવે છે ) કુન્દલ—કુંદવાળા, ફાંદવાળા ૪ પસાઇ ( સં પ્રસાદ, અપ પસાઉ—મધ્ય ગૂજ પસાઇ )—પ્રસાદ, કૃપા, મ્હેરબાની

૫ આણાઇ—( મધ્ય. ગૂજ મા તૃતીયા વિભક્તિનો પ્રત્યય)—આજ્ઞાયે, ૬ દામણુ—દામણો, દયામણો, ગરીબ

૭ ખેવ—(સં ક્ષિપ્ર )—જલદી

પૃ ૪—૮ માટઇ કે માટઈ—માટે, સારૂ ( મૂલમા સપ્તમીનો ઇ કે ઇ° રહેલો છે સં °માત્ર પ્રત્યય તદ્ધિતનો છે તે ઉપરથી આ શબ્દનૂં અવતરણ સમ્ભવે છે ) કૃપાઇ—( પાદપૂર્તિ માટે ઇ ઉમેરાયો છે ) કૃપા, મ્હેરબાની કિહિવા—( હેત્વર્થ કૃદન્તનો વિધ્યર્થના સં તવ્ય પ્રત્યય ઉપરથી આ ઉતરી આવ્યો છે કથયિતવ્યકમ્—કહઇઅવ્વઉ—કહિવૂ—

કિહિવૂં. તાદર્થ્યમાં નઇં લાગ્યા પછી નઇ નો લોપ થયે કિહિવા.) કહેવા માટે. શઙ્કલિતહૃદયા—ફલવાળું છે હૃદય જેમાં એવી બુદ્ધિ. ૧૦. કવિતા—કવયિતા (કવઇતા થઇ) કહેનાર, કાવ. નઈ—(અપ. અનઇ—અ નો લોપ થયે) અને ૧૧. મયા—કૃપા. હવા—(સં. ભૂતકઃ—અપ—હૂઅઉ મધ્ય. ગૂ. હૂઉ—હુઉ—હોઉ—હઉ—હવુ. બહુવચન હવા.) થયા. ઊલટિ (સ્ત્રી)—ઉમઙ્ગ, ઊલટ, હોંશ. માગૂં—(અપ. નો પ્રથમ પુરુષ વર્તમાન—એકવચનનો હું પ્રત્યય ઉં રૂપે આવી માગઉં—પછી મધ્ય. ગૂજ. ની દ્વિ. ભૂમિકામાં વિભક્ત સ્વરો એકરૂપ થતાં માગૂં.) યાચના કરૂં (સં. માર્ગયામિ—ચોથૂં તે ઉપરથી). ૧૩. ખોડિ—ખોડ્ય, ખોટ, ખામી. દેશુ. (સં. દાસ્યથ—દેસ્સહુ—દેસહુ—દેસુ. મધ્ય. ગૂ. દ્વિ. ભૂમિકામાં દેશુ.) દેશો, દેજો. કહેશ—(સં. કથયિષ્યામિ—અપ—કહિસ્સઉં. મધ્ય.ગૂ કહિસ્સઉં—વિકલ્પે કહિસ્સિ—કહીસિ—કહિસિ—કહેશ) કહીશ. ૧૪. બુદ્ધિમાન—બુદ્ધિનૂં માપ.

૧. વેણુપાણિ—(સં. વીણાપાણિ. વ્યધિ.-બહુવ્રીહિ) જેના હાથમાં વીણા છે તેવી) સરસ્વતી. ૨. ઉરગ—સર્પ. ૩. સોહઇ—સોહિ (સં. શોભતે—અપ. સોહઇ) સોહે, શોભે.

પૃ. ૫.—૬ °ભણુઇ—(મધ્ય ગૂજ.માં તાદર્થ્યમાં ભણઇ—ભણી પ્રત્યય આવે છે) ને.

૭. કથા—કરુણાનિધિ—હરિ—કરુણાનિધિહરિ—કથા. કરુણાના ભણ્ડાર શ્રીહરિભગવાનની કથા. (કવિયો કાવ્યોમાં સમાસનાં પદો ઊલટપાલટ મૂકવાની છૂટ લેતા.)

૯. આ કડીમાં શબ્દો તૂટે છે, ઉત્તરાર્ધનો અર્થ સન્દિગ્ધ રહે છે. ૧. બઇઠા—(સં. ઉપવિષ્ટકાઃ અપ. ઉવઇટ્ઠા. મધ્ય. ગૂજ. બઇઠા)—બેઠા. ૭. આગલિ રહી ભગવાન—ભગવાન આગલિ રહી. ભગવાનની સન્મુખ રહ્યા છતાં.

પૃ. ૬—૮. સાહિ. (સં. સાહ્ય=મદદગાર. ય નો ઇ થયે) મદદગાર. પોતઇ—પોતે. ૯. સમય—શરત. ૧૦. પરકાર. (સં. પ્રકાર)—પ્રકાર, રીતિ, પેરપ.

૧૨. °થુ. (સંસ્થિતઃ-અપ. °થિઉ. મધ્ય. ગૂ થુ) થો, થી. સન્ધિ—(સં સન્દેહ—દ અને હના સાદૃશ્યથી ધ) સન્દેહ ૧. શરપ-

**વંશી**—(સૂર્યમાંના જોડાક્ષર જુદા પડતાં **સૂરય** ઉપરથી ગુજરાતીમાં સૂરજ.) સૂર્યવંશી રાજાઓ. ૨. **તાગ**—(સં. સ્થાગઃ) અન્ત, પાર, માપ. ૩. **તિવારઇ**—ત્યારે. **જાત**—(સં. જન્નું ભૂતકૃદન્ત)—જન્મેલો. ૫ **હયાવિઉ**—લાવ્યો. **વધારઇ**—વધારે.

પૃ. ૭-૭—**સિવરા**—(સં. સ્વયંવર.) ૮. **પેણુ**—પ્રતિજ્ઞા. **ઘાતઇ**—ઘાલે, નાંખે, ધારણ કરે. ૧૨. **વેજ**—નીશાન, વેજૂં. ૧૩ **દ્વેષી—દ્વેષિ** જોઇયે=દ્વેષથી. **સમિ**—(સં. સમયે. મધ્ય. ગૂ. સમઇ=સમિ.) સમયે. (સપ્તમીનો પ્રત્યય લુપ્ત છે, મૂળમાં ઇ હોવાથી)

૧૪. **આજાણુ-અજિણુ**—(સં. અજિન) જોઇયે=મૃગચર્મ ૧૬. **અવરિ**-(સં. અવરે=બીજા) અવર, બીજા. **હારિ**-(સ્ત્રી.) પરાજય. ૧૯. **પોણુ**—શરતની ભૂમિ

પૃ. ૮-૨૦. **કાપડી**—તાપસ. ૨૨. **સરસા**—(વિશે.) સાથે. ૨૫. **લાખા**-(સં. લાક્ષા.) લાક્ષાગૃહ. ૨૬. **મધિ-નીર**=નીર-મધિ; નીરમાં પાણીમાં. ૩૦. **જમધર**. (સ્ત્રી) અસ્ત્રવિશેષ. ૩૧. **દૈવત** હેઠાં **ઊતરઇ**-અર્જુનનૂં આ કાર્ય એટલૂં વીરત્વભરેલૂં હતૂં કે ભલભલા યોદ્ધાઓનાં અભિમાન ઊતરે. **કેડિ**-પછવાડે.

પૃ. ૯-૩૫. **અનર્ગલ**. (સં.) બેશુમાર. ૩. **મિ-દાનવ**—મયદાનવ. **મનાવિઆ જેણઇ મીન** જેણે મીન-મનાવ્યા-મીણ કુહેવાડાવ્યૂં. (-હૂં તમારા પાસે માત્ર માછલીના હિસાબનો સૂક્ષ્મ છૂ તેવૂં કોઇ હારેલા પાસે કુહેવાડાવે તે ક્રિયા.) ૪. **કિહી**-કેટલીય. ૭ **ધન્ધ**—ધાંધલ, ખટપટ.

પૃ. ૧૦-૯. **રાઢિ**—રાડ્ય ૧૪. **તાતિ**-હોડ, સરખામણી. ૧૬. **કુહુ**—કોઇ.

પૃ ૧૧-૨૩ **રિહિટ**—(સં. અરઘટ્ટિકા-સ્ત્રી. અપ. **અરહટ્ટી**—રહટિ-રિહિટ, રિંહિંટ=) રેંટ. **પાવઠી**-પગથી ચલાવવાનો રેંટ. ૩૨. **વેરે**—વેરી નાંખે, ચારે. **દાધિ**—દાઝથી. **માઉલા**—(સં માતુલક) મામો.

પૃ. ૧૨-૨.—**તુ વાત આવઇસૂત્ર**-તો વાત દોરા ઉપર આવે-ઠેકાણે આવે. ૭ **કિહિ**—કે, અથવા. **તેડઇ**—તેડામાં, તેડે, બોલાવવાને.

પૃ. ૧૩—૧૦. **પ્રાયણુ**—વસ્ત્ર હારયાંનો પ્રયોગ જુવો. **પ્રાયણુ હારયાં પિહિરવાનાં**, ત્યાં પ્રાચીન પ્રયોગ કર્મણિ. જ્યારે **હારયા તે હથિઆર** તે આધુનિક કર્તરિ પ્રયોગ. અહીં **હારવૂ** ક્રિયાપદના ભૂત કૃદન્તના

પ્રયોગનો નવો-જૂનો પ્રયોગ વિચારણીય છે. ૧૬ વાત જાઇ હાડિ-વાત હાડ જાય છે-પાણ્ડવોને હદથી વધારે તકલીફ આપવામાં આવી છે ૧૭. સૂર-સૂર્ય. ઉત્તરાર્ધ ત્રૂટક છે, અર્થ સન્દિગ્ધ રહે છે ૧૮ પલાવઇ-પળાવે વઇરિ-વેર.

પૃ. ૧૪-૧ ઉત્તરાર્ધ સન્દિગ્ધ ૨૧ હીંચણ-ભેરિ-ગોઠણભરથ. ભેરિ-હાથમાં લે

૪ દેઉર-(સં. દેવર) દીયર, દેર. ૫ આણ-તકલીફ

પૃ ૧૫-૧૨ નસમ્ઘિં-નરસિંઘિં જોઇયે, નરસિંહાવતાર ૧૫ °પઇ-થી. બિહિબાંકલા-ભયવ્યાકુલ ૧૮ ખ્યાતિ-નામ ૨૦. આતા-સં°. આત્મન્ સ્વજનને સમ્બોધતાં જૂની ભાષામાં આ શબ્દ અતિ પ્રાચુર્યે વપરાયો છે. ૨૧ પગ વાલતાં-એક માણસ બેસી પગેંઠી વાળે તેટલા સમયમાં જલદીથીજ.

પૃ ૧૬-૨૧. " ભાઇ ! કાંઇક કપટ જોઝ્યો" એમ વાંચવું. આશ્રિજ્ય-(સં. આશ્ચર્ય) અચરજ. ૨૭ સાંસુ-સાંસો, સાંસતો શાલિ-શાળ, વણવાનું ઓજાર ૩૦. છેક-છેદો. ૩૧. સાલવી-વણકર, વણનાર ૩૪ નીલવટ-(મૂળ અર્થ-કપાળ)-આબરૂ પૃ ૧૭-૩૯ અકજ-નિરાધાર ૪૨ નીઝરણ-(સં. નિર્ઝરણ)-ઝરો ૪૫ અસતિ -(સં અસત્ય)-અસત્ય, જૂઠાણું. ૪૭ શીખ-(સં. શિક્ષા)-શીખામણ, રજા

પૃ ૧૯-૨ પાખી-વિના ૯/૩૫-શાન્તિ ૮. વાણુ-વાણો. ઉતરાયો ૧૦ પ્રસલ-(સં. પ્રસન્ન)-મૂંઝવેલ ૧૧. ભર-ઇચ્છા

પૃ. ૨૦-૧૭ ઉહુલાસ (સં. ઉલ્લાસ) આનંદ ઉમંગે ૧૯ સાવિજ-(સં. શ્વાપદ) પશુ ૨૨ વ્યગૂતુ-દેખાત થયો ૨૩ ભેલી-ભેળીને, નાશ કરીને ૨૫ આઇ-માતા

પૃ ૨૧-૨૧ સાયક-તીર ૨૩. ઇ૩૫-શાન્તિ. ૨૮ ૪ પદ ન ભાગુ-એનો નિર્બન્ધ કે પાપકામમાં એની અતિ શાકી, એમાં બન્નેનો લેશ પણ ખપ નથી તે ? કિયા કરી ન શક્યા. લિહિ-લગતી, પ્રેમ ૩૧. પછતાણુ-પસ્તાણો. ૩૨ પરકણ-(સ્રી) ગોઠણ. સહોત ૩૭ ઉદ્યોઇનવે ૩૮ અણુકણ-અન્ન, અનુકાણ.

પૃ ૨૨ ૩૧ પસાઉ-(મધ્ય ન માં પસા અને પ્રસાદ થાય છે. પાછળથી પણ = ઢું અ ( દિન ભાષામાં ઓશીકાપણું ( ? ) પરે. અવ

૧. ટાલઇ—ટાલી, વિના. ૪. લૂંટ્યા—લૂંટ્યા. [ આ ક્રિયાપદ કાઠિયાવાડ-બડાંમાં મેર જાતિના લોકોમાં હજી પણ વપરાય છે ] ઓલવી—પીડી. ૫ રાજકુલી—રાજકુલના મનુષ્યો, રાજવંશીયો ૬. ઊભારી—ઉપાડી. બઇઠાં—(સની સપ્તમી જેવો પ્રયોગ. કૃદન્તમાં સપ્તમીનો આં પ્રત્યય છે.) બેઠો હું છતાં. ૮. બાંહિ—(સી)-(સં. બાહુ. પુંલિંગ) બાં, અહીં પક્ષના પાખડવ.

૧. વારૂ (સં. વારકમ્ અપ-વારઉ-મધ્ય. ગૂજ. વારૂ.) સુન્દર. ૪. સાહિ (સં. સાહ્ય મધ્ય. ગૂજ.—સાહિ-સાઇ-સાયિ-સાજિ-સાજ્ય.) સહાય. ૬. ઓકલવા—રજા લેવા. ૧૦. ભાલવ્યાં—બળાવ્યાં. ૧૪. રેલા-રઝ—રઝના રેલા.

પૃ. ૨૫-૧૮ પૂપ્ (સં. પુષ્પ, અપ-પુપ્ફ, મધ્ય ગૂજ. પૂફ) ફૂલ. ૧૯. સાખી—સાક્ષી. ૨૦ કેડઇ—કેડા ઉપર, માર્ગ ઉપર. ૨૩. જતાં ડાબો ગધેડો ભૂકે તે શુભ શુકન ગણાય છે:—

अवसरपठिता वाणी गुणगणरहितापि शोभते पुसाम् ।
वामे प्रयाणसमये गर्दभशब्दोऽपि मङ्गलं तनुते ॥

૨૪. વાછરૂ-(સં. વત્સતરકમ્-અપ વચ્છઅરઉ-વચ્છરઉ-મધ્ય ગૂજ. વાછરૂ દીર્ઘાન્ત) વાછરડું. બમ્ભ—(સં. બ્રહ્મ)-બ્રાહ્મણ ૨૬. પઞ્ચ શબ્દ—તતિ, વિતતિ, ઘન, સુષિર, ઘનમુત્તમ એ પાંચ વાદિત્રના શબ્દ (દયારામ-વસ્તુવૃન્દદીપિકા. ૪૪)

વજડાઇ—વગાડવામાં આવે છે. (વજડા—જૂની ગૂજ માં કર્મણિ અંગ હતું.) ૨૭. ઓહૂલાહિ-(સં. આહ્લાદ) આનન્દથી.

પૃ. ૨૬-૩—શ્રીવન્ત—(સં. શ્રીમત્-મનો ગૂજ. માં વ થયો.) શ્રીમાન, ધનિક. વિહિવારિઆ—(સં. વ્યાવહારિકાઃ—યકારના સમ્પ્રસારણે વિવહારિઆ—વ્યત્યયથી વિહવારિઆ. હમાં ઇ ના પ્રક્ષેપે—વિહિવારિઆ)=વેપારીયો. છૂં—(અપ-અચ્છઉં—પ્રથમ પુરુષ. વર્તમાન બહુવચન ઉપરથી મધ્ય ગૂજ. ની પ્રથમ ભૂમિકામાં છઉં—બન્ને વિભક્ત સ્વર એકરૂપ થતાં દીર્ઘાન્ત છૂં.) છિયે ૭ ઉપમાન—(સં. અપમાન) —અપમાન. ધાન (સં. ધાન્ય) અનાજ ૧૦. રહૂં—(જુવો ઉપર છૂં) રહિયે. ૧૧. સારુ—સારો, સર્વ, બધો.

